રામનારાયણ વિ. પાઠક

જેના સહવાસમાં

જીવન ધન્ય થયું

તે

જીવન સખાને

# મુનશી દમ્પતિની કૃતિઓ :

**સૌ. લીલાવતી મુનશી :**

રેખાચિત્રો અને બીજા લેખો
કુમાર દેવી
જીવનમાંથી જડેલી, ખંડ ૧ લો
જીવનમાંથી જડેલી, ખંડ ૨ જો (પ્રેસમાં)
વધુ રેખાચિત્રો ને બીજું બધું (પ્રેસમાં)

**શ્રી. કનૈયાલાલ મુનશી :**

કોનો વાંક ? (બીજી આવૃત્તિ)
પૃથ્વીવલ્લભ (ત્રીજી આવૃત્તિ)
પાટણની પ્રભુતા
ગુજરાતનો નાથ (પાંચમી આવૃત્તિ)
રાજાધિરાજ (બીજી આવૃત્તિ)
મારી કમલા અને બીજી વાતો (ત્રીજી આવૃત્તિ)
સ્વપ્નદ્રષ્ટા
ભગવાન કૌટિલ્ય
કાકાની શશી
ધ્રુવસ્વામિનીદેવી
પૌરાણિક નાટકો: પુરંદર પરાજય, અવિભક્ત આત્મા, તર્પણ તથા પુત્ર સમોવડી
સામાજિક નાટકો: વાવાશેઠનું સ્વાતંત્ર્ય, બે ખરાબ જણ તથા આજ્ઞાંકિત
વેરની વસુલાત (બીજી આવૃત્તિ)
સ્નેહસંભ્રમ
મારી બીનજવાબદાર મુસાફરી (પ્રેસમાં)
કેટલાક લેખો. ભાગ પહેલો ને બીજો
થોડાક રસદર્શનો (પ્રેસમાં)
આદિવચનો (પ્રેસમાં)
વિશ્વામિત્ર : ભાગ પહેલો (પ્રેસમાં જશે)
નરસૈયો ( ,, )

# પ્રસ્તાવના

૧૯૨૫ માં અને તે પછી લખાએલી વાર્તાનો આ સંગ્રહ ભાઈ જીવનલાલે પ્રસિદ્ધ કરવાનું માથે લીધું છે અને તે પ્રગટ પણ થઈ શકે છે તે ખાતે મને આનંદ થાય છે. આ સંગ્રહ પ્રગટ થતાં પહેલાં કેટલાક ફેરફારો કે સુધારા વધારા કરવાની મારી ઇચ્છા હતી પરંતુ તે કરવાનો સમય મળે તે પહેલાં હું બેલગામ જેલમાં વર્ષને માટે આવી પડી. અને પ્રુફસમાં પણ સુધારા કરવાનું અશકય થયું. કારણ કે બેલગામ જેટલે દૂર તે મોકલવા અને જેલના વિધિ-વિધાનોમાં પસાર થઈ કેદીને તે જોવા મળે અને તે પાછા મોકલી શકે, એની વચ્ચે છાપનારને અસહ્ય થઈ પડે એટલો ખુબ લાંબો ગાળો પડે એમ હતો. પરિણામે વાંચકની માફક હું પણ એને છાપેલા સ્વરૂપમાંજ જોઈ શકું છું.

આમાંની "પૈસા છે?" એ વાર્તા કોઈ અંગ્રેજી વાર્તાનું સ્મરણ રહી ગએલું તેના પરથી લખાઈ છે. કયી તે યાદ નથી. બાકીની વાર્તાઓ સ્વતંત્ર છે અને તે 'ગુજરાત' માસિકમાં છપાઈ ગઈ છે.

૧૯૩૦ ના અકટોબર સુધીમાં આર્થરરોડ જેલમાં છેલ્લું લખ્યું તેટલું લખ્યું. તે પછી મારો લેખનવ્યવસાય રાજકિય વહેળામાં ઘસડાવાને લીધે લગભગ બંધ પડયો છે. અને તેથી તો દૂર દેશ ગએલાં વ્હાલાં બાળકો ઘણે વખતે આવીને મળે એવું આ છપાએલી વાર્તાઓ જોતાં મને થાય છે.

વહેળો તો કદાચ લાંબે ને લાંબે ઘસડાયાંજ કરશે ને આમ ઘસડાતાં ઘસડાતાં ફરી કદી આવાં કલ્પનાચિત્રો મારે હાથે સરજાશે? જાણે કંઈક કીંમતી વસ્તુ જીવનમાંથી જતી રહી હોય—ખોઈ નાંખી હોય—એમ આજે તો મને લાગે છે. પણ રાષ્ટ્ર ઘડાતું હોય ત્યાં આવાં કલ્પનાચિત્રોનો શો હિસાબ?

જેમ કેટલીક છાપભૂલો આમાં રહી ગઈ છે તેમ લખાણમાં પણ સુધારી શકાય એવી અનેક ત્રુટીઓ રહીજ ગઈ છે. પણ જે અસાધારણ સંયોગો વચ્ચે આ પુસ્તક છપાયું છે તે જોતાં વાંચકો એને ઉદારતાથી સહી લેશે એવી આશા હું રાખું છું. આથી વધારે કહેવાનો તો લેખકને કંઈ અધિકાર છે?

બેલગામ, સેન્ટ્રલ જેલ
તા. ૨૬ : ૯ : ૩૨

સૌ. લીલા મુનશી.

## અનુક્રમ

# જીવનમાંથી જડેલી

## પૈસા છે ?

૧

પ્રાંતીજ લાઈનમાં છેક છેલ્લું ખેડબ્રહ્મા કરીને એક ગામ છે. ત્યાં હાથમતી નદીનાં વેગ ભર્યાં નીર ધસારા બંધ વહે છે. ગામમાં બ્રહ્માની ચતુર્ભુજ મૂર્તિ છે તેના દર્શને ઘણા લોકો આવે છે. ગામથી ગાઉ બે ગાઉ દૂર સરસ્વતી માતાનું મંદીર છે ત્યાં પણ ગામમાં આવેલા લોક દર્શને જવાનું ચુકતા નથી. એ ગામમાં નદીથી થોડે દૂર એક ધર્મશાળા છે. ત્યાં ગામ ગામના જાત્રાએ આવેલા લોક પડાવ નાખે છે. ધર્મશાળામાં સારી સોઈ છે અને ઘણા કુટુંબો રહી શકે તેવી ઓરડીઓ છે. ધર્મશાળાના મહેતાજી જાત્રાળુઓને દરેક પ્રકારની સગવડ એવી સરસ કરી આપે છે કે એમના ઉપર લોકોની પ્રસન્નતાનો પાર રહેતો નથી.

એ ગામમાં ને એજ ધર્મશાળામાં પ્રસંગવશાત્ અમારે ઉતરવાનું થયું. રાત્રિએ જમી પરવારીને અમારૂં મંડળ ગપ્પા મારતું હતું ત્યાં મહેતાજી આવીને બેઠા. “કેમ શેઠ સાહેબ? બ્હેન? આપને કોઈ જાતની તસ્દી તો નથી પડીને ?”

અમે બધાંએ મહેતાજીની સગવડ કરી આપવાની રીતનાં વખાણ કર્યાં, અને શીઆળાનો દહાડો હોવાથી સ્ફૂર્તિ આણવાને માટે ચહા પીવાતી હતી તે લેવાનો મહેતાજીને આગ્રહ કર્યો. વાતમાં ને વાતમાં એમને ત્યાં રહેતા એક સાધુરાજની વાત કહી. એ વાત એમના શબ્દોમાં તો નહિં પણ એમના શબ્દોએ મારા મનમાં જે ચિત્ર ખડું કરેલું તે પ્રમાણે આપવા હું પ્રયત્ન કરૂં છું. વાત સાંભળે વર્ષો થયાં, કદાચ તેમાં આવતા રંગો ઝાંખા કે જાડા થયા એ હશે. કોઇ યાત્રાળુએ એ વાત જુદી રીતે સાંભળી હશે કે યાદ રાખી હશે તો તે મારા પર ખોટી વાત લખવાનો આરોપ નહિં આણે એવી આશા રાખું છું.

૨

થોડા વર્ષો પર એક જુવાન સાધુ એ નદીને તીરે વસતો હતો. બીજા સાધુઓની માફક તે ઉઘાડો પડી નહોતો રહેતો. પણ એક ખેતરલઇ, તેમાં તેણે નાની સરખી ઈંટ મટોડાંની ઝુંપડી બનાવી હતી તેમાં તે રહેતો. તેણે પોતાના ખેતરની આસપાસ વાડ ભરી લીધી હતી. અને નદી તીરે સ્નાન કરવા જવા સીવાય તે તેની બહાર નીકળતો નહીં અને તારાસ્નાન કરતો હોવાથી કોઈની નજરે તે ભાગ્યેજ પડતો.

તે કોઇની સાથે વાત કરતો નહીં કે કોઈની પાસે કૈં માગતો નહીં. લોકો એને માટે કૈં ભેટ લાવતા તો તે આંગણાંમાં મુકી જતા. એના આવા વર્તનથી ધીરે ધીરે લોકોમાં એની પાસે કંઈ ચમત્કાર છે એવી માન્યતા દૃઢ થતી ગઈ હતી. એની ખ્યાતિ આખા ગામમાં હતી ને કદી જો એ પ્રસન્ન થાય તો ધાર્યું કરી આપે એવું લોકો માનતા. જાત્રાળુના કાનપર સૌથી પહેલી વાત એનીજ પડતી. કોઈ એને નહોતા ઓળખતા. છતાં, સૌ એને ઓળખવાનો દાવો કરતા.

કોણ જાણે ક્યાંથી એક વાત સૌથી છેલ્લી છતાં નવા સાંભળનારના કાનમાં કહેવાયા વિનાની રહી જતી નહીં. એના રૂપરંગ,

રીતભાત, બળ ને પ્રતાપની વાત કર્યા પછી વાત કરનાર ધીમે સ્વરે કહેતો: "પણ તમે જાણો છો કે એ કેમ સંન્યાસી થયો છે? એ સૌથી રૂપાળી સ્ત્રીને ચહાતો હતો. પણ તે કોઇ બીજાને પરણી ગઇ એટલે તેની પાછળ એણે જોગ લીધો. ભાઇ! રાજા ભર્તૃહરિ કહી ગયો છે કે '**यां चिंतयामि सततं मयि सा विरक्ता.**' દુનીઆનો ક્રમજ એવો ચાલે છે. એતો એનું નસીબ જોર કરતું તે કોઇ સદ્‌ગુરુ અબધૂત એને મળી ગયા ને સંતપંથે ચઢાવ્યો."

આ વાત ક્યાંથી આવી તે કોઇ જાણતું નહીં. તે રૂપાળી સ્ત્રી કોણ હતી, ક્યાંની હતી, સદ્‌ગુરુ એને ક્યાં મળ્યા, કેમ મળ્યા તેની કોઇને કશી જ ખબર નહોતી. પણ આથી એક પ્રકારના ભેદ અને અદ્‌ભુતતાનું વાતાવરણ તે સાધુની આસપાસ વીંટાયું હતું. સૌ તેની વાત ધીમે સાદે કરતા. સૌ તેના તરફ ભય, આશ્ચર્ય અને પ્રશંસાની મિશ્રિત દૃષ્ટિએ જોતાં. એને પગલે ગામમાં સુખાકારી ચાલતી એવી સૌની માન્યતા હતી. ગામલોક એના પોષણને અર્થે પૈસા ભેગા કરતા. જાત્રાળુઓ એની વાત સાંભળી, એને નિમિત્તે કૈં ને કૈં આપી જતા ને સૌ વગર બોલ્યે એના દ્વારમાં એના પોષણના સાધન મુકી આવતા. એ સાધુની જીંદગીનાં પાંચ વર્ષો આમ ને આમ વીતી ગયાં. એણે ખેતરમાં એક બે હાથ વાડી ઉગાડી હતી અને ઝાડ રોપ્યાં હતાં. એની ઝુંપડી ઝાડોની ઘટામાંથી બહુ થોડીજ બહારથી દેખાતી. એ ઝુંપડીને કોઇએ અંદરથી જોઈ ન હતી. એ ન હોય તોપણ અંદર જવાને કોઇની હીંમત ચાલતી નહિ.

એ સાધુ કોઇ કોઇવાર રાત્રિની શાંતિને એના દર્દભર્યા ગાનથી મીઠી બનાવતો. દૂરથી એનો અવાજ ધાડો, મીઠો ને રણકતો લાગતો. ને ત્યાંથી પસાર થતો કોઇ રડ્યો ખડ્યો માણસ એ રવના મોહમાં સ્તબ્ધ થઇ ઉભો રહેતો. કોઇ વાર એ કૈં તતુવાદ્ય વગાડતો હોય એવું લાગતું; ને તેનો ઝણઝણાટ દૂર સુધી પ્રસરી રહેતો. જેમણે એને જોયો હતો તે એનું વર્ણન આ પ્રમાણે કરતા. એનું શરીર

ઊંચું હતું ને વાન ગોરો હતો. એણે દાઢી ઉગાડી હતી; તેના કાળા ભમ્મર રંગને લીધે એનું મુખ ખુબ સફેદ અને ફીકકું લાગતું. એ માત્ર ગળાથી નીચે સુધીની એક શ્વેત કફની પહેરતો.

કોઇ દિવસ નહિં ને એક દિવસ એને એવું સુઝયું કે બપોરે, ખેતરો તરફ તે બહાર ફરવા નીકળ્યો. જે માણસ કોઇ દિવસ બહાર ન નીકળે તેને આમ બહાર નીકળવું એ કૈં સરજતના ચમત્કાર વિના બને? ચાલતાં ચાલતાં એ ઘણાં ખેતરો રખડયો ને ઢોરો ચારતા છોકરાઓની સાથે વાતો કરવા પ્રયત્ન કર્યો. છોકરા બીચારા સાધુ મહારાજને બોલતા જોઇ, ગભરાઇને નાસી જતા. છેવટે થાકીને અમે રહેતા હતા તેજ ધર્મશાળાની નજીક, થોડે દૂરના એક ખેતરમાં, એક ઝાડના થડને અઢેલીને તે બેઠો. થાકથી આંખોએ સહેજ મીચાઈ ગઇ.

એણે આંખો ઉઘાડી ત્યાં એની નજરે કૈં નવુંજ, ઘણા વખતથી અપરિચિત એવું, દૃશ્ય પડયું. એક સોળ વર્ષની સુંદર છોકરી હાથમાંનું જામફળ કરડતી કરડતી એની સામે જોતી હતી. એણે પાલવને ઝોળી જેવો કરી, તેમાં બોરને જામફળ ભરી, છેડો ખભાપર ઉચો નાખ્યો હતો. એની આંખમાં સાધારણ હિંદુ છોકરીઓ કરતાં વધારે ધૃષ્ટતા હતી. શીઆળાના આથમતા કિરણથી, એના રતુમડા થએલા ગાલ રંગાયા હતા. સાધુરાજની આંખો એનાપર ઠરી. સૌથી રુપાળી સ્ત્રીએ એમને તીરસ્કારાર્યા પછી, પહેલ વહેલી એમણે સૌથી રૂપાળી છોકરીપર નજર માંડી બંને રૂપ જુદાં હતાં છતાં બંનેમાં જુદી જુદી સર્વોત્કૃષ્ટતા હતી.

બંનેએ પરસ્પર ટકટક જોયાં કર્યું. છોકરીની આંખમાં જીજ્ઞાસા હતી સાધુની આંખમાં અપૂર્વ વસ્તુને જોતાં ઉપજતો અચંબો હતો. છોકરી થોડીવારે ખંચકાઇને પાછી ફરવા ગઈ. સાધુએ તેને બોલાવી " બ્હેન ? આમ આવ

" છોકરી જરા અચકાઇને ઉભી. " તમે કોણ છો ? પેલા

અહીના સાધુરાજ કહે છે તેજ કે ?" તેણે બીતાં બીતાં છતાં હીમત ભેર પૂછ્યું.

"હા તેજ હું તું કોણ છે ?"

છોકરી જરા આગળ આવી. ખોળા ભરેલો પાલવનો છેડો ઉંચો નાખેલો હોવાથી ચણીઆ અને કબજાની કોર વચ્ચેથી પોયણીપત્ર જેવું પેટ જરી જરી દેખાતું. એણે ગોળા ગોળ હાથે જરા છેડો સમાર્યો, "હું ? હું ભુપતરાયની છોકરી" તેણે કહ્યુ ને જરા વારે ઉમેર્યું "અમો વડોદરાનાં છીએ."

સાધુને આ છોકરીમાં કૈં અજબ આકર્ષણ લાગ્યું. તે તેના ગૌરવથી અંજાયો ને તુંનું તમે કરતાં એણે વાત વધારવા કહ્યું, "મને થોડાં બોર આપશો ?"

છોકરીએ ખભા પરથી છેડો લઇ ખોળો ધર્યો. "તમારે જોઇએ તેટલાં લો." છોકરીની બીક જતી રહી હતી. નાનપણમાં કલ્પનાશીલ છોકરાંને જે જાતની સાલસ કરવાની વૃતિ થઇ આવે છે તેવી એને કૈંક થઇ.

"જામફળ મીઠાં છે" તેણે કહ્યું. "મને એક સારૂં જોઇને આપો" સાધુએ કહ્યુ. અને છોકરીએ આપ્યું તે ફળ લેતાં લેતાં તેણે પુછ્યુઃ "તમારૂં નામ શું ?"

"માધવી."

"નામ તો સરસ છે. અહીં જાત્રાએ આવ્યાં છો ?"

"હા, મારા પિતાજીને અહીંના બ્રહ્માજીપર બહુ વિશ્વાસ છે. અમે અહીં દર વર્ષે આવીએ છીએ." છોકરીને પણ સાધુમાં રસ પડવા માંડયો હતો.

"બ્રાહ્મણ છો ?" સાધુએ પ્રશ્ન પરંપરા લંબાવવા પુછ્યું.

"ના. બ્રહ્મક્ષત્રિય." સાધુના અંતરમાં ઝણઝણાટ થયો. પોતાનીજ ન્યાત ! અચીંત્યો, તેને પોતાના નિરસ જીવન પર કંટાળો આવ્યો. તેણે પુછ્યું–પુછાઇ ગયું. "તમે પરણેલા નથી લાગતાં ?"

તને ગમું તો ખરો ને ?" લાગણીના આવેશમાં એનાથી તું તાં થઇ ગયું. એની ભાષામાં બાલિશતા આવી ગઇ.

છોકરી ખડખડાટ હસી પડી. તેને આ બધી મશ્કરી લાગી તે ઉભી થઇ ગઇ. "હા. ગમો તો ખરા; પણ ચાલો હવે હું જાઉં છું. નહીં તો બા મારો જીવ કાઢી નાંખશે. તમે પિતાજીને મળવા આવજો. આવશોને ? હું એને કહીશ. કે મધુકાંત દેસાઇ મને મળ્યા હતા."

"હું ? હું કોઇ દિવસ બહાર જતો નથી."

"આજે કેમ નીકળ્યા ? એકવાર વધારે. પછી અમે રવિવારે તો જવાનાં છીએ. પેલી ધર્મશાળા પાસે સ્ટેટનો ઉતારો છે ને એમાં અમે ઉતર્યાં છીએ. આવજો, જરૂર હોં." આટલું કહેતાં કહેતાં માં માધવી ચાલી ગઈ.

સંધ્યાના અજવાળામાં તેની ગુલાબી ઓઢણીનો છેડો પારદર્શક દેખાયો ને તેની દોડતી પહાની પર અથડાઇ અથડાઇ વેરાઈ ગયો. સાધુએ તેને દેખાઇ ત્યાં સુધી જોઇ. એને એકદમ જાણે અંધકાર પ્રસરતો હોય એવું લાગ્યું. એણે આંખો મીચી દીધી. એના મગજ આગળ તે બાલિકાનો આકાર આવીને ઉભો રહ્યો. એની પાછળ દૂર દૂર એક ઝાંખો થતો સુંદર આકાર ઉભો હતો. જરાવાર એ ત્યાં ટકયો પણ પછી અદૃશ્ય થઇ ગયો. આ સાધુના નસીબમાં 'સૌથી રૂપાળી સ્ત્રી અને સૌથી રૂપાળી છોકરીનું ધ્યાન કરવાનું લખાયું હતું કે શું ?

## ૩

તેણે આંખો ઉઘાડી ત્યારે અંધારૂં થઇ ગયું હતુ. તે ધીરે ધીરે ઉઠયો ને પોતાની ઝુંપડી તરફનો રસ્તો તેણે લીધો. ધ્યાનમાં ને ધ્યાનમાં એ પોતાની વાડીના ઝાંપા સુધી આવ્યો, ને એક મોટરકારને ત્યાં ઉભેલી જોઇ ચમકયો. જે વસ્તુ એ દૂરથી જોઈ શકત તે ધ્યાનમાં

હોવાથી છેક નજર સામે આવી ત્યારેજ તેણે જોઈ. આજે દિવસ કેવો ઉગ્યો હતો ? પાંચ વર્ષમાં કૈં ન બન્યું ને એકજ દિવસમાં ઉપરા ઉપરી આ શું ? શોફરે સલામ કરી તે જોયા વગર તે ઝાંપો ઉઘાડી અંદર પેઠો. પોતાની નાની સરખી ઓટલીનું તે પગથીઉં ચઢે છે એટલામાં તો વાડીના એક ખુણામાં અવાજ આવ્યો.

"હલ્લો, મધુ ? તારી વાટ જોઈ જોઇને તો હું થાકી ગયો. મોટો સાધુરાજ થયો તે લોકોને શું આમ વાટ જોવરાવવા ?" કહેતો કહેતો એક આકાર ફલંગો ભરતો ભરતો સામે આવ્યો. તેણે આ બ્રહ્માના ગામમાં ક્વચિતજ દેખાય તેવો તદ્દન અપ-ટુ-ડેટ વિદેશી પોષાક પહેર્યો હતો. તેના વાળ સરખા હોળેલા હતા. તેના હાથમાં અડધી બાકી રહેલી સીગાર હતી. ને તેની સાથે તેના ઉંચા નીચા થતા હાથ પરની હીરાની બહુમૂલ્ય વીંટી તેનાં તેજનાં કિરણોને આ અપરિચિત જગામાં ચોપાસ વેરતી. તેની ઘડીઆળની સાંકળીના છેડાની ભાત ને સુંદરતા એના પહેરનારની સમૃદ્ધિનું ગર્વથી પ્રદર્શન કરતી. તેના આખા શરીર પર લક્ષ્મીની-અઢળક લક્ષ્મીની ગંધ મારતી.

આવતાં વાર તેણે સીગાર ફેંકી દઇ, સાધુનો હાથ લઇ દબાવી નાખ્યો. "મધુ ! તું તો જાણે મોટો મહાત્માજ દેખાય છે ને ?"

સાધુ તેની સામે ક્ષણવાર ટકટક જોઇ રહ્યો. "તું ? વિધુ ? અહીં ક્યાંથી ?" તેણે બને તેટલું સ્વાસ્થ્ય સાચવીને પુછ્યું.

"તને શોધવા, દોસ્ત ! તને આ પાંચ વરસથી હું શોધી શોધીને થાકી ગયો," એણે ખીસ્સામાંથી સીગારની ડબ્બી કાઢતાં કહ્યું.

"મારે માટે એટલી બધી તસ્દી કૈં ? અહી હું છું એમ તને કોણે કહ્યું ?" સાધુના અવાજમાં ભાવશુષ્કતા હતી.

"કહે કોણ વળી ! હું હીમતનગરના મહારાજા સાહેબને ત્યાં પરોણો આવ્યો હતો. ત્યાં એક સાધુ મહારાજની કીર્તિ સાંભળી મેં

જાણ્યું કે એ તું જ હોવો જોઇએ. તને હું ઓળખું ને ! પણ તારા આશ્રમમાં લઈ જઇ કૈં બેસવાનું આપશે કે આમ ઉભો જ રાખશે !" કહેતાં કહેતાં તે પોતે જ બારણામાં થઇ પેઠો. "શું એક ખુરશી સુધાં નહીં? તું તો કૈં ખરેખરો સાધુ થઇ ગયો લાગે છે. ચંદ્રાનના ને આ જોવાતો દે. હું એને કહીશ કે જો આ તારા જોગીરાજ ! એ નાસી જ જશે."

સાધુ–મધુનાં ભવાં ભેગાં થઇ ગયાં, તેણે બને તેટલો સંયમ મન પર રાખવા પ્રયત્ન કર્યો. "તારી પત્નીનું આતિથ્ય કરવા જેવી આ ઝુપડી નથી. એમને અહીં આણવાની કૈં જરૂર નથી."

"મારી પત્ની ! હા–હા–હા–હા. એ વળી તને કોણે કહ્યું ?" તે ધીમે રહીને નાની લાકડાની પેટી હતી તેના પર જઇ બેઠો, ને નીરાંતે સીગાર પીવા માંડી.

"શું તું ચંદ્રાનનાને પરણ્યો નથી ?" સાધુનો અવાજ કઠણ થઇ ગયો.

વિધુકાંતે સીગાર કાઢી તેની સામે તાકીને જોયું ને હસી પડયો. "તું સાધુ થયો પણ એવો ને એવો જ રહ્યો હોં. જો. જાણે વાત એમ છે કે હું એને પરણવાનો તો હતો. કેમ, તું હતો ત્યારેજ નક્કી થયું હતુંને ? પણ છેક છેલ્લી ઘડીએ ચંદ્રાનના ફસકી ગઇ. નારી કોઇની થઇ છે કે આપણી થાય ?" તેણે ફરી એકદમ રાખ જમીન પર ખંખેરી. "તને વાંધો તો નથીને ?"

સાધુએ થોડી વાર મન માર્યું પણ પુછ્યા વિના નહી રહેવાયું. "શો વાંધો પડયો ?"

"વાંધો ?" તેણે બંને અક્ષર છુટા પાડી લંબાવ્યા, "વાંધો ક્યાં શોધવા જેવો છે. જો દોસ્ત ? તું જાણે છે કે હું જરા લહેરી આદમી છું. એક દહાડો–લગ્નને આગલે. જમણવારને દહાડેજ–જરા છાંટો વધારે લીધેલો એટલે જરા ભાન જતું રહ્યું ને લહેર કરતાં પકડાઇ ગયા. પેલા રતિલાલની વહુ છે તેને મળવા બોલાવી અને ચંદ્રા આવી પહોંચી.

પ્રાપ કરવાનો વાંધો નહીં પણ પકડાવવાનો વાંધો છે. એણે વિવાહ તોડી નાખ્યો. ”

સાધુ આ માણસ તરફ તિરસ્કારથી જોઈ રહ્યો. એની પ્રિયતમાને છીનવી લઇ તેને ફેંકી દેનાર અને પોતાને વર્ષોના વર્ષો વગર મફતમાં દુઃખી કરનાર આ માણસ તરફ તેને ઝનુન છુટવા માંડ્યું. પણ એ એવો પામરકીટક જેવો હતો કે તેને છુંદી નાંખવા જેટલું મન તેને ન થયું.

“ આમ મુર્ખા જેવો મારી સામે શું જોયા કરે છે? આટલુંએ સમજતો નથી. એને મારા પૈસા જોઈતા હતા. મારે એનું રૂપ જોઇતું હતું. પણ એ એમ માને કે એનું એકલીનું રૂપ જોઇ હું બેસી રહું તે કે બને ? ને ઝનુનમાં ને ઝનુનમાં એનાથી એ ના કહેવાઇ ગઈ. પછી તો ઘણોએ પસ્તાવો થયો હશે ” ચંદ્રાની નિરાશાના વિચારે એના મુખ પર સ્મિત ફરક્યું. મધુ અત્યંત ઘૃણાથી નીચે જોઇ રહ્યો. પોતે કેવા માણસોની પાછળ જીંદગી વેડફી દીધી હતી તેનું ભાન થતાં એને તીવ્ર વેદના થઈ.

“ દોસ્ત ! બૈરી તો રૂપાળી ખરી હોં. એના જેવી બીજી કોઇ હજુ મળી નથી. હજુ પણ શું એનો ઠસ્સો છે ? ” તેની આંખો ક્ષણવાર પશુભાવે ચમકી, પણ એક પળમાં એ ચમકાર જતો રહ્યો. “ તને ખબર છે કે હું અહીં કેમ આવ્યો છું તે ? ” તે તેણે થોડીવારે ઉમેર્યું. મધુએ માત્ર તિરસ્કારથી તેની સામે જોયું. “ તું એકવાર ચંદ્રાને ખુબ ચાહતો હતો અને તારી સાથે એને પરણવાની પણ કૈંક વાત હતી ખરૂંને ? જો હું નહોત તો તું પરણી જતે. ” તેણે ક્રૂરતાથી ઉમેર્યું, “ચંદ્રા હજુ કુમારી છે. મને એકવાર વિચાર આવ્યો કે જુનો દોસ્ત સુખી થતો હોય તો શા સારૂં ન કરવો ? ”

એને ધક્કો મારીને કાઢી મુકવાનું મધુને મન થયું. એના અંતરમાં વિધુકાંતના બોલે બોલે ઘા પડતા હતા. “ આથી વધારે કે કામ છે ? ” તેણે મહા પરાણે સંયમ રાખી પુછ્યું.

વિધુકાંતે પણ હવે એનો તિરસ્કાર પારખ્યો ને તેણે સ્વર બદલ્યો. "જો, દોસ્ત! આ ઢોંગ ધતુરા બધા મુકી દે ને હું કહું તેમ કરીને સુખી થઇ જા. ચંદ્રા હજુ પણ તને ચાહે છે ને તાર માટેજ કુમારી રહી છે. આજ વર્ષો થયાં એ તને શોધે છે." પાછું એણે થોડીવાર રહી ઉમેર્યું: "એનું રૂપ પણ હજુ એવુંને એવુ જ છે." તેનાથી આવી રીતે વાત કર્યા વગર રહેવાતું નહીં.

વિધુકાંતના બોલે સાધુ–મધુના મનમાં ચિરકાલ સેવેલી ચંદ્રાનનાની મૂર્તિ ઉભી થઇ, "જેણે પોતાને આવી શરમ ભરેલી રીતે છેતર્યા તેનો એ સ્વીકાર કરે?" તેના મનમાં મૂખ્ય પ્રશ્નનો ઉદય થયો. આંખો આગળ ચંદ્રાનનાની મૂર્તિ આજીજી કરતી દેખાઇ પણ તેને આંતરીને માધવીની પ્રતિમા આવીને ઉભી. એક તેની પાસે કંઇ યાચતી; બીજી તેની તરફ સ્થિર નજરે ખોળામાંનાં બોર ખાતી ખાતી જોયા કરતી તેના મને ઉત્તર આપ્યો. "ના, ના, ના, ના. જેણે મારા પ્રેમને છેતર્યો, નિર્દયતાથી પૈસાના મોહમાં મને દગો દીધો ને મને દુનીઆપારનો કરી દીધો તેને હું સ્વીકારૂં? ના, ના, ના." તેણે ગાંડાની માફક મોટેથી ઉચ્ચાર્યું; "ના, ના, ના."

વિધુકાંત એના ગાંડપણને જોઇ રહ્યો. "શું ના, ના, ના, કરે છે? એની પાછળ આખી જીંદગી બગાડી એ આવે છે ત્યારે ના, ના, કરે છે! કાલે ઉઠીને એ પરણી જશે તો સમુળગો હાથ ઘસતો રહી જશે. તારું મગજ એકલા રહી રહીને બગડી ગયું છે. કાલે ચદ્રા આવે તેટલામાં વિચાર કરી મુકજે."

સાધુ ભડકયો, "ચદ્રા અહીંઆં?"

"હા, મેં એને તાર મુકયો છે કે તું અહીંઆં જડે એવો સંભવ છે. ચાલ હવે હું જાઉં. મારો મુકામ મહારાજા સાહેબ સાથે છે. સરસ્વતીના મંદિર આગળ પડાવ નાખ્યો છે. આજરાતની ગમ્મત માટે તો હું મોડો પડીશ." તેણે ઘડીઆળ જોતાં જોતાં કહ્યું.

તે ઉઠયો ને સાધુને દૂરથી નમસ્કાર કર્યા. "મહારાજ! નમસ્કાર કાલ સુધીમાં માણુસ બનજો હો." તેણે મશ્કરીમાં કહ્યું અને બારણાની બહાર ઉતાવળે પગલે તે ચાલી નીકળ્યો.

૪

સાધુ એના ગયા પછી પણ જડ જેવો ત્યાંને ત્યાં બેસી રહ્યો. એક દહાડો વિધુ વહેલો આવ્યો હોત તો એનું જીવન બદલાઇ જાત. કાલ સુધી જે ચંદ્રા અંતરમાં જાગતી જ્યોત જેવી હતી તે આજે અકારી, અજાણી, દૂરની હોય એવી લાગી. તે પોતાની શાંત જીંદગીમાં ભંગ પાડવા આવતી હતી એ વિચારે ક્રોધ પણ આવ્યો.

એણે આખી રાત વિચાર કર્યો. પણ ચંદ્રાની મૂર્તિ આવતા પહેલાં માધવીની મૂર્તિ નેત્રો સમક્ષ ખડી થઇ જતી. એના મગજે આખી રાત 'ના, ના, ના.' નાજ પડઘા પાડયા કર્યા.

બીજે દિવસે ચંદ્રા આવી. એનામાં સુંદરતા એટલી ને એટલી જ હતી પણ જરા જુદી જાતની થઇ હતી. એના મુખપર તરલતાને સાટે જરા ગંભીરાઇ આવી હતી. અને ચિંતાની ફીકાસ પણ ત્યાં દેખાતી. લીલા સાળુને લીધે એનું શરીર વધારે ગોરું દેખાતું હતું. એનાં નેત્રમાં મૃદુતા અને આજીજી ભર્યાં હતાં.

સાધુ ક્ષણભર એને જોઇને મહાત થયો. આ સ્ત્રીની સત્તા હજુ પણ એનાપર ઓછી નહોતી. તેને જોતાં તે ઉતાવળે પગલે આવી; "મધુ! મધુકર! ઓળખો છો કે ભુલી ગયા?" તેણે મોહક, આતુર અવાજે પુછયું.

સાધુ ક્ષણભર અવાક થયો. આની હાજરીમાં માધવી દૂર જતી લાગી. "તમને કોણ નહીં ઓળખે? તમે રાજનગરની સૌથી સુંદર સ્ત્રી ચંદ્રાનતા છો" તેણે બને તેટલું અંતર આણવાનો પ્રયત્ન કર્યો.

ચંદ્રા જરા અચકાઈ. "આ માણસ શું ખરેખર તેને ચહાતો મટી ગયો હતો?" તેણે જરા હીંમત આણી. "સાધુને સંસારી માયા

ઓછી સાંભરે. તમે આટલુંએ યાદ રાખ્યું એ મારાં ધન્યભાગ્ય ! મધુકર ! મેં તો તમને એક ઘડી પણ આટલાં વર્ષોમાં વીસાર્યા નથી. ”

“ વિવાહ તુટયા પહેલાંની ઘડીઓ કે પછીની ઘડીઓ ? ” સાધુથી અજાણતાં, એને પોતાને પણ ખબર પડે તે પહેલાં બોલાઇ ગયું.

ચંદ્રાનું મુખ લાલચોળ થઇ ગયું. “ મધુકર ! આટલે વર્ષે આમ મહેણાં મારશો ? હું તમારી માફી માગવા આવી છું. માણસ માત્ર ભુલને પાત્ર છે. ”

સાધુનું મુખ કઠોર થઇ ગયું. “ સ્ત્રીઓને લોકોની જીંદગી સાથે રમત કરવા જેવી ભુલો કરવાની છુટ છે. શા માટે અહીં આવવાની તસ્દી લીધી ? ”

“ મધુકર ! મારો, તમારાથી મરાય તેટલાં મહેણાં મારો. હું ગુનેહગાર છું. પણ મારી ભુલ માત્ર મારા સ્વાર્થમાંથી નહોતી ઉદ્‌ભવી. મારૂં જરા સાંભળો પછી તમારે જોઇએ તેમ કહેજો. ”

સાધુના મુખપર સખતાઈ વ્યાપી રહી. તેણે અણગમાની એક તીક્ષ્ણ દૃષ્ટિ તેના તરફ નાખી. “ મારે કૈં સાંભળવું નથી. તમે જાણો છો કે સ્ત્રીઓની સાથે વાત કરવાનો મહાવરો મને ઘણા વખતથી જતો રહ્યો છે, ”

“ છેક ક્રૂર ન થાઓ. મધુકર ? એકવાર પરણવા કેમ કબુલ થઈ તેનું કારણ મારે તમને કહેવું છે. તમે કહેશો કે એના પૈસા ખાતર; ખરૂં, પણ તે પૈસા મારે પોતાને ખાતર નહોતા જોઇતા. ” એણે થોડીવાર સાધુના બોલવાની રાહ જોઇ ને તે કૈં ન બોલ્યો એટલે આગળ ચલાવ્યું. “ બાપાને વેપારમાં તેજ વખતે મોટી ખોટ આવી હતી. ને હું એને પરણું એ શરતે વિધુ બાપાને પૈસા ધીરવા રાજી હતો. હું શું કરું ? મારે માટે બેજ રસ્તા ઉઘાડા હતાઃ એક, સ્વાર્થી થઈ, તમને પરણું ને ઘરડાં માબાપને ભાઇભાંડુને રખડતાં; ઘરબાર

વગરનાં થતાં જોઉ અને બીજો, હું જીંદગી સુધી હોમાઇ બધાંને તારૂં. કૈં ખબર હતી કે થોડે દિવસે બાપાની સ્થિતિ એકદમ ફરી જશે ?"

"ને માબાપને બચાવતાં મને ગરદન માર્યો તેનું કૈં ?" તેણે અત્યંત કડવાશથી પૂછયું.

ચંદ્રાની આંખમાં આંસુ આવ્યાં. "ઓ મધુકર ! મને આટલી વખત માફ કર. મને ખબર નહોતી કે તું આવું કરશે! મને તે વખતે કૈં સુઝયું નહીં. હું જાણું કે તું મને ભુલી જશે ને કોઈ બીજીને પરણી સુખી થશે. માબાપની લાજ સચવાશે. ભાંડુઓની જીંદગી રદ થતી અટકશે. એક હું અભાગણી દુઃખી થઇશ."

"આટલો મોટો આત્મભોગ આપવાનો સંતોષ અધુરેથી કેમ અટકી ગયો ત્યારે ?"

"થોડે દહાડે વીલાયતથી બીજો તાર આવ્યો ને બાપાની સ્થિતિ સુધરી ગઈ. તો પણ વિધુને વચન આપ્યું હતું એટલે લગ્ન નહોતાં અટક્યાં. પણ વિધુ ચારિત્ર્યહીન નીકળ્યો. મને ખબર પડી એટલે વિવાહ તોડી નાખ્યો."

"ગરજ પતી ગઇ ખરીને ?"

"કહે, કહે, તારાથી કહેવાય એટલું કહે. જોઇએ તો લાકડી લઇને માર પણ મને હવે તારી સેવા કરી પ્રાયશ્ચિત કરવા દે," તે ઓટલી નીચે ઉભી હતી ત્યાંથી ઓટલી પાસે આવી સાધુના પગ પકડયા.

"મધુ ! વહાલા ! આજ ચરણને આશરે હું તો રહેવાની છું."

મધુકરનું મન એક પળ પીગળ્યું. ચંદ્રાના મૃદુ કરસ્પર્શથી એનો આત્મા બહાર નીકળી આવતો હોય એવું થયું. એક પળ એને ભુજમાં લઇ કચડી નાખવાનું મન થયું–પણ તેજ પળે માધવી અંદર આવીને લટકી રહી, જાણે પુછતી હોયઃ "શું મારા કરતાંએ રૂપાળી ?" મધુકરનો કઠોર સ્વર ચંદ્રાના કાનમાં સોંસરો પેઠો.

" બાઇ ! મારે ને તમારે કશો સબંધ નથી. તમે તમારે રસ્તે ચાલ્યાં જાઓ."

ચંદ્રા ચમકીને પાછી હઠી. તેનું સ્વમાન ઘવાયું. " મધુકર ! યાદ રાખજો હું જઇશ પછી પસ્તાશો કે આવેલી લક્ષ્મીને પાછી કાઢી. મેં તમનેજ સદા ચાહ્યા છે ને જીંદગી સુધી તમનેજ ચાહીશ. પણ અત્યારે આપણે છુટાં પડયાં તો આભવે આપણે મળવાનનાં નથી." ફરી તે નરમ પડી ગઇ ને પાસે આવી તેના પગ પાસે બેસી ગઈ. " મધુકર વહાલા ! આટલી વખત માફ કર ને મને તારા ચરણમાં રહેવા દે." આજીજી કરતું તેનું આખું શરીર એના ચરણમાં ઝુકી પડયું. એની અશ્રુધારાએ મધુકરના પગ પલાળ્યા. એના મૃદુસ્પર્શ ને શરીરની સુવાસ એને ઉત્તેજી રહી. નબળા સ્વરે મધુકર બોલ્યો: " બાઇ ! જતી રહે. હું તને ઓળખતો નથી. ને ઓળખતો હોઉં તો ધીક્કારવા પુરતો."

ચંદ્રા એકદમ ઉઠીને ઉભી થઈ ગઇ. " હુ જોઉ છું કે તારી જીંદગીમાં મારે માટે સ્થાન રહ્યુ નથી. તું મને ધીક્કારે એ સ્વાભાવિક છે. હુંતો તને જીવન પર્યંત ચાહીશને પુજીશ. વહાલા મધુ ! તારાથી મારા વગર સુખી થવાય તો થજે. તારા રસ્તામાં ફરી આવી તને કદી દુ:ખી નહીં કરું." તે એક શ્વાસે બધું બોલી ગઇ ને મધુકરના સામે જોયા વગર પીઠ ફેરવી, ઉતાવળે પગલે ચાલી ગઇ. ઝાંપામાંથી બહાર નીકળતાં, માત્ર એકજ વાર, અશ્રુથી છલકાતી આંખે પાછુંવાળીને જોયું, ને બહાર નીકળી ગઈ.

## ૫.

એ ગઇ ને મધુકર ઓરડીમાં જઇ કામળાપર પડયો. તે થાકી ગયો હતો, મુંઝાઇ ગયો હતો. પાંચ વરસની ખાલી, કૈં પણ બનાવ વગરની જીંદગી પછી આ બે દિવસના ઉપરાઉપરી બનાવે તે અકળાઇ ગયો હતો. કયાં માધવી, કયાં વિધુ, કયાં ચંદ્રા ! વિધિએ એકજ દિવસે બધાંને કયાંથી મોકલી આપ્યાં ?

થોડીવાર તો તેને આનંદ થયો. આ રુપાળી, સ્વાર્થી સ્ત્રીને છેવટે તે દુઃખી કરી શક્યો હતો. અને એ દુઃખ યોગ્યજ હતું. એણે પોતાને દુઃખ દેતાં જરાએ દયા દાખવી ન હતી. શા માટે તેણે દાખવવી જોઇએ ?

ધીમે ધીમે વિધુ ને ચંદ્રા એના અંતરપટપરથી દૂર ને દૂર સરકતાં ગયાં ને એકલી માધવી સહસ્ત્રગણી મોહકતા ધારીને આવી ઉભી રહી. તેણે તેની સાથે કાલ્પનિક વાર્તાલાપ આરંભ્યો. " માધવી ! પેલી ગઈ, તેં એને જોઈ કે ? " માધવીની આંખો હા કહેતી દેખાઇ.

" માધવી ! મને એ પરણવા આવી હતી. મેં એને કાઢી મુકી. " માધવીના મુખપર આનંદ ને સ્મિત પ્રગટયાં.

" હવે તુ મને પરણશેને ? " મધુકરે આતુરતાથી પુછ્યુ. માધવીનું મુખ હાલતું દેખાતું. એના હાલતા હોઠમાંથી મધુકરે શબ્દો પારખ્યા. " તમારી પાસે પૈસા છે કે ? "

મધુકર ગભરાઇને બેઠો થઇ ગયો. માધવીની મૂર્તિ હસતી હસતી અદૃશ્ય થતી જણાઇ.

તેને કપાળે પ્રસ્વેદનાં બિંદુ બાઝયા. ચદ્રાનો મશ્કરી કરતો હસવાનો અવાજ તેને સંભળાયો.

એ દિવસ ને રાત તેણે આમ માધવીના સ્વપ્રમાં ને સ્વપ્રમાં કાઢયાં. દર વખતે તે પીગળી જતી–ઉડી જતી દેખાઈ. દર વખતે તે તેને વીનવતો. દર દર્શને એનો મોહ વધતો જતો. દર વખત નવનવે સ્વરૂપે આવી એને વધારે ને વધારે બાંધી જતી.

એની પીડા અસહ્ય થઇ પડી એની આતુરતા દર પળે વધારે ને વધારે તીવ્ર થતી ગઇ. એને લાગ્યુ કે માધવી વિના તેનાથી જીવાશે નહીં.

માધવીએ કહ્યું હતું કે તેનાં માતપિતા સુધરેલાં હતાં. પાંચ પૈસે સુખી હોવાં જોઇએ એમ છોકરીની કાંતિ ઉપરથી દેખાતું હતું. એ શું ખરેખર પોતાની છોકરીને પૈસાને ખાતર પરણાવે ?

ને પોતે ફરી સંસારમાં જાય તો માધવીને સુખી કરવા જેટલુ કમાવાનું બળ ક્યાં એનામાં નહોતું ? એકવાર એ વિદ્વાન્ ગણાતો હતો. ઘરડાઓએ એના ઉપર આશાની ઈમારતો બાંધી હતી. લોકોમાં એ કૈં કરી જશે એવી માન્યતા હતી. પેલી ચંદ્રાએ પૈસાના મોહમાં એનું જીવતર ધુળધાણી કરી નાખ્યું. પણ એવી નીમકહરામને સારુ શા સારુ આખું જીવન રદ કરવું ? માધવીને પરણીને એ એને બતાવી આપશે કે એને ચદ્રા કરતાંએ સરસ સ્ત્રી સાંપડી છે.

એણે માધવીના પિતા પાસે જવાનો વિચાર કર્યો. માધવીએ એને મળવા આવવાનું કહ્યું હતું તે યાદ કીધું જવું કે ન જવું એના નિર્ણયમાં ક્યાં સુધી એ ગુંચવાયા કર્યો. ઘણા વર્ષોથી એ કોઈને મળવા ગયો ન હતો. હવે એ કેમ જાય ?

છેવટે તેણે ઘણા દિવસની બંધ રહેલી લાકડાની પેટી ઉઘાડી, એમાંથી ઘણાં જુનાં થઈ ગએલાં કોટ, ધોતીઉ ને ટોપી કાઢયાં. કોટનો રંગ ફટકી ગયો હતો અને કોઈ કોઈ ઠેકાણે કાણાં પડયાં હતાં: ટોપીની દશા પણ એવીજ હતી, ધોતીઉ ને પહેરણ પીળાં પડી ગયાં હતાં. એણે આ કપડાં પહેરવાં કે નહીં એના નિશ્ચયમાં બે ત્રણ કલાક વીતાવ્યા.

અચીત્યુ એને યાદ આવ્યું. ' રવિવારે તો એ જવાનાં છે. આજ શનિવાર થયો. આજ મારે જવુંજ જોઈએ નહીં તો ફરીએ કદી મળશે નહીં. '

નિશ્ચય થઈ ગયો એટલે એણે દાઢી કાઢી નાખીને પેટીમાંથી એક જુની ભાંગેલી આરસી કાઢી તેમાં જોયું. એને પોતાનું મોં વિચિત્ર અપરિચિત લાગ્યું. જાણે પોતે કોઈ બીજોજ માણસ હોય, બની ગયો હોય એવું એવું એને લાગ્યું.

છેવટે તેણે કપડાં પહેર્યાં. એનો દેખાવ એકદમ ફેરવાઈ ગયો. અદ્‌ભુત સાધુને બદલે તે એક ગરીબડા માંદલ માણસ જેવો થઈ

રહ્યો. એ દિવસની ચિંતા અને ઉજાગરાને લીધે એના મુખપર પ્રેત સમી ફીકાસ છવાઇ રહી હતી. માત્ર તેની આંખો અંગારાની માફક બળતી હતી.

તેણે પેટીના એક ખુણામાં પડેલી એક પોટલી છોડી તેમાંથી સાચવી રાખેલી પાંચસો રૂપીઆની નોટો કાઢી એણે ગજવામાં મુકી. જાણે ફરી કદી આવવુંજ ન હોય તેમ–જાણે કૈં રહી જતું સંભારી કાઢતો હોય તેમ તેણે ચારે તરફ નજર નાખી. બધે સ્થળે તેણે માધવીને આવકાર આપતા હોય એવા સ્વાગત અક્ષરો લખાએલા જોયા. તેના મુખપર સ્મિત ફરક્યું. "માધવીને અહીં લાવીશ, નહીં તો હું તેની સાથે જઇશ. માધવીનાં સુંદર પગલાંથી આ વાડી પાવન થશે તો કેવી શોભી રહેશે ?"

તેણે પોતાની એકાંતનાં એક માત્ર સંગી પ્રિય વાજીંત્ર અને થોડાં ઘણાં એક ખુણામાં પડેલાં પુસ્તકો તરફ મમતાથી જોયું ને તે મોહપાશથી જકડાએલાએ વાક્ય ઉચ્ચાર્યું; **निर्ममोनिरहंकारो...**

છેવટે તેણે આંખો મીંચી કોઇના તરફ જોયા વિના ઝાંપો વટાવ્યો ને રસ્તાપર આવતાં તે દોડ્યો. સ્ટેટ બંગલા આગળ આવતાં તેનો ઉત્સાહ જરા નરમ પડ્યો. તેણે એજ દિશામાંથી બેંડ વાજાંના સુરો આવતા સાંભળ્યા. ઘણા લોકો એ દિશામાં જતા દેખાતા હતા. સૌ ઉતાવળમાં હોય એવું લાગતું.

માધવી આવી ધમાલમાંથી કેમ શોધી કઢાશે એનો એને વિચાર થયો. તે જરા ઉભો રહ્યો ને એક ઉતાવળમાં જતા ગામડીઆ યુવકને હાંક મારી તેણે પુછ્યું; "ભાઇ ! આજે ધર્મશાળામાં શું છે ?"

"પેલા મહારાજા સા'બને ત્યાં મુંબાઇના વિધુહેઠ આવાસે તેના વીવા'સે" કહી તે ઉતાવળમાં જતો રહ્યો, આ નાના ગામમાં બેંડ સાંભળવાનો લહાવો તેને પ્રથમજ મળતો હતો, તે ચુકવા તે તત્પર નહોતો.

કે અફલિત ભયથી મધુકરનું માથું ભમી ગયું. એક પલકમાં તેના મગજમાં હજારો વિચાર પસાર થઇ ગયા. "તમારી પાસે પૈસા છે?" કોઇ અંતરીક્ષમાંથી બોલ્યું ને બેંડ વાજામાંથીએ એના એજ સુરો સંગીતરૂપે આવતા તેને સંભળાયા.

તેનાં ગાત્ર શિથિલ થઇ ગયાં. તેનો ઉત્સાહ ભાંગી ગયો. તેના પગ માત્ર તેને એ દિશામાં દોરી રહ્યા.

બેભાન હોય તેમ લોકોની મેદની કે ધક્કા ગણકાર્યાં વગર તે બંગલાના ઓટલાપર ચઢયો.

શણગારાએલી માધવી ને ભપકાબંધ વિધુકાંત સ્નેહીઓના ઉપહાર સ્મિતમય મુખે ગ્રહી રહ્યાં હતાં......



# વનમાળાની ડાયરીમાંથી કેટલાક ઉતારા

## ( અધઃપતનની એક કરુણ કથા )

તા. ૭ મે ૧૯૨૬.

છેવટે આજે હુ નાટક કંપનીમાં જોડાઈ અને વનમાળાની વસંતસેના બની બઈ. સસાર બદલ્યો, નામ બદલ્યું અને જાણે દેહ પણ બદલાયો. ક્યાં સંસ્કારી માતપિતામાં વીતાવેલું બાલપણ, ક્યાં ગિરિશ સાથે પરણવાના વિચારો અને ક્યાં માતાના મૃત્યુ પછી એજ પિતાનું બદલાઇ જવું ! નવી માનાં પગલાં ન થયાં હોત તો આ જીંદગી મારે કદી આવતે ?

પણ સમાજથી તરછોડાએલી વિધવા કરતાં નટી થવું શું ખોટું ? આ જીંદગીમાં મારા જેઠ જેવા નરાધમો નથી વસતા અને નીરાધારીનો લાભ લેવાએલી વિધવાનો ન્યાય કરનાર ધુતારા ને ઢોંગીઓ નથી જડતા. કૈ નહી તો નીરાંતે પેટ તો ભરાશે.

પણ આ જીંદગી ફાવશે ? પ્રભુ જાણે.

તા. ૮ મે ૧૯........

ઘણું નવું નવું લાગે છે. મન અકળાય છે ને કૈં સમજ નથી પડતી. નાટક જોઈએ ત્યારે ખુબ રૂપાળાં લાગતાં માણસો આવાં ! હાય, હાય, મારાથી આ જીંદગીમાં કેમ જીવાશે ? એક દુઃખમાંથી

છુટી અને આ બીજા દુઃખમાં તો નથી સપડાઈ? પાછી નાસી જાઉં તો? પણ પછી-પછી હું ખાઉં શું ને મારા બાળકને અણાય કેમ!

અંબા, હીંમત આપજે!

તા. ૧૭ મે ૧૯........

દસ દિવસ અહીં આવે થઇ ગયા. પણ જાણે દસ ભવ થયા હોય એવું લાગે છે. કૈ એવું ગુંગળામણ થાય છે! બધા નટોને મન જાણે હું રસ્તાની ભીખારણ હોઉં એમ તે મારી સામે જુએ છે મને જે કૈં શીખવવામાં આવે તે કરતાંએ મારાથી ગભરાઇ જવાય છે મારી મશ્કરી કરવાનો તો સૌને જાણે સદર પરવાનો! આખી કંપનીમાં હું ને તરૂબાળા બે સ્ત્રીઓ અને બીજા બધા પુરુષો. મને તરુબાળાની સાથે ઉતારો તો આપ્યો છે પણ તે મારા સામે મહેરબાની દાખલ પણ જોતી નથી. જાણે હું કેવું એક જાનવર હોઉં અને એ મોટી મહારાણી હોય! એના કરતાં રૂપ ને અવાજ તો મારાં સારાં છે. કોઇ દહાડો એને પણ હું દેખાડી આપીશ.

પણ મારાથી અહીંઆં રહેવાશેજ કેમ? હું જાણે બજારની બેસનારી હોઉં તેમ નાનેથી તે મોટા સૌને મારી સામે ચાળા ચસ્કા કરવાનો હક્ક! ને તેમાંએ પેલા મુખ્ય નટોથી તો પ્રભુ તોબા. એ જે કહે કે કરે તેની સામે મારાથી અક્ષર સુદ્ધાં બોલાય નહી

માલીક પાસે ફરીઆદ કરી તો એ એમની સામેની ફરીઆદ કાને ધરતો નથી. કહે છે કે "આવી નજીવી ફરીઆદો પર હું ધ્યાન આપું તો આવતી કાલે મારે નાટક કંપની બંધ કરવા વખતે આવે. તમારાથી રહેવાય તો રહો નહીં તો રસ્તો ઉઘાડો છે." મને તો એવું થયું કે તેજ વખતે એના માથામાં મારી નાસી જાઉં. પણ ક્યાં જાઉ? ઓ પરમેશ્વર! હવે તો મને મોત આપ. તું દયાળુ હશે તો તેં દયા કરી કહેવાશે.

તા. ૩૦ મે ૧૯........

હજુ હું કોઇ ખેલમાં ઉતરી નથી. પણ દિવસે દિવસે મને જરા હીંમત આવે છે. માલીકે બધાંને કેં કહ્યું તો હશેજ એટલે કોઇ મારી બહુ છેડછાડ કરતા નથી. બાકી હું પસાર થતી હોઉં, ત્યારે આંખના ઇસારા અને ગાયનની લીટીઓ બોલવાનું સૌને મન થઇ આવે છે. પણ હવે તો હું એનાથી ટેવાતી જાઉં છું. એ એમની મેળે કરે તેમાં મારે શું ?

તરુબાળા હમણાં હમણાં કોઇકોઇવાર મારા પર નજર નાખવાની મહેરબાની બતાવે છે. એ જેટલી રુપાળી રાતે દેખાય છે એટલી દહાડે નથી દેખાતી. ને આખો દિવસ ઓરડીમાં આવે ત્યારથી આરસીમા જોયા વગર અને ટાપટીપ કર્યાં વગર એને બીજો ધંધોજ નથી હું એના જેવાં કપડાં પહેરું અને એથી દસમા ભાગની ટાપટીપ કરું તોએ એનાથી હજારગણી સારી દેખાઉં. પણ ગમે તેવી તોએ એ કોણ અને હું કોણ ! આટલું દુઃખ નહી પડયું હોત તો હુ વળી અહીંઆં હોતજ શાની !

તા. ૨૦ જુલાઇ ૧૯........

બે મહીના થઇ ગયા. મારે નવા ખેલમાં ઉતરવાનું છે તેની બધી તૈયારીઓ ચાલે છે. મને ગાયન શીખવવા એક ઉસ્તાદ આવે છે અને મારે આખો દિવસ મારો ભાગ ગોખી ગોખીને મોઢે કરવાનો હોય છે મુખ્ય નટની પાસે મારે અભિનય શીખવા જવું પડે છે. એની પાસે જતાં મને ખરેખર બીક લાગે છે. બાકી મારે નસીબે ઉસ્તાદ તો ઘરડા મળ્યા છે જયારથી એની પાસે જવા માંડયું ત્યારથી તરુબાળા કોઇ વાર એની આંજેલી આંખ અને રંગેલા હોઠ પર હસવું આણીને કહે છે કે "ચાલ, હવે તું જરા સીધી થશે ખરી ! મને જાણે ધીક્કારતી હોય તેમ કોઇ દિવસ એણે મારા તરફ ભાવ બતાવ્યો નથી.

પણ બળ્યું, મને એ શીખવે એવા અભિનય કરતાં તો જરા શરમ આવે છે. મારી ઓરડીમાં એકલી એકલી હોઉં ત્યારે તો

આરસી સામે જોઇને જે કરૂં તે બધુએ થાય છે. પણ શંકરની સામે મારાથી કૈંજ થતું નથી ને શરીરને ગમે તેમ વાળવામાં અને અભિનય કરવામાં તો અંતરનો ઉલ્લાસ જોઇએ હું દુખીઆરી તે ક્યાંથી લાવું?

તા. ૩૧ જુલાઇ ૧૯........

આજે તરુબાળા રડતી રડતી ઓરડીમાં આવી, ને લુગડાં જેમ તેમ ફેંકી એ પથારીમાં પડી હું એને સાંત્વન આપવા જાઉં તો એને ગમશે કે નહીં તેનો મને વિચાર આવ્યો. પણ પછી પાણીનું જામ લઇ હું એની પાસે ગઇ ને માથે હાથ મુકી તેના મોં આગળ વગર બોલે તે ધર્યું. બીજી કોઇ વખત હોત તો એ જરૂર મારો હાથ તરછોડી નાખતે, પણ આજ તો આંખો ઉઘાડી એ મારા સામે થોડીવાર જોઇ રહી, અને વગર બોલે બેઠાં થઇ પાણી પીધું. મેં એનો વાંસો પંપાળ્યા કીધો. થોડી વારે જાણે કૈં વિચાર આવ્યો હોય તેમ મારી સામે એણે ડોળા કાઢીને જોયુ અને એકદમ પુછયું: "તું અહીંઆં કેમ આવી?"

એના પ્રશ્નની પહેલા તો મને કૈં સમજ પડી નહી; પણ થોડીવારે મેં જવાબ આપ્યો: "પેટ ભરવા." જાણે મારો જવાબ એને ગમ્યો નહી હોય તેમ એ માથે મોઢે ઓઢીને ફરી પાછી સુઇ ગઇ. બીજું કૈં કરવાનું નહોતું એટલે હું પણ મારા ખાટલા પર જઇ પડી.

આ તરૂબાળા તરંગી બહુ છે. મને એમ લાગ્યું કે એ જરૂર આજે તો મારી સાથે સારી રીતે વાત કરશે. અહીંઆં મને એટલું એકાંત લાગે છે કે માત્ર મહેરબાની દાખલ પણ મારી સાથે એ વાત કરે તો સારુ થાય.

અરે પરમેશ્વર! હું કોણ અને કયાં આવી! મારી આવી દશા કરવી હતી તો મને કોઇ હલકા કુળમાંજ અવતાર કેમ નહીં આપ્યો!

તા. ૫ ઑગસ્ટ ૧૯........

હાય હાય, માડી ! મારાથી અહીંઆં કેમ રહેવાશે ? મારો પાર્ટ શંકરની પત્ની તરીકેનો છે ને આજે એણે મને શીખવવા માંડયું ત્યારે......હાય હાય, શરમથી મારાથી ઉચુંએ નથી જોવાતું. મારે આ એક ભવમા કેટલા ભવ કરવાના હશે ?

અરે પરમેશ્વર ! મારી અધોગતિ કરવાજ તેં મને સરજાવી છે ! કેટલાં પગથીઆં તો તેં મને નીચે ગબડાવી. હવે શું તારે મને ખાઈમાંજ ફેંકી દેવી છે ?

તા. ૬ ઑગસ્ટ ૧૯......

મેં માલીકને કહ્યુ કે "મારાથી આવો પાટ તો નહી થાય. મને બીજો કૈં પાટ કરવાનો આપો તે હું કરીશ." પણ તેના જવાબથી તો મારું લોહીજ ઠરી ગયું, "અમે કૈં સ્ત્રી એકટરોને સાહેલી કે નટી થવા માટે રાખતાં નથી, પણ વરવહુના સીનો માટેજ રાખીએ છીએ. દરેક નાટકમાં તમારે એ પાર્ટ તો આપવાનો; ન પરવડે તો તમારું એગ્રીમેન્ટ પુરું થાય ત્યારે ચાલ્યાં જજો અત્યારે જવું હોય તો તમારી પાછળ ખરચેલા પૈસા પાછા આપી દો એટલે રસ્તો ઉઘાડો છે." તરુબાળા કહે છે કે આ ઉત્તર તો સારામાં સારો છે. નહીં તો......પણ એ વાક્ય પુરું કર્યા વગર હસતી હસતી તે બીજાજમા ચાલી ગઇ.

થોડીવારે એ પાછી આવી ને હું ખાટલા પર રડતી રડતી પડી હતી ત્યાં મારા પગ પાસે આવીને બેઠી. થોડીવાર સુધી તો એ કૈં બોલી નહી; પણ પછી એણે પુછ્યુઃ "તું આવડી મોટી સતી હતી ત્યારે અહીં નાટકમાં નોકરી કરવા શું કામ આવી ?" મારું અંતર ભરાઇ રહ્યુ હતું- ઘણા દિવસથી મને માણસ ગણીને કોઇએ મારી સાથે વાત કરી નહોતી. મારા દુઃખના ભારથી મારાથી બોલવા ખાતર—અકળામણ કાઢવા ખાતર બોલાઇ જવાયું. મેં એને ટુંકાણમાં મારી બધી હકીકત કહી.

ઘણે દિવસે મારી જીંદગી વીશે તરુબાળા પાસે વાત કરવાથી કે કોણ જાણે પણ હજુએ મારા મનમાં એની એ વાત ઘોળાય છે. અરેરે ! કોણ માબાપનું હું સંતાન અને અત્યારે પાપી પેટ ભરવા કાજે મારે શું શું કરવું પડે છે ? બા મરી નહીં ગઇ હોત અને ગિરિશ સાથે મને પરણાવી હોત તો મારી આ દશા કદી થાત ! અરે ! મારે નસીબે મારો ગરીબડો વર પણ છાજ્યો નહી અને મને નીરાધાર મુકીને મરી ગયો,

પણ મારી આ દશા થવામાં ખરેખર મારો કૈં વાંક છે ? મારા નરાધમ જેઠે મારું સત્યાનાશ વાળ્યું અને વગર વાંકે સાસરે પીએર કોઇ સંઘરે નહીં એમ રખડતી કીધી

અમદાવાદનું અનાથાશ્રમ ન હોત તો મારાં અત્યારે જીવવાનાં એ ઠેકાણા હોત શાનાં ?

× × ×

મેં મારી વાત કહી. પછી તરુબાળા ત્યાં વધારે વાર બેઠા વગર એકદમ ઉઠીને ચાલી ગઇ. મારા દુઃખથી હુ એ વખતે એટલી ગ્રસ્ત હતી કે મને એ ગઇ તેની પણ ખબર પડી નહીં. પણ જરૂર એ શંકર પાસે જઇ મારી વાત કરતી કરતી હસતી હશે.

ઓ પરમેશ્વર ! નોધારાના આધાર ! તું મને જરુર આમાંથી બચાવજે. મેં જાણીજોઇને કોઈ પાપ જીંદગીમાં કર્યું નથી, ને હવે કરવાની મારી વૃત્તિ નથી તું કૃપાનો સાગર છે મને માત્ર બે વખત અન્ન અને શરીર ઢાંકવા વસ્ત્ર જેટલું મેળવી આપશે તો મારે બીજુ કૈં આ અવતારમાં જોઈતું નથી.

દીનદયાલ ! તારે આશરે મારુ જીવન છે. મારા દુઃખમાં તું મને છોડતો નહીં.

તા. ૭ ઓગસ્ટ ૧૯......

ગઈ કાલની પ્રાર્થનાને લીધે મારામાં આજે વધારે બળ હતું શંકર પાસે ગઈ ત્યારે દૃઢ મને એણે જેમ શીખવ્યું તેમ બધું કર્યું.

અને એણે પણ આજે શીખવવા ઉપરાંત પોતાનીવતીનું કૈં પણ કર્યું નહી.

તા. ૮ ઓગસ્ટ ૧૯.....

હું આ બધું કરું છું તે ઠીક કરું છું? આ નાટકની નોકરી અને આવા હલકા વર્ગની સાથે આમ સંસર્ગમાં આવવાનું મને શોભે છે? કોઈ કોઈવાર તો મને મારી જાત પર કમકમાટી આવે છે.

પણ હું શું કરું? પતિતા ગણીને મને રંધવારી કે વાસણ માંજનારીની નોકરી આપવાની કૃપા સુદ્ધાં કોઇએ દર્શાવી નહીં; તો મહેતીજી કરી ગામનાં છોકરાં તો મને શાનાજ સોંપે? જ્યાં કૃપા દેખાઇ ત્યાં ભુખ્યા વરૂની માફક મને ખાઇ જવાનીજ બધાની દાનત હતી. દેવ કે દાનવ કે માનવ—કોઇ મારી રક્ષા કરવા બહાર નહીં આવ્યુ.

મુંબાઇ આવી ત્યારે પણ કોઇ સારી નોકરી શોધી કાઢવાની આશાએ હું દોરવાઇ. મુંબાઇ સીવાય મને બીજું કોણ સમાવે એવું હતું? પણ અહીં આવીને શું જોયું? આવડા મોટા સમુદ્ર જેવડા શહેરમાંએ મારે માટે તો ભીખારાંનોજ સાથ હતો અને લોકોના દષ્ટિ-પાતો ખમવાના હતા. પાડ પ્રભુનો કે પેલી શારદાની માફક હું કોઇ ઠેકાણે ફસાઇ નહીં ગઇ, નહી તો એવા નર્કમાંથી તો જીવતાંએ બહાર નીકળવાનો આરો નહોતો આ મુંબાઇમાં જે જાતનાં દુઃખ મેં સહ્યાં છે તેવાં તો કોઇ દુશ્મનને પણ દેખવા વખત આવશો નહીં! વખતસર આ નાટકની નોકરી મળી નહીં હોત તો દરીઆ-માંજ પડવાનો વખત હતો.

પણ ત્યારે મારા દીલમાં આ અરેરાટ શાનો થાય છે? મને અહીં કોઇ અડકે તો મારો જીવ જાય છે. મેં જાણીજોઇને પારકા પુરુષનો સ્પર્શ કદી કર્યો નથી. મારા જેઠે પણ મારી અસહાયતાનો લાભ લઇ જોરજુલમેજ કીધેલા એવા પાપમાં મારૂં મન જાણીજોઇને

ગયુ નથી. અને હવે તો એ બધુંએ મારી સામે જીંદગી સુધીને માટે આવીને ઉભું રહ્યું છે. ઓરે! હવે મારૂં શું થશે?

મને આમ રડવું કેમ આવે છે? રડે કૈં આ દુઃખ મટવાનું છે! વનમાળા! તું હવે જરા બહાદુર થતાં શીખ. આમ ડુસકાં ખાધે તારૂં દુઃખ નહીં મટે.

તા. ૨૭ ઓગસ્ટ ૧૯...

ઘર છોડયા પછીની થોડા વખતની જીંદગીની સાથે સરખાવતાં હમણાં હું જરા વધારે નીરાતે રહું છું ને તેથી મારી તબીએત પણ પાછી હતી એવી થતી જાય છે. હું વિધવા, પણ જ્યારે એક્ટીંગ શીખવા માટે સૌભાગ્યવતીનો શણગાર ધરી, કાલે આરસી આગળ ઉભી રહી ત્યારે મારી જાત જાણે તદ્દન જુદીજ થઇ ગઇ હોય એવુ મને લાગ્યું હું સ્ટેજપર આવીશ ત્યારે તરૂબાળા કરતાં જરૂર સરસ દેખાઇશ. તરૂબાળાએ મને કાલે જોઇ ત્યારે એની આંખમાંજ કેટલી અદેખાઇ દેખાતી હતી! ને હું જતી હતી ત્યારે બીજા નટો પણ જોઇજ રહ્યા.

પણ મને એક પેલા શંકરીઆની બીક લાગે છે. એની પાસે ગઇ ત્યારે એણે એક એવી નજર મારા પર નાખી કે મારો બધો ઉત્સાહ સૂકાઇ ગયો. એણે એકવાર મારા કાનમાં કહ્યું: "ખોટા નાટકને બદલે આપણે ખરો પાર્ટ ભજવ્યો હોય તો કેવું?" મારી આંખમાંનો ભય એણે જોયોજ હશે એટલે કૈં વધારે બોલ્યા વગર એ ખસી ગયો.

ઓરડીમાં તરુબાળા આવી ત્યારે એનો મીજાજ ઠેકાણે નહોતો. મેં એને "માથું દુખે છે?" એમ પુછયું પણ એ તો બે ચાર છણકા કરી પથારીમાં મોઢુ ઢાંકી સુઇ ગઇ. મેં પણ એને વધારે બોલાવી નહીં.

કોણ જાણે કેમ મને રૂપાળાં દેખાવું ગમે છે. ને સુંદર કપડાં પહેરવાથી એક જાતનો આનંદ થાય છે, મારી આખી જીંદગીમાં મેં ભાગ્યેજ મનપસંદ કપડાં મારી મરજી પ્રમાણે પહેર્યાં હોય. ને પછી તો

અવતાર બળી ગયો. પણ દુનીઆંની બધી સ્ત્રીઓ લટકમટક ફરે ને હું શા માટે નહીં? મેં મારા વરને મારી નાખ્યો હતો?

તા. ૫ સપ્ટેંબર ૧૯...

અમદાવાદના અનાથાશ્રમમાંથી ખબર આવી કે મારો છોકરો મરી ગયો. મારી પાછલી જીંદગીનું જીંદગી સાથે જડાએલું એકનું એક સંભારણુ પણ ગયું અને તેનાથી હું સદાની છુટી. ચાલો, નીરાંત થઇ મને તેનો શોક કે દુઃખ કૈ નથી એને પગલે હું ઘરબાર વગરની ભટકતી અને દુઃખી દુઃખી થઇ ગઇ. મેં એને આ જીંદગીમાં આમંત્ર્યો નહોતો, પણ જાણે હુજ જવાબદાર હોઉં તેમ મને ઘર કે દુનીઆ કોઇએ સંઘરી નહીં. હું જાણે અસ્પર્શ્ય હોઉ તેમ કોઇએ પોતાના ઘરમાં નોકરી આપવા લાયક પણ મને ગણી નહીં. જેણે કોઇ દિવસ ઘર બહાર પગ નહોતો મુક્યો તેને બાવા સંન્યાસીઓ ને ભીખારાંનાં ટોળામાં રાત ને દિવસ કાઢવા પડયા અને નોકરીની શોધમાં લોકોનાં બારણાં ઠોકવાં પડયાં આ નાટકની નોકરી વખતસર ન મળી હોત તો આત્મઘાત કરવાનો એકજ આરો હતો.

પણ મારાથી આમ રડી કેમ પડાય છે? એ બાલક જીવ્યું હોત તો? આ એકલી દુનીઆમા કોઇ દિવસ એને લઇને કોઈ ખુણે જઇને રહેત તો શાતિ મળત કે નહીં? એ માત્ર મને...મનેજ ચાહત અને ઘડપણમાં એને જોઇને હુ આંખો ઠારત.

હુએ કેવી ગાંડી છું? આવા છોકરા વળી પાળતા હશે ને ઠારતા હશે? શા સારુ મારે એવા પાપનુ ફળ જોઇએ?

એનો વિચાર મારે ફરી કદી કરવો નથી.

તા, ૧૦ સપ્ટેબર ૧૯...

શકર તરુબાળાની સાથે જ્યારે વખત મળે ત્યારે વાતો કરતો બેઠેલોજ હોય. બંને એક બીજાની મશ્કરી અને અટકચાળાં કર્યા કરે છે, ને હું જતી હોઉ ત્યારે મારા સામે જોઇ કૈં આંખના ઇસારા કરી મને બનાવતાં હોય એમ બને જણાં હસે છે. મારું ચાલે તો

બંનેને એક એક તમાચો ચોઢી કાઢું. પણ આખી કંપનીમાં શંકર સૌનો સરદાર હોય તેમ કોઇ એને કૈ કહી શકતું નથી અને માલીક પણ તેની આગળ જાણે શંકર માલીક હોય અને પોતે નોકર હોય તેમ વર્તે છે. હું એની સાથે તકરાર કરું તો મારાથી એક ક્ષણ પણ આ કંપનીમાં ટકાય નહીં.

તરુબાળા દારુ પીએ છે તે તો મેં કાલેજ જાણ્યુ. નાટક ખલાસ થયા પછી એ એક કલાકે ઓરડીમાં આવી ત્યારે એના પગ લથડતા હતા અને શરીરનુંએ ઠેકાણું નહોતું. મોં પરથી રંગ પણ એણે કાઢી નહોતો નાખ્યો. મને ઉઠીને એને પાણી પાઇ સુવાડવાનું મન થયું પણ એના સ્વભાવ એવો ખરાબ છે કે નકામી એ ગુસ્સે થાય એમ જાણી, મોં ઢાંકી, ઝીણા કાણામાંથી જોતી હું પડીજ રહી. એની આંખો તો વિકરાલ અને મોટી મોટી થઈ ગઇ હતી. મને તો એને જોઇનેજ બીક લાગતી હતી પણ એ તો થોડીવારે પથારીમાં પડીને સુઇ ગઈ અને ભાન ન હોય તેમ જરાવારે ઉંઘમાં પડી.

હાય હાય, બૈરી દારુ પીએ? આ નાટકશાળામાં તો જાણે કે જુદીજ જાતની દુનીઆ લાગે છે!

મને છેક પાંચ વાગતા સુધી ઉંઘ આવી નહીં, ને તરુબાળા તો બીજે દિવસે બપોરે છેક બાર વાગે ઉઠી.

તા. ૧૯ સપ્ટેંબર ૧૯...

હવે હું નવા નાટકના રીહર્સલમાં પણ ભાગ લઉ છું. મારાથી હજુ બરાબર એકટીંગ નથી થતી પણ ગવાય છે સારું. મને જો થોડીક ઓછી ગભરામણ થતી હોય તો તો વખતે વધારે સારું થઇ શકે; પણ હજુ પણ મારાથી આ લોકોથી ટેવાવાતું નથી. અને બીજા બધા એકટરો કોઈવાર તો જાણે વિચિત્ર અને જનાવર જેવા દેખાય છે. તેમાંએ પેલા ટીંગુડા છોકરાઓ જ્યારે ચાળા કરે છે ત્યારે તો પ્રભુ તોબા. નરા એવા ગંદા ને ગંધાતા હોય છે કે એમને જોઇને એ ઉલટી થાય. ને એવડા છોકરાઓને મારા જેવડી મોટી સ્ત્રીની

મશ્કરી કરવાનો હક્ક! એ બોલતા હશે તેમનું એમને એ ભાન હશે ખરું ?

પણ કાલે મેં જરા ઠીક કર્યું અને માલીક પણ જરા ખુશ થએલા દેખાયા.

તા. ૨૧ સપ્ટેંબર ૧૯...

પેલા નવા કવિરાજ તો બહુ લહેરી લાગે છે. એ નાટક લખીએ જાણે છે ને નટો જોડે રમીએ જાણે છે. એમની મહેરબાની પહેલાં તરુબાળા ઉપર હતી પણ હમણાંથી મારી તરફ દેખાય છે. એમના નાટકમાં બાપાજી જેને ભાવનાઓ કહેતા એવું કૈંએ દેખાતું નથી. વાંકી ટોપી, છુટો કોટ અને પાન ચાવતા ચાવતા આવે છે ત્યારે તો એવા લાગે છે કે જાણે લહેરીઓના સરદાર! બાપાજી તો એવા કોઇને ઘરમાં પણ ન પેસવા દે. આ મગજમાંથી ભાવનાઓ ને નીતિબોધ ક્યાંથી આવતાં હશે!

તા. ૨૬ સપ્ટેંબર ૧૯...

આજે મેં મારો પાર્ટ સરસ કર્યો. માલીક ઉઠીને મારી પાસે આવ્યા અને કહે "મીસ વસંતસેના! આ નાટક જરુર તમારાથી દીપશે." મને એટલો હર્ષ થયો પણ સાથે મારાથી રડી પડાયું. મેં ઉચું જોયું ત્યારે તરુબાળાની આંખમાંથી અગ્નિ વરસતો હતો.

અને શંકર પણ એની સાથે વાત કરતો પણ મારી તરફ પ્રશંસાની નજરે જોયા વિના એનાથી રહેવાતું નહીં. શંકર આમ ગમે-તેવો હોય પણ એના જેવી અભિનયની ખુબી તો ભાગ્યેજ કોઇ નટમાં હશે. એનાં વખાણ પામવાં એ કૈં જેવું તેવું ન કહેવાય. જેમ જેમ રોજ એની સાથે હુ સંસર્ગમા આવું છું તેમ તેમ એની ખુબીઓ મને વધારે ને વધારે દેખાય છે. માત્ર એ જરાય વધારે સારો હોય તો તો હું દેખાડી આપું કે પેલી તરુબાળા કરતાં મારામાં કૈંક વધારે છે.

મેં ધારી હતી તેથી આ જીંદગી કૈં બહુ ખરાબ નથી. અને હવે તો બધાંએ મારી સાથે સારી રીતે વર્તે છે. પેલો પ્રાણજીવન જે વિદુષક થઇથઇને વિદુષક જેવોજ બની ગયો છે તેએ હવે તો મને માનથી બોલાવે છે. એના પર અને શંકર પર આખું મુંબાઈ ફીદા છે પણ એક દિવસ એવોએ આવશે કે એ બંને કરતાં હું આગળ વધીશ. તરુબાળા તો કૈં હીસાબમાંજ નહીં રહે,

તરુબાળા એકટીંગ તો ઠીક કરે છે અને ગાય છે પણ સારું. પણ એના ગાલમાં ખાડા પડી ગયા છે અને આંખોમા કૃત્રિમતા પેસી ગઇ છે, એ જોઇએ તે કરતાં ઘણું વધારે કરે છે. નાટક ચાલતુ હોય ત્યારે હું વીંગમાં બેસીને બધાંને જોઉ છું. સૌથી શંકર સરસ. મને એ હવે તો નાટકનું ગાંડુ લાગ્યું છે. અને રાત ક્યારે પડે એમ થાય છે. મારો વારો ક્યારે આવશે!

તા. ૨૯ સપ્ટેંબર ૧૯...

આજે બપોરે રીહર્સલ ચાલતુ હતું ત્યારે હું કૈં કારણસર અંદર ગઈ અને આવતી વખતે શંકર ને હું સામસામાં થઇ ગયાં. સૌ આગળ હતા અને એટલામાં કોઈ હતુંજ નહીં હું એના સામે જોયા વિના ચાલી જતી હતી એટલામાં......હાય હાય, મને લખતાંએ કંપારી આવે છે. હું બળ કરી એના હાથમાંથી છુટીને નાઠી પણ મારા મગજમાં ચક્કર આવતાં હતાં. હું સીધી મારી ઓરડીમાં ગઇ અને પથારીમા પડી. મારું હૈયુ ધડકતું અને લોહી જોરમાં ફરવા માંડયુ મારા જેઠે મારા હોઠ સ્પર્શ્યા હતા તે દિવસ કરતાંએ આજ વધારે કૈં થયું. તે વખતે હું બાલક હતી અને ભયથી બેભાન જેવી થઇ ગઇ હતી. આજે પણ ભય તો હતોજ પણ તે મારો સર્જાવેલો. મેં એને દેવાય તેટલા શાપ દીધા

થોડીવારે હું મોં ધોઇને પાછી ગઇ ત્યારે શંકર કૈં બન્યુ ન હોય તેમ સ્વસ્થતાથી એની જગા પર બેઠો હતો. મારે કૈં તે વખતે કરવાનુ નહોતું એટલે મારી ગેરહાજરી જણાઇ નહોતી. તરુબાળા

કાગડી જેવી કૈં ચેતી ગઈ હતી અને વારંવાર મારા ને શંકરના સામે વારા ફરતી તે જોતી.

અત્યારે લખતી વખતે પણ બપોરની એ વાત યાદ આવે છે અને મને કૈંક થાય છે. પણ ખરું કહું તો મે ધાર્યું હતું તેવું કૈં આ થતું નથી. મને શંકર પર ખુબ ક્રોધ ચઢયો છે, પણ કોણ જાણે કેમ એક પ્રકારની સુખદ લાગણી મારા અંતરમાં વ્યાપી રહી છે, ને એના પરનો ક્રોધ પણ ઓસરી જતો દેખાય છે,

વનમાળા, સાવધાન! તને એકવાર શાં દુઃખ પડયાં તે ખબર છે? ભુલ કરવાની વૃત્તિ વગર થએલી એક ભુલે તું ઘરબાર વગરની; રસ્તે રખડતી ભીખારણ થઇ. હવે જો ભુલી તો તારો આશરા કોઇ નથી.

ઓ મારી માડી! મને રક્ષવાને તું કેમ જીવી નહીં? તું જીવી હોત ને બાપા બદલાયા નહીં હોત ને હું ગિરિશને પરણી હોત તો મારે કર્મે આ દિવસો આવત! તારી નિર્ભાગી દીકરીની દશા જોઈ તને સ્વર્ગમાં આંસુ આવતાં હશે. માડી મારી! મને રક્ષજે અને આ પાપપંકમાં પડતી બચાવજે.

મા! તને સંભાર્યાથી મારું હૈયું હલકું થાય છે. મારી પ્રાર્થનાના અક્ષર આ કાગળ પર પડે છે તેમને જોઇને મારામાં એક પ્રકારનું બળ આવે છે. માડી! તારુ સાન્નિધ્ય હું અનુભવું છું, તું મને રક્ષશેજ અને મારી સૌ મલિન મતિઓને તુ ઉખેડી કાઢશે.

તા. ૮ ઓકટોબર ૧૯...

નવો નાટક પડવાને હવે અઠવાડીયુંજ રહ્યું. હમણાં તો ધમધોકાર તૈઆરીઓ ચાલે છે ને કોઇને એક મીનીટની ફુરસદ હોતી નથી. મારો પાર્ટ મુખ્ય નાયિકાનો છે. મારે માટે કરાવેલાં કપડાં અતિ સુંદર છે. એ જોઇનેજ મારું મન અવર્ણનીય આનંદથી ઉભરાય છે, અને એ પહેરીને હું સ્ટેજ પર આવીશ ત્યારે કેવી દેખાઈશ તેનાંજ સ્વપ્નો મને આવ્યા કરે છે.

આટલાં બધાં દુઃખ છતાં મારી તબીએત હમણાં સરસ થઇ છે, અને આરસીમાં મારુ મુખ નીરખતાં મારાથી હસી દેવાય છે.

આ રૂપ શાને માટે? ભલે કશાને માટે ન હોય, પણ હંમેશાજ આવી સુંદર રહેવાનો હું પ્રયત્ન કરીશ મારા મનને તેથી આનંદ થાય તો તેમાં કરવામાં ખોટું શું?

કાલે ગ્રાન્ડ રીહર્સલ છે.

તા. ૧૩ ઓક્ટોબર ૧૯...

"આજ ગ્રાન્ડ રીહર્સલ હતું. પેલાં કપડાં મેં પહેર્યાં અને જરા પાઉડર અને રંગની છાંટથી મારું મો એવું બદલાઇ ગયું કે મેં આરસામાં જોયું ત્યારે મારું અંતર ધડક ધડક થતું હતું. હું ભાગ્યેજ પંદર વર્ષનીએ લાગતી હોઇશ. હું સ્ટેજ પર ગઈ ત્યારે નટો અને જોનારાઓ થોડી વાર તો મનેજ જોઈ રહ્યા હતા. શંકર મને પડદા પાછળ મળ્યો. મને જોઇને એકદમ તે થોભી ગયો અને મારો હાથ પકડી જતી અટકાવી. મેં હાથ છોડાવવાનું કર્યું પણ તેણે છોડયો નહીં. "મને ખબર નહીં સેના કે તું આવી સરસ લાગશે. મને યોગ્યજ પ્રિયા મળી છે." એમ કહી હસતો હસતો તે જતો રહ્યો.

શંકર સાથે પાર્ટ શીખી શીખીને એ મને અડે તેની સુગ મને હવે જતી રહી છે. આ ધંધામાં પુરુષોને અડકયા વગર તો ચાલેજ કેમ? અને હવે કૈં પાછા જવાય એવું છે!

મારી સુંદરતાના ભાનથી કે કોણ જાણે શાથી મારાથી આજે સરસ પાર્ટ થયો. તરુબાળા સીવાય સૌએ મારાં ખુબજ વખાણ કર્યાં. શંકર તો જાણે હું એની ખરેખરીજ સ્ત્રી હોઉં એમ ફૂલાતો; અને પ્રાણજીવને પણ આ ધધામાં મારું ચઢતું ભવિષ્ય ભાખી આપ્યું.

અત્યારે થાકી જવાયું છે. આજે થયું તેવુંજ ખરેખરા નાટકને દિવસે થશે! જાહેરખબરમાં અત્યારથી મારાં ખુબ વર્ણનો આવવા માંડયાં છે. મારાથી એ સાર્થક થાય તો સારું.

આ તરુબાળાનું મેં શું બગાડયું છે? મારી સાથે ભાગ્યેજ એ અક્ષર એ બોલે છે.

તા. ૨૪ ઓકટોબર ૧૯...

માલીકને કૈ ખામી લાગી એટલે ફરી પાછાં બે ત્રણ રીહર્સલ થઇ ગયાં. મારુ ધ્રુજતું હૃદય માત્ર કાલનીજ વાટ જુએ છે. કાલ કેવી ઉગશે? મારાથી આ પાર ઉતારાશે!

તા. ૨૫ ઓકટોબર ૧૯...

પાસ, પાસ, હું પાસ. લોકોની તાલીઓના અવાજ હજુ મારા કાનમાંથી ખસતા નથી. બધું સુંદર સ્વપ્નું હોય તેમ પુરૂં થઈ ગયું. પરોઢ પડી ગયું પણ મારી આંખોમાં ઉંઘ નથી. હુ માત્ર લોકોની મેદની અને રંગભૂમિના પડદાજ જોયાં કરું છું

ખરેખર! મારામાં એવું કૈ છે કે આ બધા મને વખાણે? મને કીર્તિ મળશે, પૈસા મળશે અને પછી સમાજે મને હાંકી કાઢેલી ભીખારણ નહી પણ તેના મનપર રાજ્ય ચલાવનારી રાણી હું થઇશ. મને જોઇ એમની સ્ત્રીઓ મારા જેવી થવા મથશે મારી ચાલ પ્રમાણે તેઓ ચાલતાં શીખશે. મારા કંઠને અનુકરણે તેઓ ગાતાં શીખશે. મારી છટા જોઈ તેઓ છટાદાર થશે. મારા જેવા દેખાવામાં તેઓ ગૌરવ સમજશે. અને આ બધું પેલા લોકોએ ત્યજેલી વનમાળાથી થશે વનમાળા શાની? તે તો મરી ગઇ. વસંતસેનાથી થશે.

આજથી જે દુનીઆમાં હું જન્મી હતી તેની સાથેનો મારો સંબંધ રજેરજ તુટી ગયો. હું હવે કોઇ નહીં; કોઇની નહી. મારે હવે કોઇની પરવા નહીં. હું એટલે હવે હુંજ; મારી જાતજ. તેને હું ગમે તે કરું; હવે કોનો શિક્ષા કરવાનો હક છે?

મારી માડી! તું જીવતી હોત તો મારો વિજય જોઇને તું કેટલી ખુશી થતે! ના, પણ તું ખુશી શાની થતે? તું હોત તો મારે આ જીંદગી આવતેજ શાની? સારુંજ થયું કે તું નથી, નહીં તો આજનો દહાડો કદી આવતે નહીં.

કડવાશ ને નિરાશા આજ કૈં સાંભરતાં નથી. અપમાન અને નિરાધારી પણ નથી સાંભરતાં. અત્યારે માત્ર એકજ વસ્તુ હું જોઈ શકું છું. વિજય અને તેની પરંપરા. વિજય! વિજય! વિજય! વિજય! હવે તો સવાર પડવા આવી. આ ઉન્માદ ભુલી ઉંઘી જવાય તો સારું નહીં તો આજ દિવસના ખેલમાં બગાસાં આવશે. નિદ્રા, નિદ્રા, વિજયની નિદ્રા!

તા. ૨૭ ઑક્ટોબર ૧૯...

હું કાલે શંકરની થઈ ચુકી કોણ જાણે એ કેમ થયું. થયા પહેલાં મને જે બીક હતી તે હવે તદ્દન જતી રહી છે. પહેલાંના સંકલ્પ વિકલ્પો પણ કૈં થતા નથી. પણ હજુ મને સમજ નથી પડતી કે એ કેમ થયું?

શનિ અને રવિના સામટા પ્રયાસથી કાલે રાત્રે હું ખુબ થાકી ગઇ હતી. આટલા વિજય પછી એકલાં ઓરડીમાં જતાંએ કૈં ગુંગળામણ થતું હતું. મને થતું કે કોઈ મને તે વખતે હૈયા સરસી રાખી મારો ભાર હલકો કરે!

શંકર તેજ વખતે આવ્યો. મારો થાક ઉતારવા એણે કૈંક દવા કાઢી આપી તે મેં પીધી અને થોડીવારે એ મને બાલકની માફક દોરી ગયો. હું જ્યારે ભાનમાં ન હોઉં ત્યારે એની સાથે પાર્ટ કરી કરીને એ મારો પતિ હોય એવું એવું મને લાગતું જાય છે. કેટલા દિવસથી મને એનાંજ સ્વપ્નો આવવા માંડ્યાં હતાં. માત્ર જાગ્રદાવસ્થામાં મારા સંસ્કારો એનો તિરસ્કાર કરાવતા.

હવે તો તે પણ નથી રહ્યું. શા માટે હું તેનો તિરસ્કાર કરું? જે દુનીઆએ મને વિજય અપાવ્યો તે દુનીઆના જેવીજ થઇને રહું તો શું? મારે હવે પહેલાંની દુનીઆ સાથે શો સંબંધ? મને એણે રખડતી મુકી, પાપ વિનાના મારા મનમાં એણે પાપનાં બીજો રોપ્યાં. વગર વાંકે મને પતિત કરી. તેમના ધારાને અનુસરવા હું શા માટે બંધાએલી?

પણ હું શંકરને કૈં ખાસ ચહાતી નથી. એની પાસે જવાનું મને મન થાય છે છતાં એની પાસે હોઉં ત્યારે એક પ્રકારની ઘૃણા પણ મનમાં થાય છે. મારો દેહ એનાથી આકર્ષાય છે; મારો આત્મા એનાથી દૂર નાસવાનું કરે છે. પણ એ અને હું હવે તો જડાયાં. એનામાં કૈંક એવું છે કે હું એને ગમે તેટલો ધિક્કારું છતાં દારુડીઆની માફક મારાથી એની પાસે ગયા વિના નહીં ચાલે.

તા. ૩૦ નવેંબર ૧૯...

આજ કેટલા દિવસે ડાયરી લખવાનું હું હાથમાં લઉં છું. મારું અંતર ખાલી કરવા પહેલાં મારાથી લખ્યા વગર રહેવાતું નહીં. હવે મને ડાયરી હાથમાં લેતાંએ બીક લાગે છે. મને બધું જે જે થાય છે તે બધું હું લખું ? દિવસે દિવસે મારું અધઃપતન એવું થાય છે કે તે જોતાં અને નોંધતાએ મને કંપારી આવે છે આ બધું ભુલવાને શરાબનો એકજ આશરો મારે માટે રહ્યો છે

તરુબાળા હવે પહેલાંની જેમ મારી સાથે અતડી રહેતી નથી. એ ને હું લગભગ એકજ કોટિના થયાં છીએ અને શંકરને મન પણ એ અને હું સરખાંજ છીએ. એની મરજી પડે તેને એ બોલાવી શકે છે.

મને તરુબાળાની જરા પણ અદેખાઇ નથી થતી. શા માટે થાય ! હું શંકરને ચહાતી નથી. ખરું કહું તો મારા ઉંડા અંતરમાંથી એને ધિક્કારું છું. એની એક પ્રકારની સત્તા મારા પર ચાલે છે અને યંત્રની માફક એની આજ્ઞાને અનુસરું છું. પણ કોઇ અંધારી રાતે એ ઉંઘતો હોય ત્યારે એ એવો બેડોળ ને ભયંકર મારી નજરે દેખાય છે કે એનું ગળું દાબી નાખવાનું મને મન થઈ આવે છે.

આ બધું લખતાં લખતાં તો ગાંડા થઇ જવાશે શરાબ... શરાબ.

તા. ૧૭ જાન્યુઆરી ૧૯...

નવો ખેલ પડ્યો. આ ખેલમાં પહેલા કરતાંએ હું વધારે પંકાઇ છું. પણ કીર્તિથી પહેલાંના જેવા આનંદના ઓઘ હવે મારા

અંતરમાં ઉછળતા નથી. માત્ર દર દિવસે, થોડા પૈસાદાર મૂર્ખાઓની ભેટો અને ચીઠ્ઠીઓથી મારો ઓરડો વધારે ને વધારે ભરાતો જાય છે. ઘણીવાર આવા વાંદરાઓ મને મળવા પણ આવે છે; મારી જોઇએ તેટલી ખુશામત કરે છે. આમાં માત્ર મારી કળાથી આકર્ષાઇ આવનાર ભાગ્યે કોઈ હોય છે.

તા. ૨ ફેબ્રુઆરી ૧૯...

વનમાળાના જેક વસંતસેનાના પુજારી બની તેને મળવા આવે! કેવું વિચિત્ર! એમને સ્વપ્નેએ એવું હશે કે એકવારની ગરીબડી વાસણ માંજતી વનમાળા તે હુંજ? મારાં રૂપ, રંગ ને ભપકો એટલાં બદલાયાં છે કે એમના જેવા કેટલાએ હવે તો મારા પગ પુજે છે.

એ લોકોની સ્થિતિ બહુ બદલાઇ ગએલી લાગે છે. દારિદ્ર એના અંગેઅંગમાંથી દેખાતું હતું. અને પાશવતા એના મોં પર ને શરીર પર બધેજ ચિન્હ મુકી ગઇ છે. એને જોઈને મને તો ક્રોધ અને તિરસ્કાર આવવાને બદલે માત્ર દયાજ આવી.

હું ગમે તેવી છું પણ હવે આ નર કીટકની સત્તા નીચે તો હું નથીજ મારી હાલની જીંદગી એ અધમતા હોય કે ઉત્ક્રાંતિ હોય, પણ એનાથી હું એવી ટેવાઇ ગઇ છું કે પહેલાંની જીંદગી સૌ સુખ સાથે મળતી હોય તોપણ પાછી ન જાઉં.

તા. ૪ માર્ચ ૧૯...

લગભગ બે અઠવાડીઆંથી વચ્ચેની ખુરસી પર એક માણસ આવીને બેસે છે. ઘણું ખરું તો એ દરેક નાટક વખતે આવે છે, અને એજ ખુરસી પર બેસે છે. મને એને જોવાની એવી ટેવ પડી છે કે એ ત્યાં ન હોય તો મને કૈંક નાસીપાસી થાય છે.

અને મને લાગે છે કે એ મનેજ જોવા આવે છે. મારો પ્રવેશ શરુ થાય ત્યાંસુધી એ કદી ત્યાં હોતો નથી અને દર વખતે એ મને ઘણોજ બારીકાઇથી જોતો હોય એમ લાગે છે.

વાસથી જનમેજયમાં કૈંક પરિવર્તન થતું જતું હતું તે તે જોઇ શકતો. પણ જેલની ટુંકી મુલાકાતોમાં તે શું તે કહેવા માટે પુરતો વખત ન હતો.

૬

આમ યદુનંદન અને જનમેજયની સુષ્ટિમાં સુખનું આશ્વાસન કે દુઃખનું અકળામણ આણ્યા વિના કાલે, બે વર્ષની લાંબી લાગતી ફ્લંગ, ટુંકી હોય તેમ, ભરીને મુકી દીધી. અને એક સવારે યદુનંદન સાબરમતી જેલના દરવાજા આગળ વહેલો જઈ ઉભો. જનમેજય તે દિવસે છુટવાનો હતો તેને એ ઘેર લઇ જવા આવ્યો હતો.

તેની આતુરતાને થકવી થકવીને એક કલાકે જેલના દરવાજા ઉઘડયા. અંદરથી માંદા જેવો જણાતો એક પુરૂષ બે વર્ષ પર જે કપડાં પહેરી ગયો તેજ કપડાંમાં કોઇ નવી દુનીઆની મુસાફરીએ જઇ આવ્યો હોય તેમ બદલાએલો બહાર નીકળ્યો. એના મોં પર કડવાશ અને આતુરતા હતી. એની આંખોમાં ખાડા પડી ગયા હતા. એના ગાલ બેસી ગયા હતા. અને કપાળ ઘણું વધારે પડતું આગળ તરી આવતું તેના હાથ કૌવત વગર થરથરતા. તેનો કોટ દીલ પર ઘણો મોટો થયો હોય તેમ લટકતો. યદુની શોધમાં એણે અસ્થિર દ્રષ્ટિએ ચારે ગમ જોયું.

યદુનંદન તેને જોઇને આગળ આવ્યો. તેણે હેતભરેલો હાથ જનમેજયના ખભા પર મુકયો. 'જનુ ! હું આવ્યો છું હોં."

જનમેજય તેને જોઇ માત્ર જરાક હસ્યો. એ હસવામાં નહોતું જીવન, નહોતો સંતોષ "આપણે શામાં જવાનું છે ? ટ્રેનમાં કે ગાડીમાં ?" તેણે માંદા થાકેલા સ્વરે પુછ્યું. તેના સ્વરમાં ઉત્સાહ નહોતો, યદુના ઉમળકાનો જરાએ પ્રતિધ્વનિએ નહોતો.

"હું ગાડી લઇ આવ્યો છું. ઘેર કાકા ને બા તારી વાટ જોતાં બેઠાં છે."

ગાડીની વાટ જોતો હોય તેમ જનમેજય જવાબ દીધા વિના મુંગો ઉભો રહ્યો.

યદુનંદન એક ભાડાનું શીગરામ લેતો આવ્યો હતો. તેણે ગાડી-વાનને હાંક મારી અને ગાડી આવી એટલે તેમાં બન્ને બેઠા. જનમેજયે જતાં જતાં પાછું વાળી જેલ તરફ જોયું. દબાવેલો હૃદયબંધ તુટી ગયો, અને તેની આંખમાંથી આંસુ સરી પડયાં. હૃદયનો બધો ભાર ખાલી કરતો હોય તેમ બાલકવત્ તે રડયો. યદુનંદને તેના વાંસે અને માથે હાથ ફેરવ્યો. "જનુ! આમ શું કરે છે? હીંમત રાખ" હીંમત આપનારની આંખો પણ કોરી નહોતી.

આવેલાં આંસુને જનમેજયે ખખેરી કાઢયાં. "બે વર્ષ વહી ગયાં યદુ! બે વર્ષ. હવે બધું પાછું નવેસરથી શરૂ કરવાનું. મને જેલમાં ગએલાને હવે ઉભો કોણ રાખશે?"

"જનુ! આમ શું કરે છે? આપણે બે છીએને! તું દુની-આમાં એકલો થોડોજ પડવાનો છે!"

જનમેજય જરા શાંત થયો. પણ એને વાત કરવાની ઝાઝી વૃત્તિ નહોતી એટલે રસ્તામાં બાકીના આખા દોઢ કલાકમાં બને બહુ થોડુંજ બોલ્યા. ચાલતી ગાડીમાં, સર્પાકારે વાંકી ચુંકી પથરાએલી સાબરતી ભેખડોની વચમાંથી વારંવાર દેખાતી, કણઝીનાં ઝાડો પરથી હોલાના અવાજો પણ કોઇ કોઇ સ્થળે સંભળાતા. રસ્તાપર ટોળે વળતા વાંદરાઓ, ગાડીનો અવાજ સાંભળી, ફાળો ભરી ઝાડો પર કુદતા અને જનારાઓ તરફ જીજ્ઞાસાના ડોળથી જોઈ રહેતા. કોઇ અજાણ્યો પ્રદેશ જોતો હોય તેમ જનમેજયે બોલવાની બીલકુલ ઈચ્છા દર્શાવ્યા વિના, ઘણે વર્ષે આ બધી વસ્તુઓ તરફ નવાઇથી જોયા કર્યું.

બંને મિત્રો છેક અગીઆરેક વાગે ઘેર પહોંચ્યા. યદુનંદન નદી-પાર કોલેજના રસ્તે એક નાના સરખા બંગલામાં ભાડે રહેતો. તેનાં માતા પિતા અને એક અપરિણિતા નાની બહેન તેની સાથે હતાં. બધાં આ બંને મિત્રોની વાટ જોઇ ઓટલે બેઠેલાં હતાં. ગાડી ઝાંપામાં પેઠી કે નાની સરુ દોડતી આગળ આવી. "ભાઈ આવ્યા કે?" ભગીરથી-કાકીએ પણ જનમેજયનો હસતે મુખે સત્કાર કર્યો. યદુના પિતા ધનનંદન

વાસથી જનમેજયમાં કૈંક પરિવર્તન થતું જતું હતું તે તે જોઇ શકતો. પણ જેલની ટુંકી મુલાકાતોમાં તે શું તે કહેવા માટે પુરતો વખત ન હતો.

૬

આમ યદુનંદન અને જનમેજયની સુષ્ટિમાં સુખનું આશ્વાસન કે દુઃખનું અકળામણ આણ્યા વિના કાલે, બે વર્ષની લાંબી લાગતી ફલંગ, ટુંકી હોય તેમ, ભરીને મુકી દીધી. અને એક સવારે યદુનંદન સાબરમતી જેલના દરવાજા આગળ વહેલો જઈ ઉભો. જનમેજય તે દિવસે છુટવાનો હતો તેને એ ઘેર લઇ જવા આવ્યો હતો.

તેની આતુરતાને થકવી થકવીને એક કલાકે જેલના દરવાજા ઉઘડ્યા. અંદરથી માંદા જેવો જણાતો એક પુરૂષ બે વર્ષ પર જે કપડાં પહેરી ગયો તેજ કપડાંમાં કોઇ નવી દુનીઆની મુસાફરીએ જઇ આવ્યો હોય તેમ બદલાએલો બહાર નીકળ્યો. એના મોં પર કડવાશ અને આતુરતા હતી. એની આંખોમાં ખાડા પડી ગયા હતા. એના ગાલ બેસી ગયા હતા અને કપાળ ઘણું વધારે પડતું આગળ તરી આવતું તેના હાથ કૌવત વગર થરથરતા. તેનો કોટ દીલ પર ઘણો મોટો થયો હોય તેમ લટકતો. યદુની શોધમાં એણે અસ્થિર દ્રષ્ટિએ ચારે ગમ જોયું.

યદુનંદન તેને જોઇને આગળ આવ્યો. તેણે હેતભરેલો હાથ જનમેજયના ખભા પર મુકયો. 'જનુ! હું આવ્યો છું હો."

જનમેજય તેને જોઇ માત્ર જરાક હસ્યો. એ હસવામાં નહોતું જીવન, નહોતો સંતોષ. "આપણે શામાં જવાનું છે? ટ્રેનમાં કે ગાડીમાં?" તેણે માંદા થાકેલા સ્વરે પુછ્યું. તેના સ્વરમાં ઉત્સાહ નહોતો, યદુના ઉમળકાનો જરાએ પ્રતિધ્વનિએ નહોતો.

"હું ગાડી લઇ આવ્યો છું. ઘેર કાકા ને બા તારી વાટ જોતાં બેઠાં છે."

ગાડીની વાટ જોતો હોય તેમ જનમેજય જવાબ દીધા વિના મુંગો ઉભો રહ્યો.

યદુનંદન એક ભાડાનું શીગરામ લેતો આવ્યો હતો. તેણે ગાડી-વાનને હાંક મારી અને ગાડી આવી એટલે તેમાં બન્ને બેઠા. જનમેજયે જતાં જતાં પાછું વાળી જેલ તરફ જોયું. દબાવેલો હૃદયબંધ તુટી ગયો, અને તેની આંખમાંથી આંસુ સરી પડ્યાં. હૃદયનો બધો ભાર ખાલી કરતો હોય તેમ બાલકવત્ તે રડ્યો. યદુનંદને તેના વાંસે અને માથે હાથ ફેરવ્યો. "જનુ ! આમ શું કરે છે ? હીંમત રાખ" હીંમત આપનારની આંખો પણ કોરી નહોતી.

આવેલાં આંસુને જનમેજયે ખંખેરી કાઢ્યાં. "બે વર્ષ વહી ગયાં યદુ ! બે વર્ષ. હવે બધું પાછું નવેસરથી શરૂ કરવાનું. મને જેલમાં ગએલાને હવે ઉભો કોણ રાખશે ?"

"જનુ ! આમ શું કરે છે ? આપણે બે છીએને ! તું દુની-આમાં એકલો થોડોજ પડવાંનો છે !"

જનમેજય જરા શાંત થયો. પણ એને વાત કરવાની ઝાઝી વૃત્તિ નહોતી એટલે રસ્તામાં બાકીના આખા દોઢ કલાકમાં બંને બહુ થોડુંજ બોલ્યા. ચાલતી ગાડીમાં, સર્પાકારે વાંકી ચુંકી પથરાએલી સાબરતી ભેખડોની વચમાંથી વારંવાર દેખાતી, કણઝીનાં ઝાડો પરથી હોલાના અવાજો પણ કોઇ કોઇ સ્થળે સંભળાતા. રસ્તાપર ટોળે વળતા વાંદરાઓ, ગાડીનો અવાજ સાંભળી, ફાળો ભરી ઝાડો પર કુદતા અને જનારાઓ તરફ જીજ્ઞાસાના ડોળથી જોઈ રહેતા કોઇ અજાણ્યો પ્રદેશ જોતો હોય તેમ જનમેજયે બોલવાની બીલકુલ ઇચ્છા દર્શાવ્યા વિના, ઘણે વર્ષે આ બધી વસ્તુઓ તરફ નવાઇથી જોયા કર્યું.

બંને મિત્રો છેક અગીઆરેક વાગે ઘેર પહોંચ્યા. યદુનંદન નદી-પાર કોલેજના રસ્તે એક નાના સરખા બંગલામાં ભાડે રહેતો. તેનાં માતા પિતા અને એક અપરિણિતા નાની બહેન તેની સાથે હતાં. બધાં આ બંને મિત્રોની વાટ જોઇ ઓટલે બેઠેલાં હતાં. ગાડી ઝાંપામાં પેઠી કે નાની સરુ દોડતી આગળ આવી. "ભાઈ આવ્યા કે ?" ભગીરથી-કાકીએ પણ જનમેજયનો હસતે મુખે સત્કાર કર્યો. યદુના પિતા ધનનંદન

પણ આવી તેને ભેટયા. "બેટા આવી પહોંચ્યો ?" બધાના જવાબમાં જનમેજય ફીકકું, જીવ વિનાનું હસ્યો. "હા, કાકા."

સાંજ પડતાં પહેલાં તો સંખ્યાબંધ સંબંધીઓ, મિત્રો અને માત્ર કુતૂહલ અને જિજ્ઞાસાથી પ્રેરાએલાં જનો જનમેજયની ખબર લેવા આવી ગયાં તેમાંના ઘણા યદુનંદન તરફ જનમેજયની મિત્રતાનો અઘટિત લાભ લેનાર તરીકે કંઈક વિચિત્ર રીતે જોતા, જનમેજયના શરીર અને મનની સ્થિતિ જોઇ ન સમજાય એમ ડોકું ધુણાવતાં અને જનમેજયને અનેક પ્રકારનાં આશ્વાસક વચનો કહી જતાં.

સૌના વર્તનમાં પડતા તેમના વિચારોનાં પ્રતિબિંબ યદુનંદન જોઇ શકતો અને તેના મનમાં અકથ્ય દુઃખની લાગણી થતી. પોતાને અન્યાય થતો હોય એમ તેને લાગતું પણ એવો વિચાર સરખો આણવામાં મિત્રદ્રોહ થાય છે, એમ માની બનતા પ્રયત્ને એ લાગણી તે દાબી દેતો. ગંભીરતાથી મુગો મુંગો તે બધાને મળતો, વખતસર કોલેજમાં જતો અને બાકીનો વખત તે જનમેજયની પાસે ગાળતો.

જનમેજયના મન અને શરીર પર આ બે વર્ષના એકાંતવાસે પરિવર્તન કર્યું હતુ. તે દુબળો અને પાંડુરોગી થઈ ગયો હતો. તેની આંખો, કપોલ, લલાટ સર્વ પર કાળા ડાઘ પડયા હતા. એક જાતના અનિશ્ચયની છાયા તેના હાથ પર અને ચાલમાં દેખાઈ આવતી.

તેના મનની અવસ્થા પણ એથી કૈં વધારે સારી ન હોતી. અતિ વિચારને પરિણામે તેના મગજને ભટકવાની ટેવ પડી ગઈ હતી. પોતાને ઘણો અન્યાય થએલો છે એમ તેને લાગતું. તેને સમાજ પર ને રાજ્યના કાયદા પર પણ ક્રોધ આવતો હતો. મિત્રને મદદ કરવાના સ્તુત્ય હેતુને તેઓએ માત્ર સાધારણ ચોરી રૂપેજ ગણ્યો હતો

જેલમાંથી બહાર નીકળતા સુધી રાખેલી હિંમત બહાર નીકળ્યાં પછી ઓસરી ગઈ. નબળાઇને લીધે તેને નિત્ય તપાવતો જીર્ણ જ્વર લાગુ પડયો.

૭

આજ અરસામાં મેના યદુનંદનને ત્યાં વધારે આવતી જતી થઇ હતી. એને યદુનંદન તરફ ભાવ હોય એમ જણાતું. એ તેની સાથે કલાકો સુધી ગપ્પાં મારતી. તેને આવવાનું ખાસ કારણ યદુનંદનને મળવા સિવાય બીજું કૈં દેખાતું નહિં.

ઘરના માણસોએ તો આ મુલાકાતોનો એક ચોક્કસ અર્થ ધારીજ મુકયો હતો. યદુનંદનના સ્નેહથી ખેંચાઈ આવતી આ બાળાને તેઓ દરેક તક આપતા. યદુના માતપિતાને મન તેને સુખી કરવાનો આ એકલોજ ઉપાય હતો. બધામાંથી રસ જતો રહ્યો હોય તેમ ઉદાસ અને ગંભીર દેખાતા યદુમાં આથી નવો રસ પુરાશે એમ તેઓ માનતાં. મેનાના માતપિતાની સંમતિ પણ આ વાતમાં હતી એટલે મસલત નહોતી કરી છતાં કરી હોય તેમ, સૌ મેનાને યદુનંદનની સાથે વધારે વાત કરવાની અને ભળવાની છુટ અને તક આપતાં. કોઈ કોઈ વખત અભ્યાસમાં ન સમજાતું તે મેના પૂછતી, કોઇવાર માત્ર વાતોજ કરતી. ધીરે ધીરે તે લગભગ ઘરની હોય તેવી થઈ ગઇ હતી. કોઈ દિવસ એ ન આવતી ત્યારે સૌ તેની વાટ પણ જોતા.

જનમેજય આવ્યો ત્યારે મેનાને આમ આવતી જોઇ પહેલાં તો તે અજાયબ થયો. ધીરે ધીરે તે બધાની વૃત્તિઓ કળી ગયો. તેણે યદુની વૃત્તિની પણ ચિકિત્સા કરવા માંડી અને મેનાનું ન અવગણાય એવું સ્થાન તેના અંતરમાં છે એમ તેને ખાત્રી થઈ ગઈ. યદુનંદન તેના વિશે થોડુંજ બોલતો, પણ બોલતો ત્યારે સંતાડયા છતાં ભાવનો ધ્વનિ તેમાં સંભળાતો.

જનમેજય યદુનંદનનો હૃદય ભાવ કળી ગયો. અને તેના હૃદયમાં ક્રોધની જ્વાલા સંચરી. યદુનંદન તેના વગર બીજા કોઇને પણ ચહાય તેમાં તેને ચોખ્ખી કૃતઘ્નતા દેખાતી હતી. 'આટલા બધા આત્મભોગનું પરિણામ છેવટે આ ? પોતે જેલમાં ગયો, નોકરી ખોઈ, માંદો પડયો, વખતે મરી જશે. અને જેને માટે આટલું કર્યું તે યદુનંદન

મેના રાણીને પરણીને મજાહ કરશે ' તેને દુનીઆની ગુણ ભુલવાની શક્તિ પર તિરસ્કાર આવ્યો. તે મેનાને જોતો ત્યારે વગર રજાએ આવનાર જણની માફક તેને કાઢી મુકવાનું મન થતું.

તેના નબળા મગજને આ વાતે વધારે નબળું કર્યું. તેનો સ્વભાવ ચીઢીઓ થવા માંડ્યો. નાની નાની બાબતમાં તેણે યદુનંદનની સાથે તકરાર કરવા માંડી. યદુનંદન ઘણું ખરૂં જનમેજય પાસેજ બેસતો અને મેના આવે ત્યારે તે પણ તેજ ખંડમાં આવી વાત કરવા બેસતી. યદુનંદનને લાગતું કે મેનાની હાજરીથી અને હાસ્યથી એ ઓરડામાં થોડાં સૂર્યકિરણો વેરાશે અને જનમેજયના માંદા તનમનને એથી તાજગી મળશે. જનમેજય તેથી ઉધુંજ ધારતો. તેની હાજરીમાં નીરાંતે વાત કરી શકાય માટે મેનાને બોલાવતો એમ તેને લાગતું. પોતે હોય ત્યારે પણ મેના વિના ચાલતું નથી એ વિચારે તેને દુઃખ પણ થતું.

તેણે મેનાની હાજરીમાં હોય તેથી એ વધારે માંદા દેખાવાના ઢોંગ કરવા માંડયા. યદુ અને મેના વાત કરતાં હોય ત્યારે વારંવાર કૈં ને કૈં નજીવી ચીજો માટે માગણી કરી તે તેમનું ધ્યાન ખેંચતો. તેનું કહ્યું તરત થતું હોય તોપણ પ્રસન્ન થતો નહીં.

મેના જનમેજયની મોટી પ્રસંશક હતી. મિત્ર માટે આવો અદ્‌ભુત્ત ભોગ આપનારના માટે તેના મનમાં ઘણુંજ માન હતું. તે જનમેજયની અદેખાઇને માત્ર માંદગીના ચીઢીઆં ગણતી.

આત્મભોગનું આવું ઉજ્જવલ દૃષ્ટાંત આપનાર બીજી કોઈ કનિષ્ટ લાગણીને વશ હોય એ વાત તેને પારખવીજ ઘણી મુશ્કેલ હતી. તે જનમેજયની બને તેટલી સેવા કરવા પ્રયત્ન કરતી. તેના મનને પ્રફુલ્લિત બનાવવા સારૂ તે પહેલાં કરતાં વધારે વાર આવતી અને બેસતી. જનમેજયના હૃદયની મહત્તાની આગળ યદુનંદન તેને ઘણો નાનો માણસ લાગતો.

જનમેજય આ વાત કૈંક કળી શકયો અને તેની અદેખાઇને એક નવો રસ્તો સુઝયો. શા માટે પોતે જેને માટે આટલું દુઃખ ભોગવ્યું તે યદુનંદન બધીજ બાબતમાં સુખી થાય અને પોતે આમ નિરાધાર નિઃસહાય બેસી તે જોયાં કરે? તેના ઉશ્કેરાએલા મગજે આમાંથી રસ્તો શોધ્યો. તેણે મેનાની સહાનુભૂતિ વધારે ને વધારે ઉશ્કેરવા પ્રયત્ન કર્યો. મેનાની હાજરીથી પોતાને બહુ સુખ થતું હોય, તેની સાથે વાત કરવાથી કે તેની સેવા સ્વીકારવાથી વધારે શાંતિ વળતી હોય એમ તેણે દેખાડવા માંડયું. યદુનંદનની સાથે તો તે ભાગ્યેજ ચીઢાયા વગર બોલી શકતો. તે પાસે આવે તે તેને ન ગમતું. તે દૂર રહે તે એ તેનાથી ન ખમાતું.

મેનાના જીવનમાં વીરપૂજાને ઘણો મોટો અવકાશ હતો તે સ્ત્રી-જીવનના નવા આદર્શો સેવતી અને તેથી તેનામાં બે વૃત્તિઓ પ્રબળ થઇ હતી. જેને તે વીર માનતી તેને પૂજવાની અને પોતાના નવા સ્ત્રીત્વના આવેશમાં બીજાને ખેંચવાની. બીજા પર છાપ પાડવાનું તેને ગમતું. બીજાની છાપ પણ તે વહેલી લઇ આવતી. તેની લાગણી-પ્રધાન સ્વભાવને જનમેજયનો આત્મભોગ ઘણો અસાધારણ અને ઉચ્ચ કોટિનો લાગતો.

જનમેજયે આ સ્થિતિનો લાભ લીધો. તે બનતા સુધી મેનાનાજ હાથે ખાવા અને દવા લેવાનો આગ્રહ કરતો. તેને વાંચતી સાંભળવામાં ખુબ આનંદ આવતો હોય એમ તે દેખાડતો. યદુનંદન મેનાની સાથે જરા વાત કરે તે વખતે તરતજ તે કૈંક કામ મેનાને સોંપતો.

યદુનંદન આ સ્થિતિનું બરાબર પૃથક્કરણ કરી શકતો નહીં પણ ખિન્નતા તેના અંતરમાં ઉંડે ઉંડે વ્યાપતી જતી હતી. એનો મિત્ર, જેણે તેને માટે આટલું કર્યું તે શું તેને છેહ દેવા તૈયાર થાય! આવા ભાવનું જનમેજયને આરોપણ કરવામાં શું મિત્રદ્રોહ નહોતો થતો? એના મનમાં આવા પ્રશ્નો ઉઠતા અને શમતા. જે ઉત્તર જડતો હતો

તે તેને જોઇતો ન હતો. જનમેજયના વિચિત્ર વર્તનને માંદગીનું પરિણામ ગણવા તેણે પ્રયત્ન કરતો.

૯

અને મેના હમણાં હમણાં કૈં ઘણાં ઉલ્લાસમાં હતી. તે હસતી હસતી થનગમતી આવતી; માંદા જનમેજયની તે ઉત્સાહપૂર્વક સેવા કરતી; મુંગા યદુનંદનને તે કૈં કૈં કરી ચીઢવવા પ્રયત્ન કરતી; અને આખા અંગમાં વીજળી આવી હોય તેમ આમથી તેમ દોડા દોડી કરતી. બંને જણે આ અર્થ પોતપોતાની મનોદશા પ્રમાણે કર્યો. યદુનંદન એને જનમેજય પરના પ્રેમનું પરિણામ સમજતો. જનમેજય પણ આને પોતાના પર ઢળેલા પ્રેમનેજ કારણરુપ ગણતો. આ માન્યતાં દૃઢ થતાંની સાથે બંનેમાં જુદી જુદી વૃત્તિ જન્મી.

મેનાનો વિલક્ષણ ઉલ્લાસ દરરોજ કૈને કૈં સ્વરૂપે વ્યક્ત થતો. યદુનંદનના હૃદયમાં તેનો એકજ અર્થ થતો. ધીરે ધીરે તેના મગજે આકાશ પાતાળના ચક્રાવા લેવા શરુ કર્યા. તેના અંગેઅંગમાં ને હૃદયમાં એક પ્રકારનું ગુગળામણ શરુ થતું ગયું. શા માટે—શા માટે પોતે આવી વ્યથાઓનો ભોગ બને? શા માટે બીજાના પલવારના ગાંડપણથી તેની આખી જીંદગીનો નાશ થાય? દુનીઆમાં બધા ઇચ્છા કરે તેમ તેણે ઇચ્છા કરી–નિર્દોષમાંએ નિર્દોષ–પરભૂમિમાં જઈ યોગ્યતા પ્રાપ્ત કરી આત્મોન્નતિ કરવાની. એમાં નહોતું કોઇનું અનિષ્ટ કે નહોતો કોઇનો અવરોધ. એમાં પાપ કે દોષ કૈંએ નહોતાં. પણ માત્ર એક મિત્રે મુર્ખાઈ કરી ચોરી કરી. તે પાપનો પડછાયો આખી જીંદગી સુધી વગર વાંકે અને ઘેરવાનો; તે પોતે અપ્રમાણિક ન છતાં સૌ તેની અપ્રમાણિકતાના ભાનથીએ કાંપવાનું; મિત્રદ્રોહી ન છતાં સૌ તેના કૃતઘ્ની સ્વભાવને તિરસ્કારવાનું. અને છેવટમાં તેજ મિત્ર તેના જીવનની પ્રિયમાં પ્રિય વસ્તુ લઇ જાય તોએ તેને આંગળી સરખી ઉંચી કરવાનો અધિકાર નહીં. જે મિત્રે તેને માટે ખરી કે ખોટી રીતે ભોગ આપ્યો તેની કોઇ પણ વાતમાં–પોતાના જીવનનો

કે તેથીએ વધારે માનેલી પ્રિયતમાનો ભોગ અપાતો હોય તોપણ—વચ્ચે કેમ આવી શકાય!

તે વિચારમાં ને વિચારમાં લગભગ ગાંડા જેવો થઇ ગયો. તેનાથી મેનાની કે જનમેજયની સામે ન જોવાતું છતાં બળાત્કારે હસતે મુખે જોતો. તેની મુખચર્યા પરથી તેના અંતરમાં ચાલતા ભીષણ સંગ્રામનો ભાગ્યેજ કોઈને ખ્યાલ આવી શકે.

પણ દિવસ જતા ગયા તેમ હાસ્યનો આ જુઠ્ઠો પડદો તેને અસહ્ય થતો ગયો. પોતાના અંતરની છાની વાત મુખકળા કે મનોવ્યથાથી અકળાઇ રહેલી જીભ દગો દઇ કહી દેવડાવે તે પહેલાં તેણે મરવાનો નિશ્ચય કર્યો. "વિષની એક જ પડીકી અને આ બધાનો અંત"...તેના મગજમાં આ વાક્યના પઢઘા પડવા માંડયા.

જનમેજયના ચિત્તમાં પણ અશાંતિની જ્વાલા વિશેષ રૂપમાં પ્રજ્વલતી હતી. મેનાને પોતાની સાથે પ્રેમમાં કલ્પતાં થોડો સમય તો તેણે વિજયનો આનંદ અનુભવ્યો. તેના ઈર્ષ્યાગ્નિ પર છારી વળવા માંડી. યદુનંદન કરતાં તેની ઉત્તમતા આથી સિદ્ધ થતી હોય એમ તેણે લાગ્યું. મેના જેવી સુંદરીની સાથે જીવનનો શેષ ભાગ સુખમાં જશે અને કરેલી મુર્ખાઇના પરિણામરૂપ છેલ્લાં બે અઢી વર્ષો, કોઈ દુઃસ્વપ્નની જેમ, સ્મરણનોજ વિષય બની રહેશે એ વિચારે તેના ચિત્તે કંઇક સ્વસ્થતા અનુભવી.

પણ ધીરે ધીરે યદુનંદનના દુઃખે તેની પૂર્વાવસ્થાનાં સ્મરણો જગાડવા માંડયાં. તેની અદેખાઇ અને દુઃખનું ભાન એ સ્મરણોના તાપની સામે ધુમ્મસની માફક ઓગળવા માંડયાં. તેના ચિત્તમાં પરસ્પર વિરોધી ભાવોનું યુદ્ધ દારુણ અને દુઃસહ થતું ગયું. "જે મિત્રને સારૂ જીવનનો સરળ માર્ગ મુકી દઇ આવો કંટકમય માર્ગ સ્વીકાર્યો તે તેને શું આમ છેવટે છેહ દેવા માટે?" તેના ચિત્તમાં ઉદ્ભવતો આ પ્રશ્ન ખસેડવા છતાં ખસતો નહીં.

આ મનોવ્યથામાંથી ઉગરવાનો એકે આરો તેને દેખાતો ન હોતો. જીવનમાં બીજા સુખની તેને આશા નહોતી. અને આમ આવતું સુખ પાછું ઠેલતાંએ તેનો જીવ ચાલતો નહીં. મિત્ર ગયો—ગયા જેવોજ હતો; મેના જાય; પછી બાકી શું રહે? એ બને પરણે અને સુખી થાય પછી પોતે શું કરે! એમનું સુખ જોઈ બળ્યાં કરે અને રોગિષ્ટ દેહ લઈ દુનિઆની દયા પર જીવે? તેના નિર્બલ મનને મૃત્યુ સિવાય આમાંથી છુટવાનો કોઈ માર્ગ જડયો નહીં.

૯

મેના હસતી હસતી ઓરડામાં આવી. 'જનુભાઈ? યદુભાઇ?' તેના અવાજમાં ઉત્સાહ અને સુખનું અપૂર્વ મિશ્રણ હતું. હું કોઇકને તમારી સાથે ઓળખાણ કરાવવા લઈ આવી છું. કહો જોઇએ! કોણ હશે?" તેણે મસ્તીખોર આંખે બંને તરફ વારા ફરતી જોયું.

દુઃખથી અને ઉજાગરાથી ચેતનહીન થએલા બનેના મુખ પર ગુંચવાડો પ્રગટયો. વગર બોલ્યે બંનેની દૃષ્ટિ મેનાતે પ્રશ્ન પૂછી રહી.

"આમ જોયા શું કરો છો! પ્રિયવદ આવ્યા છે તેમને હું બંનેને મળવા લઇ આવી છું." પ્રિયંવદ કોણ તે કહેવા જેટલી પણ તેને ધીરજ નહોતી. "પ્રિયવંદ! પ્રિયવંદ!" તેણે હાંક મારી. અને એક પળમાં બહાર ઉભેલો સત્તાવીસેક વર્ષનો દેખાવડો યુવક બારણામાં દેખાયો. "આ યદુભાઇ અને જનુભાઈ! મારા મિત્રો થાય." તેણે યદુ અને જનુને પ્રિયંવદને ઓળખાણ આપવાને બદલે ઉંધી રીતે ઓળખાવવું શરૂ કીધું.

બંને પક્ષમાંથી કોઇને આ ઉત્સાહનો સ્પર્શ સરખો થએલો જણાયો નહી. યદુ અને જનુ આ નવા આવનાર તરફ તાકીને જોઈ રહ્યા. પ્રિયંવદે પ્રાણીબાગનું પ્રદર્શન જોતો હોય તેમ ઠંડી, બેદરકાર, મજાક કરતી દૃષ્ટિ આ માંદા, અસુખી વિચિત્ર લાગતા મિત્ર યુગલ તરફ ફેંકી. ભાવિ પત્નીના મિત્રો તેને કૈં ખાસ આકર્ષક લાગ્યા નહીં.

મેનાને આ ત્રણેની લાગણી બરાબર સમજી નહી. તેને લાગણીઓ પરખતાં આવડતીજ નહોતી. પણ પોતે ધાર્યો હતો તેવો આ સમાગમ સફળ નહોતો થયો એમ તો તેને લાગ્યું.

"કેમ કોઈ બોલતા નથી?" તેણે વારાફરતી બધાંની ગમ જોયું. કોઈના બોલવાની તે વાટ જોતી હોય તેમ થોડીવાર તે ઉભી રહી અને એ દિશામાનો કોઇપણ પ્રયત્ન નકામો જવાનો હતો તેની તેને ઝાંખી થઈ. તેણે ઘડીઆળ કાઢી. "અરે! પણ હા, હજુ તો આપણે નંદાબહેનને ત્યાં જવાનું છે. હું તો ભુલીજ ગઈ." તે પ્રિયંવદ તરફ ફરી. "ચાલો આપણને મોડું થાય છે. જનુભાઈ! આજે મારાથી નહી અવાય હોં. પ્રિયવદ આખો દિવસ રહેવાના છે."

જે ઉતાવળથી તે આવી હતી તેવીજ ઉતાવળથી તે બારણા બહાર નીકળી. પરસ્પર પ્રણામ કરી એક શબ્દ ઉચ્ચાર્યા વિના ત્રણે યુવકો રસ્તે પડ્યા. પ્રિયંવદે એ ઓરડી અને તેમાં વસનારાંઓને માપી લેતો હોય તેવી એક તિરસ્કારભરી દ્રષ્ટિ જતાં જતાં ચારેગમ ફેરવી.

એક વિપુલ મૂઢ દશામાં જનમેજય અને યદુનંદન બારણા તરફ તાકી રહ્યા. બીજી પળે પથારીમાં પડેલા જનમેજયનાં હૃદયવિદારક ડુસકા સંભળાયા. ગુંગળાતે અવાજે તેણે યદુને બોલાવ્યો: "યદુ! મને માફ કર પણ જો હું શું કરવાનો હતો?" તેણે ઉસીકા તળેથી ફળ સુધારવાના નામે રાખેલી તીણી ચળકતી છરી કાઢી. તેની આંખમાં અડધા ગાંડપણનો ભાવ હતો.

યદુએ તે જોયું અને સમજ્યો. તે જનમેજયને ભેટી પડ્યો. ઘણા દિવસથી રોકેલાં તેનાં અશ્રુઓ પણ બધનો તોડી બહાર નીકળ્યાં. "અને જનુ! હું......જો." તેનો અવાજ ત્રુટ્યો. તેણે ખીસામાંથી એક નાનકડું પડીકું કાઢ્યું.

જનમેજયે તે જોતાંની વાર સફાળા બેઠા થઇને તેના હાથમાંથી ઝુટવી લીધું અને પાસે પડેલી પીકદાનીમાં વેરી નાખ્યું. તે યદુનંદનને ફરીથી જોરથી ભેટ્યો.

"યદુ! દોસ્ત! આપણને કોણ જુદા પાડી શકે?"

# બે બહેનોની કથા*

પૂર્વે કૌશાંબી નગરીમાં જીનદત્ત નામા એક વ્યવહારીઓ હતો. તે ભગવાન વીરનો ધર્મ પાળતો અને રાત્રિ દિવસ જીવદયા ચીંતવતો. ચાર કોટિ દ્રવ્યનો તે ધણી હતો.

તેને ચંદ્રની કલાના સરખી, ઘણી લાવણ્યમયી બે પુત્રીઓ, અનુક્રમે સુકલા અને સુસાલા નામે હતી. બંનેનાં રૂપ, કલા ને ચાતુર્યથી આકર્ષાઈ દેશ વિદેશના શ્રેષ્ઠિપુત્રો તેમનાં પાણિગ્રહણ કરવાને આતુર હતા. પણ રૂપગર્વિતા એવી તે બંને બહેનોના મનમાં કોઈને વીશે પ્રીતિ જામતી નહીં.

હવે તેજ સમયમાં શ્રેણિક નામે રાજા મગધ દેશમાં રાજ્ય કરતો હતો. તે અતિ પરાક્રમી, સર્વ વિદ્યાનો જાણ અને વિદ્વાનોનો આશ્રયદાતા હતો. દશે દિશારૂપી નટીઓ તેનાં કીર્તિગાનથી દિગંત ગજાવતી હતી. એના નામ માત્રના શ્રવણથી શત્રુસ્ત્રીઓનાં વલયો ગળી પડતાં હતાં. અને જેને અભયકુમાર મંત્રીશ્વર નામા, આઠ બુદ્ધિનો ધણી એવો, મહા વિચક્ષણ પુરુષ મંત્રીપદે હતો, જેનું રૂપ કામદેવને પણ જીતે એવું હતું, એવો આ રાજા મિત્રોના આનંદ અને શત્રુઓને ત્રાસનું કારણ બની સુખેથી રાજ્ય કરતો હતો.

---

* આ કથાનું મૂળ વર્ષો પહેલાં વાંચેલી એક જૈન કથામાં છે

આ રાજાનાં બલ, પરાક્રમ અને સ્વરૂપનાં વર્ણનોથી જેના કર્ણો પુરાઈ ગયા છે એવી તે વ્યવહારીઆ જીનદત્તની મોટી પુત્રી સુકલા તે રાજાને પરણવાનો નિશ્ચય કરતી હવી.

એકદા પિતાના પ્રાસાદની સાથે લાગેલા ઉપવનને વીશે સુકલા તેની ભગિની સુમાલા સાથે પુષ્પકદુક વડે ક્રીડા કરતી હતી, એવામાં કૈં સાંભરી આવ્યું હોય તેમ સુકલા સુમાલાને કહેતી હવી. " હે બહેન ! મારા મનને અતિ પ્રિય એવી તું, તેને મારે એક ગુપ્ત વાર્તા કહેવી છે, જે તું સાવધાન થઈને સાંભળ."

મોટી બહેનની આ વાર્તા સાંભળી આશ્ચર્યચકિત થયુ છે જેનું મન એવી સુમાલા, વીણાસમા મીઠા અર્થાત્ અત્યંત આનંદકારી સ્વર થકી કહેવા લાગી: " હે બહેન ! એવી તે શું વાત છે કે જે તેં મારાથી અત્યાર સુધી ગુપ્ત રાખી હોય ? બાલપણથી તે અહુણાં લગી જુદા દેહવાળાં પણ એક આત્મા જેમનામાં વસતો હોય એવાં આપણે, પરસ્પર પ્રત્યે સ્નેહભાવ રાખી રહ્યાં છીએ. છતાં તારા અંતઃકરણમાં કોઇક ગુપ્ત વાત પ્રચ્છન્નપણે તેં રાખી છે તેથી મને આશ્ચર્ય થાય છે અને તે જાણવાનું મને અત્યંત કુતૂહલ થાય છે. માટે, હે ભગિની ! તે વાત તું મને સત્વર કહે."

પોતાની ભગિનીની આવી આતુરતા જોઈ, અત્યંત મૃદુ હાસ કરી સુકલા બોલવા લાગી : " હે બહેન ! શ્રેષ્ઠિ કુળમાં જન્મેલી એવી આપણે બંને યૌવનને પ્રાપ્ત થએલી છીએ. આપણા રૂપ ગુણથી આકર્ષાઇને દેશ વિદેશના શ્રેષ્ઠિપુત્રોની કરેલી યાચના વડે આપણા પિતાના કાન બધિર થયા છે. અને યૌવનને પ્રાપ્ત થએલી એવી આપણને જોઇને એ પણ આપણાં લગ્ન કરવાની ઉતાવળમાં પડ્યા છે પણ પ્રિય સખી સમી હે ભગિની ! મારુ મન કોઈ શ્રેષ્ઠિપુત્રમાં આસક્ત થતું નથી. પુરુષોમાં ઉત્તમ એવા મહારાજ શ્રેણિક સીવાય બીજા કોઈ વરને વરવાની મારી ઇચ્છા નથી. માટે, હે સુમાલે ! નરશાર્દૂલ મહારાજ શ્રેણિકને હું વરીશ કે કાષ્ટ ભક્ષણ કરી દેહને પાડીશ એમ તું નિશ્ચયથી જાણ "

ભગિનીનાં આવાં વચનો સાંભળી આશ્ચર્યયુક્ત થયું છે મન જેનું એવી સુમાલા કૈં પણ બોલવાને અશક્ત થઈ. એવામાં આથમતા સૂર્યનાં કિરણોથી બીડાતી કમલિનીને જોઈ સુકલા ઉતાવળી થઈ બોલી.

"હે બહેન ! કામીઓમાં શ્રેષ્ઠ એવા મહારાજ શ્રેણિકને મારો મનોભાવ જણાવતો સંદેશો મેં પાઠવ્યો હતો. મને તેણે આજ રાત્રિના પહેલા પ્રહરમાં આવી અને લઈ જવાનો સંદેશો કામકળા નામની ચતુર દૂતિ મારફતે કહેવરાવ્યો છે. એમના આવવાનો નિયત સમય લગભગ થવા આવ્યો છે. માટે પ્રાસાદમાં જઈ મારાં રત્નાભરણનો દાબડો હું લઇ આવું ત્યાંસુધી તુ અહીંઆં થોભ અને મારી ગેર-હાજરી દરમીઆન જો તે અહીં આવે તો મારા આગમનની ખબર આપી તેમને તું અત્રે રોકજે. હું અવિલંબે અત્રે આવી પહોંચું છું."

આમ કહી સુકલા, સ્ત્રીસ્વભાવને વશ થઈ, વિસ્મિત સુમાલાને એકાકિની મુકી. રત્નાભરણનો દાબડો લેવા ઉતાવળી ઉતાવળી પ્રાસાદ તરફ ગઈ.

તેના ગયા પછી સુમાલા મોટી બહેને મશ્કરીની વાત કરી હોય તેમ હસતી હસતી આમતેમ ફરવા લાગી. મનોહારિણી તે બાલાની ગતિ જોવા બાલ ઇન્દુ આકાશની અટારીમાં સ્તબ્ધ થયો હોય તેમ જરી ઉભો રહ્યો. ઓષ્ટ પર તર્જની મુકી તે બાલા કૈં ઉંડો વિચાર કરવા લાગી.

એવામાં જાણે અંતરીક્ષમાંથી આવતો હોય એવો વેગવાન અશ્વોવાળો એક રથ કોઇક દિશા તરફથી ધૂળના ગોટા ઉડાડતો આવ્યો અને સુંદર રૂપવતી તે બાલાની સમક્ષ ઉભો રહ્યો. અંદરથી સ્વરૂપવાન એવો એક પુરુષ નીકળ્યો અને તે બાલાનું મનોમુગ્ધકર રૂપ જોઈ આનંદ પામ્યો હોય તેમ તેને ક્ષણવાર જોઈ રહ્યો. રથમાથી ઉતરી તે, આ બાલા પાસે આવ્યો અને વશ કરે એવી વાણી વડે

કહેવા લાગ્યો. "હે સુંદરી ! આ રથમાં તું બીરાજ. તારેજ કાજે આટલો શ્રમ વેઠી હું અત્રે આવ્યો છું. તને જોઈને મારુ આવવું મને સફળ લાગે છે."

તે વારે તે બાલા કૈંક બોલવા ગઈ પણ તેને વારીને, વિલંબ થવાના ભયે, તે પુરુષ તેને ઉંચકીને રથમાં બેસાડતો હવો અને ભયભિત મૃગલીની જેમ તે બાલા પણ શબ્દ બોલવાને અશક્ત થતી હવી.

હવે તે રથની ઉડેલી ધૂળના ગોટા પણ પુરા શમ્યા ન હતા એવામાં રત્નાભરણના દાબડા સહિત સુકલા ત્યાં આવી પહોંચી. કૈં અમંગલ થયું હોય એમ એનું જમણું નેત્ર ફરકતું હતું. પોતાની બહેનને ન જોતાં તેને ફાળ પડી અને વધારે ધ્યાન પૂર્વક જોતાં કોઈ પુરુષનાં પગલાં, રથના લીસોટા વગેરે નીશાનીઓ જોતાં અનુમાનથી થએલો બનાવ તેણે કલ્પ્યો.

પાંખો કપાએલી હોય એવી પંખણીની માફક તે ભૂમિ પર પડી ધૂળમા આળોટવા લાગી, અને અત્યંત કરુણ સ્વરે આક્રંદ કરવા લાગી. "હા ધિક્ ! હા ધિક્ ! ભગિની, મેં તારો વિશ્વાસ કર્યો ત્યારે તુંજ વિશ્વાસઘાતિની થઈ મને છેહ દઈને ચાલી ગઇ? પ્રેમમાં છેતરાવા જેવું સ્ત્રીને બીજું કોઇ પણ દુઃખ નથી. હે પ્રિયતમ ! તું પણ બીજી સુંદર સ્ત્રીને જોતાં તારા પર જીવન ટકાવનારી એવી હું તેની વાટ જોવા પણ તું ઉભો રહ્યો નહીં?" સુકલાના આવા આક્રોશથી માળામાં ભરાએલાં પંખીઓ પણ અસ્વસ્થ થઈ રડવા લાગ્યાં, અને કેટલાંક ભયભિત બચ્ચાંઓને આશ્વાસન દેવા લાગ્યાં.

'અહા ! આ જગને ધિક્કાર છે કે જેમાં સ્વાર્થને વશ થઇ પોતાના પ્રિયજનને પણ છેહ દેતાં લોકો શરમાતાં નથી. મારા જેવી વિશ્વાસુ ભોળી બાળાનું જીવન નષ્ટ કરનાર એ બંનેનું કોઈ કાળે કલ્યાણ થનાર નથી. હા વિધાતા! મારી ભગિનીના હાથેજ મારા જીવનને વિષમય કરાવવા કરતાં જન્મતાંજ મારો પ્રાણ તેં કેમ હરી ન લીધો?"

આમ અત્યંત શોકથી વ્યાકુળ થયું છે મન જેનું એવી તે સુકલા વારંવાર મૂર્છા પામવા લાગી અને મૂર્છા ઉતરતાં ફરી ફરીને રુદન કરવા લાગી.

ધીરે ધીરે અતિ નિરાશાના પરિણામે તેના ચિત્તમાં કોપનો સંચાર થયો. અને કોઇ પણ પ્રકારે પોતાને થએલા અનર્થનું વૈર લેવાનું તે ચીંતવવા લાગી.

" હે બહેન ! નિર્દોષ અને વિશ્વાસુ એવી મને તેં છેતરી તેથી તું સુખ પામવાને યોગ્ય નથી. વળી હે પ્રિયતમ ! તારા માટે જીવન ધારણ કરનારી જે હું તેની સાથે કપટ રમીને તું શું સુખ પામવાનો હતો ? હા દૈવ ! તું આવો અન્યાય કેમ સાંખી શકે છે ? "

સુકલાના રુદનથી અત્યંત દુ:ખ પામી હોય તેવી રાત્રિનો અંધકાર ધીરે ધીરે ઓગળવા માંડયો. ઉડુગણ પણ નિસ્તેજ થઇ મુખ સંતાડવા લાગ્યા. દયાથી ભીનું થયું છે હૃદય જેનું એવો મલયાનિલ પોતાના મૃદુ કરસ્પર્શથી તે બાલાને આશ્વાસન દેવા લાગ્યો.

વૈરથી જેનું ચિત્ત પૂર્ણ થયુ છે એવી સુકલા પણ મૂર્છામાંથી જાગી. કોઇ કૃતનિશ્ચયને હૃદયમા ધારતી એવી તે મગધ દેશની દિશા તરફ પ્રયાણ કરતી હવી.

હવે આ પાસ સુમાલાનું શું થયું છે તે આપણે જોઇએ. તે પુરુષ–જે મગધ દેશનો ધણી શ્રેણિકરાજા હતો તે સુમાલાને રથમાં બેસાડી વેગથી અશ્વોને હાંકતો હવો. સુમાલા પણ વિધિના વૈચિત્ર્યથી બોલવાને અશક્ત હવી. શૂન્યમનવાળી એવી તેને બેઠેલી જોઇને શ્રેણિક રાજા તેને નાના પ્રકારે બોલાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો: " હે શુભ્ર અંગવાળી ! અતિ પ્રેમથી તું મને બોલાવીને હવે આમ મૌનને અવલંબીને કેમ બેઠી છે ? હે સુંદર મુખવાળી ! હું તને કૈં બલ કરીને લઈ જતો નથી છતાં તું મારી સાથે કેમ બોલતી નથી ? તારું અદ્દભુત રૂપ નીરખી આશ્ચર્યથી મારું હૃદય ભરાઈ જાય છે.

મારું મન તારામાંજ આસક્ત થયું છે એમ તું માન. હે ભીરુ! તું તારા આ ભયને ત્યજી દે અને લજ્જા છોડી મને આલિંગન કર."

પ્રત્યુત્તરમાં સુમાલાને કૈં પણ નહીં બોલતી જોઈને પિતૃગૃહ છોડવાના ખેદથી એનું અંતર ભરાએલું છે એમ તે રાજન ધારતો હવો અને તેથી તેના મનોરંજનાર્થે તે કહેવા લાગ્યો.

"હે સુભ્રૂ! બને પાસ આવી રહેલી વૃક્ષરાજિથી શોભતો આ મગધનો રાજમાર્ગ તું જો. જાણે તારું સ્વાગત કરવાજ ન હોય તેમ તેની બંને પાસ પુષ્પો પથરાએલાં પડયાં છે. હે ચંદ્રાનને! તારી સ્પર્ધા કરતો પેલો બાલચંદ્ર, તારા રૂપથી શરમાઈને, સંતાવાની તૈયારી કરતો આકાશને છેડે જઈ ઉભો છે. વળી આ પ્રિયાને લઈ વિહાર કરવા નીકળેલા કામીઓ આપણા રથ તરફ ચકિત દૃષ્ટિએ જુએ છે તે તો જો. તારા જેવી સુસુંદર પ્રિયા ન મળવાથી પોતાના ભાગ્યને તે નીંદતા જણાય છે." આમ નાના પ્રકારના વાર્તાલાપથી લાંબી રાત્રિ ક્ષણની જેમ નિર્ગમન થઈ ગઈ. અહા! પ્રેમમાં પડેલા જનોને સમય ક્યારે લાંબો લાગે છે?

પવનવેગી તુરગથી જોડાએલો રથ, પ્રભાત ઉઘડયું ન ઉઘડયું ને મગધની જે રાજ્યધાની રાજગૃહી નગરી તેના સીમાડે આવીને, ઉભો રહ્યો. છેક પ્રભાત થયું ન હોવાથી બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠનારા કેટલાક ધર્મને જાણનારા જનો અને ઘંટીના રવમાં પોતાનો મીઠો રવ પુરી ગાતી કુલવધૂઓ અને માખણ માટે તક્ર, કહેતાં છાશ વલોવતી સ્ત્રીઓ સીવાય આખું નગર મીઠી નિદ્રાને વશ હતું. સુમાલાને સુકલા ધારતો તે રાજન સુના રાજનગરની શેરીઓમા રથને લઈ જતાં, વચ્ચે વચ્ચે આવતાં સ્થળોનો નામનિર્દેશ કરી પોતાની નવવધૂને તે બતાવતો હવો.

જ્યારે રાજ્યમાર્ગ વટાવી જતાં દૂરથી પોતાનો પ્રાસાદ દેખાયો ત્યારે તે નવવધૂને કહેતો હવો. "સુકલે! રૌપ્ય અને સુવર્ણનો બનાવલો અને મણિમય કાંગરાઓથી શોભતો એવો કોટ, જેની

આસપાસ આવી રહેલો છે અને ઉંચી જાતનાં વસ્ત્રોની ધ્વજાઓથી જે શોભાયમાન થઈ રહેલો છે એવો આ મારો ધોળો પ્રાસાદ જો. આકાશની સાથે સ્પર્ધા કરનારો તે જાણે તને આવકાર આપવાને ઉંચી ડોક કરી રહ્યો હોય તેવો દેખાય છે. હે બાલે! આ અપૂર્વ પ્રાસાદ અને તેના ઉદ્યાનમાં આવી રહેલાં ઉત્તમ વિહારસ્થાનો તારે ક્રીડા કરવાને અર્થેજ છે, એમ તું જાણ. તારા પિતાને ત્યાં અકલ્પ્ય એવો અનેક પ્રકારનો વૈભવ અને દેવાગનાઓ સમી અનેક દાસીઓ તારી સેવામાં આજથી હાજર રહેશે."

હવે આમ, રાજાની પ્રીતિથી હર્ષ પામતી અને ભગિનીના વિયોગથી દુઃખિત ચિત્તવાળી તે સુમાલા એકીવારે મોદ અને ખેદને પામવા લાગી. અને મનમાં વીચારવા લાગી કે જેનું દર્શન મારાં નયનોને આનંદકારી છે અને જેની વાણી મારા અંતરમા અમૃતસમી શીતળ અને સુખદ લાગે છે એવા રાજાને હું સુકલા નથી એમ કેવી રીતે કહું? વખતે એ મને પાછી મુકી આવશે તો હું જીવિત ધારણ કરવાને અશકત થઇશ. વળી રત્નાભરણ લેવા નિમિત્તે દૈવે ઠગેલી હે ભગિની! તારું દુઃખ પણ મારાથી કલ્પ્યું જતું નથી. માટે કોઈ ઉચિત પ્રસગે પ્રિય છે દર્શન જેનું એવા આ રાજાને સર્વ વાત વિદિત કરી મારી ભગિનીને અત્રે તેડાવીશ અને સહોદરા એવી અમે બંને આમરણ સપત્ની થઇને રહીશું. ચિત્તનું આમ સમાધાન કરીને તે બાલા સુખેથી ત્યાં કાલ નિર્ગમન કરવા લાગી.

હવે દૈવે વિડબેલી સુકલા પરિવ્રાજીકાનો વેશ લઈ રાત્રિ દિવસ શ્રેણિકરાજા પ્રત્યે પ્રેમનું ને પોતાની ભગિની પ્રત્યે વૈરનું ચિંતવન કરતી રાજગૃહી નગરીમાં ફરવા લાગી અને કોઈ ઉપાયે રાજ્યપ્રાસાદ-માં જવાય તેની યુક્તિઓ વિચારવા લાગી. એનું અસામાન્ય રૂપ જોઇ લોકો વિસ્મયથી તેના તરફ જોઇ રહેતા અને કોઇ શ્રદ્ધાળુ જનો પૂજ્યભાવ દર્શાવતા તો કામીજનો તેની વિડંબના પણ કરતા.

આમ દુઃખ સહન કરતાં કેટ કાલ વીત્યો. એવામાં સુમાલાની મદારિકા-નામા એક દાસી સાથે કપટથી તે સખીપણું કેળવવા સમર્થ થઈ.

એકદા દૈવવશાત્ મંદારિકા દાસીને જ્વર આવ્યો તેથી તે રાજ્ય-મહેલમાં જવા અસમર્થ થઇ. નોકરી જવાના ભયથી વ્યાકુળ થયું છે ચિત્ત જેનુ એવી એ દાસીએ સુકલાને બોલાવીને કહ્યું· “હે સખી! આજે નવી રાણીની તહેનાતમા મારો વારો છે અને હુ નહીં જઈશ તો બીજી ઇર્ષ્યાળુ દાસીઓ મારી વિરુદ્ધ જરૂર એને કૈં કહેશે અને મારી નોકરી ટળાવશે માટે મારી વતી આજે તુ જશે તો તારો ઉપકાર હું કદી ભુલીશ નહીં” ધારેલી તક મળવાથી હર્પિત ચિત્તવાળી તે સુમાલા, ઉપરથી આનાકાની બતાવવા લાગી, પણ મંદારિકાના વારંવાર વિનંતીપૂર્વક કરાતા આગ્રહથી તે જવાને તૈયાર થઈ.

તેણે પોતાના પરિવ્રાજીકાના વેશનો ધીર ધીમે ત્યાગ કર્યો અને મંદારિકાએ આપેલાં દાસીને યોગ્ય વસ્ત્રો પહેરી, એક તીક્ષ્ણ છુરી વસ્ત્રોમાં છુપાવી, રાજમહાલય તરફ જવા ચાલી નીકળી.

ત્યાં જઈ બીજી દાસીઓ આગળ તેણે પોતાનું ઓળખાણ મંદારિકાની સખી તરીકે કરાવ્યું અને પોતાના સ્વરૂપથી અને મીઠી જીભથી તે સૌને પ્રિય થઇ પડી તેણે ધીરે રહી પોતાને કઈ સેવા કરવાની હતી તે પુછ્યું એક દાસી ચદન ઘસતી હતી તેણે તે સુવર્ણ પાત્રમાં ભરી આપી, સુકલાને રાણી આગળ લઈ જવાનું કહ્યુ દાસીઓથી કુતૂહલપૂર્વક જોવાતી છદ્મવેષી તે બાલા, હસ્તમાં ચંદન-પાત્રને લઇ, રાણી પાસે જવા નીકળી. તેના ગયા પછી પરસ્પર તાળી દઈ ને સર્વ પરિચારિકાઓ હસવા લાગી કે “ આપણી સ્વામિનીથીએ વધારે રૂપવતી આ બાલા પર મહારાજનો દૃષ્ટિપાત થાય તો જરૂર એનાં ભાગ્ય ઉઘડે.”

અનુરાગ અને વૈર એવા પરસ્પર વિરુદ્ધ ભાવોથી જેનું ચિત્ત પ્રદીપ્ત થયુ છે અને તેની સિદ્ધિનો સમય પાસે આવેલો જોઇ અશાંતિ-

થી જેનાં ગાત્ર બળે છે એવી સુકલા, હાથમાં ચંદનપાત્ર લઇ નવી રાજ્ઞીને સર્વત્ર શોધવા લાગી પણ તેને ભુવનમાં કયાંએ ન જોવાથી પ્રાસાદના ઉપવનમાં ક્રીડાસ્થાનો જોતી, આમતેમ ભમવા લાગી. એવામાં એક લતામંડપમાથી પૂર્વે પરિચિત એવો સુમાલાનો સ્વર સાંભળી તે થંભી ગઇ; અને ઉદ્દિગ્ન થયું છે મન જેનું એવી એ, તે વાર્તાલાપને સાંભળતી એક વૃક્ષના ઓથામાં સંતાઈ રહી.

" હે સુંદરી ! હે સુકલે ! તું આજ મારા પર પ્રસન્ન કેમ થતી નથી ? પ્રભાતમાં ફીકા પડેલા ચંદ્રની જેમ તારું વદન આજ કેમ નિસ્તેજ દેખાય છે ? " શ્રેણિક રાજા અન્યમનસ્ક એવી સુમાલાને બોલતો હતો.

ત્યારે આંખમાં આંસુ આણી, ગદ્‌ગદ થએલા કંઠવાળી સુમાલા બોલતી સંભળાઇ. " હે પ્રિયતમ ! મારો એક મોટો અપરાધ થયો છે. તારા પ્રેમમાં મગ્ન એવી હું, આજ સુધી તે અપરાધનો સ્વીકાર કરી શકી નથી પણ જ્યાં સુધી તારી આગળ હું તેનો સ્વીકાર કરીશ નહી ત્યાં સુધી મારા ચિત્તમાં શાંતિ થશે નહીં.

" હે પ્રિયતમ ! હે સ્વામીનાથ ! તું મને સુકલા ધારે છે પણ હું તે નથી પણ તેની સહોદરા સુમાલા છું તું જ્યારે તેને લેવા આવ્યો ત્યારે, તારી વાટ જોઈ રહેલી મારી તે બહેન, એક ક્ષણ પહેલાંજ રત્નાભરણનો દાબડો લેવા ગૃહ તરફ ગઈ હતી. અને તારા પ્રતાપથી અંજાઈ ગએલી હુ, તેને તેં જ્યારે રથમાં બેસાડી ત્યારે, કૈ બોલી શકવાને સમર્થ થઇ નહી અને તેટલામાં, નિમિષ માત્રમાં તો તેં રથને હાંકી મુકયો. હે પ્રાણનાથ ! વિશ્વાસુ એવી મારી બહેને તારા અને મારા વિયોગથી જરુર પ્રાણ ત્યાગ કર્યો હશે. " એમ કહી તે અત્યંત રડવા-લાગી, અને થોડી વારે ચિત્ત સ્વસ્થ થયું ત્યારે પાછી કહેવા લાગી કે, " હે નાથ ! જો મારી એ બહેન જીવતી હોય તો તું તેને લઈ આવીને તેનું પાણિગ્રહણ કર. "

ત્યારે ચમત્કારથી પૂર્ણ થયું છે મન જેનું એવો શ્રેણિક રાજા તેનું મન રીઝવવાને કહેવા લાગ્યો કે, "હે મિષ્ટભાષિણી પ્રિયા! તારી બહેનથી મારે સર્યું. મારા કુલની લક્ષ્મી અને હૃદયની રાજ્ઞી તો તુજ છે. માટે સહોદરા હોય તોએ, સપત્નિ રૂપી શલ્ય ઉભું કરવું તને યોગ્ય નથી. હવે એ સુકલા આવે તો એ મારે તેનું કૈં કામ નથી. મારી સુકલા તો તુંજ છે."

પ્રચ્છન્નપણે ઉભેલી સુકલાએ આ વાર્તાલાપ સાભળ્યો ત્યારે તે એકદમ મૂર્છિત થઈ ધરણી પર ઢળી પડી. તેનો પડવાનો અવાજ સાંભળી લતાગૃહમાં બેઠેલાં તે દંપતી એકદમ ચમકીને બહાર આવ્યાં. અને સુકલાને વૃક્ષ નીચે પડેલી જોઈ સુમાલા દોડીને તેની પાસે ગઇ. અને સુકલાને ઓળખીને "હા ભગિની! હા સહોદરા! આ તેં શું કર્યું?" એમ બોલતી તે, તેના પર પડી કલ્પાંત કરવા લાગી. મહારાજા શ્રેણિક આ શું થયું તે ન સમજવાથી અને સુકલાના સુસુંદર સ્વરૂપને, જોઇને ચિત્તમાં ચમત્કાર પામી, વિમૂઢ જેવો ઉભો ત્યાં રહ્યો.

જ્યારે સુકલાની મૂર્છા વળી ત્યારે, તેણે પોતાની બહેન અને પોતાના પ્રેમીને ત્યાં ઉભેલો જોતાં તેમનો ક્ષણ પહેલાંનો વાર્તાલાપ તે સંભારવા લાગી અને તત્કાલ તેના મનમાં વૈરાગ્ય ઉપજ્યો. "અહા! આ સસાર કેવલ અસાર છે. બહેન, પતિ, માતા, પિતા એ સૌ સ્વાર્થનાં સગાં છે આ સંસારમાં કોણ પ્રિય અને કોણ પતિ? અરેરે! રાગથી વશ થએલી એવી હું, ક્ષણ પહેલાં કેવું ક્રૂર કર્મ કરવા ઉદ્યુક્ત થઇ હતી? માટે સુકર્મનો નાશ કરનાર એવા રાગાદિ કષાયો છોડી હું વિતરાગને શરણ જાઉં એજ યોગ્ય છે." આમ વિચારતાં સંતાડેલી છુરી વડે પોતાના ઘનશ્યામ સુંદર કેશકલાપનું તત્કાલ તેણે વપન કર્યું

"હાં, હાં," કહેતાં વિસ્મય પામેલા મોહમુગ્ધ રાજાએ તેને રોકવાનો કૈક પ્રયત્ન કર્યો. પણ તે પહેલાં તો આકાશમાંથી 'સુષ્ઠુ ! સુષ્ઠુ !' એવો શબ્દધ્વનિ થયો અને પુષ્પવૃષ્ટિથી દેવતાઓ આવી સાધ્વી સુકલાના ચરણમાં પડયા અને સાધ્વીને યોગ્ય દેવકુલોનું તેને દાન દીધું. સાધ્વીએ તેમને અને સુમાલા સહિત રાજાને સંસારની અસારતા પર દેશના દીધી. તેના વૈરાગ્યથી પ્રતિબોધિત થઈને અને તેના ઉપદેશથી બોધ પામીને, રાજા રાણી ત્યાં તત્કાળ અનેક વ્રતોનો સ્વીકાર કરતા હવા અને આખા દેશમાં અમારી પડહ વજડાવતા હવા.

ત્યાર પછી રાગદ્વેષને તજવાથી પ્રશાંત થએલા ચિત્તવાળી તે સાધ્વી સુકલા, ભગવાન વીરની એક પરમ સાધ્વી રૂપે, દેશ દેશ વિચરી અનેક ભવી જીવોનો ઉદ્ધાર કરવા લાગી.

# ઘડપણની લાકડી

ભીચારી પ્રમદા બારીએ ઉભી હતી આખો ખંડ વીજળીના દીવાઓથી ઝળાંઝળાં થતો હતો. લગ્નની ધામધુમના અવાજ હજુ ઘરમાંથી શમ્યા નહતા; અને વારંવાર છોકરાઓની ચીસો, ઘણા વપરાવાથી ખોખરા થએલા અવાજે મોટાંઓની ધાંટાધાંટ, યુવાનોની હસાહસ હજુએ બહારના ખંડોમાં ચાલતી તે તેને સ્પષ્ટ સંભળાતી. લગભગ મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો પણ જાણે હજુ રાત્રિ હવેજ શરુ થતી દેખાતી હતી.

આજે પ્રમદાનાં લગ્ન મુંબાઇ શહેરના પચાસ વર્ષની ઉમરના, જાણીતા સજ્જન લીલાધર સાથે થયાં હતાં. ૭ માસ પહેલાં એમનાં પહેલી વારનાં પત્ની સૌ. કરસુખબા ગુજરી ગયાં અને તેથી એમણે ઉત્તર વયમાં પત્ની વગર પડવાનાં દુઃખોથી ત્રાસી, એ ત્રણ માસ પછી તરત જ પંદર વર્ષની જુવાન, સોહામણી પ્રમદા સાથે વિવાહ મેળવ્યા હતા. એમને ન્યાય આપવાને એટલું કહેવું જોઈએ કે એમણે મોટી ઉંમરની કન્યા મેળવવાનો ઘણો પ્રયત્ન કર્યા હતા, જે સુધરેલાં માબાપોએ કન્યાઓને કોલેજમાં કેળવણી આપી મોટી વય સુધી અવિવાહિત રાખવાની ધૃષ્ટતા કરી હતી તેમાંથી કોઇને માથેથી પણ બોજો ઉતારવાને તેઓ તૈયાર હતા, અને ન્યાત બહાર રહેવાનો હીમતભર્યો પ્રયોગ કરવાનો પણ એમને વાંધો નહોતો. પણ એમની

વય અને છોકરાંઓને લીધે, બાવીસ બાવીસ વર્ષની છોકરીઓની ચિંતા માથે છતાં કોઇને પોતાના માથા પરનો ભાર હલકો કરવાનું ગમ્યું નહી. અને છેવટે ન્યાતના ગોપાળદાસની મોટી ઉમ્મરની પ્રમદા સૌથી સારામાં સારી છોકરી હતી એમ ગણી તેની સાથે તેમણે વિવાહ મેળવ્યો.

પણ આથી સુધારો કરવામાં ખરેખરા આડા આવનારા તો સુધારકોજ છે એવી એમની માન્યતા દૃઢ થઇ. એમને મોટી વયની કન્યા પરણવી હતી; ન્યાત બહાર રહેવાનું સાહસ પણ કરવું હતું; પણ અભિમાની, મૂર્ખ માબાપો એમના જેવા સારા વરને કન્યા દેજ નહી પછી એ શું કરે ? અને શેઠ લીલાધરનું સ્થાન મુંબાઈ શહેરમાં કે જેવું તેવું ન હતું. તેઓ ઠીક ઠીક પૈસાપાત્ર હતા પણ લોકો એમને ભારે પૈસાદાર ગણતા. તેમનાં દાનો બધાં જગજાહેર હતાં. તેમને વકતૃત્વકળા પણ વરી હતી અને તેથી ઘણી સભાઓના પ્રમુખપદને તેઓ શોભાવતા. તેઓ અવારનવાર છાપાંઓમા લેખો પણ લખતા હતા તેમનો ખાસ ધંધો શેરબજારનો હતો, પણ તેમની વાતો પરથી, અનેક ધંધાઓનું તેમને જ્ઞાન હોઇ બધાંમાંથી તેઓ પૈસા પેદા કરતા હતા એમ લાગતું. આવા કલારસિક, શ્રીમંત, સંસ્કારી પુરુષને આધેડ વયમાં ઘરભંગ થવાનું દુઃખ ખરેખરું અસહ્ય હતું.

અને પ્રમદા આખી ન્યાતમાં સુંદર છોકરી ગણાતી. તેણે ગુજરાતી ૭ ચોપડી સુધીનો અભ્યાસ કર્યો હતો. તેને રાંધતાં, ભરતાં, ગુંથતાં સરસ આવડતું. તેને વાર્તાઓ વાંચવાનો ઘણો વધારે પડતો શોખ હતો અને તેથી તેની મનોવૃત્તિ પણ અસંત ચચળ બની હતી બાવીસ વર્ષના છેલ છબીલા યુવાન વરને પરણવાનાં સ્વપ્નો તેણે બાર વર્ષની વયથી ઘડી મુકયાં હતાં. અને લીલાધર શેઠ જેવા વર રાંડ્યા નહોત તો કદાચ તે સફળ થાત પણ ખરાં !

જુના વિચારના ક્યાં હીદુ માબાપ છોકરીને સારા ઘરનો,

દલ્લાવાળો વર મળતો હોય, તો વરનાં વય કે રૂપગુણનો વિચાર કરવા થોભે છે? "બીજવર તો લાડ લડાવે, ઘાટ ઘડાવે, ખોબલે નાણાં આપે. જો–બીજવરની પરણી મહા સુખ પામશે" એ લોકગીતમાંનું તથ્ય તેમના અંતરમાં ઉંડે ઉંડે પેસી ગએલું હોય છે. વર જીવે ત્યાં સુધી મોજમજાહ કરાવે; મરી જાય તો પાછળ દીકરી જીવે ત્યાં સુખી સુખે ખાય એટલો દાબડો મુકી જાય; પછી છોકરીને બીજું શું જોઇએ? જુવાનીના કોડ તો બધા ચાર દહાડાના છે. એ છોકરાંની મા થાય એટલે એ બધાં શમણાં શમી જાય અને ન થાય તો મોટી ઉમરે બેઠી બેઠી ભગવાનનું ભજન કર્યા કરે કે જેથી તેના આત્માનો ઉદ્ધાર થાય. આમ બીજવરને પરણવાથી તેનાં આલોક ને પરલોક બંને સુધરે એમ હોય છે. અને ન કરે નારાયણ ને કૈં રાજકદૈવક થયું, તો તો તેમાં છોકરીની ગ્રહદશાનો વાંક, તેમાં દલાલ જેવાં માબાપ બીચારાં શું કરે?

પ્રમદાનાં માબાપે પણ આમ જ ધાર્યું અને પ્રમદા પરણીને સાસરે આવી. પ્રમદાથીએ મોટી ઉંમરના લીલાધર શેઠનાં છોકરાં શોકથી, ક્રોધથી, કુતૂહલથી નવી માનું સ્વાગત કરવાની તૈયારી કરી રહ્યાં.

ને એજ પ્રમદાના લગ્નની આ પહેલી રાત હતી. લીલાધર જીવે શોખીન હતા અને તેથી તેમણે નવી પત્નીને રીઝાવવાની અને ઘણાં વર્ષોથી–ફરસુખબા આધેડ થયાં ત્યારથી–પોતે નહોતા રીઝાયા તેનું સાટું વાળવાની તૈયારીઓ કરી મુકી હતી. નવી વહુને માટે વસ્ત્રો હતાં, અત્તર હતાં, ફુલ હતાં. નહોતી માત્ર એના બાલક હૃદયને સમજવાને એના જેવા બાલક થવાની તેમનામાં કળા, અને તેના વિના આ બધી વસ્તુઓની અસર ફીકી પડી જની હતી.

લીલાધર શેઠ હસતા હસતા ઓરડામાં આવ્યા. તેમના ઘણાખરા વાળ ધોળા થએલા હતા અને દાંતમાં પણ એકાદ બે જગાએ ખાડા દેખાતા. તે શરીરે નીચી કાઠીના ને સુકા હતા. પણ એમની આંખોમાં હજી તેજ હતું અને લાલસાથી અત્યારે તે ચમકતી "

કોઈ અકથ્ય આનંદ એમનાં સર્વ અંગોને પ્રફુલ્લ કરી રહ્યો હતો. પ્રમદાએ બારીએ ઉભી હતી ત્યાંથી ચમકી પાછું ફરીને જોયું અને શેઠને જોતાં પાછું ફરીને તે બારી બહાર નજર કરતી ઉભી. શેઠે પાછળથી આવી તેના ખભે હાથ મુક્યો. પ્રમદા ચમકી પણ કૈં બોલી નહીં.

"પ્રમદે! બારી બહાર બહુ જોયું. હવે જરા આમ તો જો." શેઠે રસિકની ભાષામાં આરંભ કર્યો. પ્રમદા નિરુત્તર રહી, અને તેણે બારી બહારજ જોયાં કર્યું. એને શરમ આવતી હતી કે સંકોચ થતો હતો તે કશું કળાતું નહતું.

લીલાધર શેઠે પ્રમદાને બારી આગળથી ખસેડી, બારી બંધ કીધી અને હાથ ખેંચી તેને એક ખુરશી પર બેસાડી. "પ્રમદે! હવે શરમ ક્યાં સુધી રાખશે? મારી સાથે વાત તો કર."

જવાબમાં પ્રમદાની આંખમાં જોરથી આંસુ નીકળી પડયાં. લીલાધર શેઠ ચમકયા. એમનો આનંદ બધો સરી જતો લાગ્યો. એમને પ્રમદા પર ક્રોધ ચઢવા માંડયો. પણ સંયમ રાખી નરમ સ્વરે પુછ્યું "આવે વખતે કેમ રડે છે? તને કૈં થાય છે?"

"તમે મને શું કામ પરણ્યા?" ધ્રુસકાં ખાતાં ખાતાં અસ્પષ્ટ સ્વરે પ્રમદા માત્ર એટલુંજ બોલી શકી. તેને પોતાને પણ પોતે શું કરતી હતી તેનું ભાન નહોતુ.

એક પળ પર ખુશમીજાજમાં આવેલા શેઠનો મીજાજ આ શબ્દો સાંભળી ગયો. "તારા માબાપે પરણાવી તેમાં." પણ બીજીજ પળે તેમણે જોયું કે આમ મીજાજ કરવામાં કૈં મુદ્દો સરે તેમ નહતો. તેમણે મીઠાશથી કહ્યુ. "આમ પહેલે દહાડે ગાંડા જેવી રડ નહીં. અપશુકન થાય. જા, મોં ધોઈ નાખ. પછી હું તને કૈં બતાવું" તેઓ હાથ પકડી પ્રમદાને મોરી પાસે લઇ ગયા, અને મોં પર પાણી છંટાવ્યું, અને તે ન ભડકે માટે આવીને તેને ખુરશી પર બેસારી અને પોને પાસેના ટેબલનું ખાનું ચાવી લઇ, ઉઘાડી એક મખમલનો

ડો કાઢયો, અને ઉઘાડયો અને તેના મુખ સામે ધર્યોઃ " આજના
ક્ષની ભેટ " તેમણે ગર્વથી હસતાં કહ્યું. તેમના ચીમળાએલા મુખ
આનાથી ધારી અસર થવાની ખાત્રી હોય એવો આનંદ હતો.

દાબડામાં એક કીમતી હીરાનો હાર ઝળાંઝળાં થતો જોનારાની
ાંખને અંજાવી રહ્યો હતો. એને જોઇ એક પળ પ્રમદા પોતાનું
ઃખ ભુલી ગઇ અને જિજ્ઞાસાથી તેણે તે હાથમાં લઇ જોવા માંડયો.

" પહેરી જુએ તો" શેઠે ધીરે રહી સુચના કરી. આવો સરસ કીંમતી
ાર પોતાનો હોય કે પારકો પણ તે પહેરી જોવાની લાલચ કઈ
બાલાને થયા વિના રહે ? પ્રમદાએ તે બીતાં, શરમાતાં પહેર્યો. તેનાં
આંસુ ઘડીવારને માટે સુકાઇ ગયાં. લીલાધર શેઠ આ પરિણામ જોઇ
પ્રસન્ન થયા અને પોતાની પત્નિ રીઝવવાની કળાનો વધારે ઉપયોગ
કરતાં કહ્યું, "આરસીમાં તો જો "

પ્રમદા ગભરાતી ગભરાતી ઉઠી અને એક કબાટની આરસી
પાસે ગઈ. તેના ગળામાં ઝળકતો હાર તેના સ્વરૂપવાન મુખને દીપા-
વતો હતો તેણે હર્ષથી, કૃતજ્ઞતાથી આરસીમાં પાછળ દેખાતી શેઠની
આંખો સામે જોયું.

શેઠે પળ વિચારી તેના ખભા પર હાથ મુકયો. પણ આભારમાં
ગરવાઇ ગએલી બાળા કંૈ બોલી શકી નહી તે પછી, આખા દિવસનાં
થાકેલાં વરવહુ ઉંઘી ગયાં ત્યારે લીલાધર શેઠે મન, વચન, કર્મથી
પ્રમદાના પતિ તરીકેનો અધિકાર સપૂર્ણ રીતે સ્થાપી દીધો હતો.

૨

પ્રમદા સવારમાં મોડી ઉઠી અને ઉઠતાં વાંતજ પોતે કંૈ ખોટું
કર્યું છે એવી વૃત્તિ તેને થવા માંડી. તેને કોઇને મોઢુ બતાવવામાં
પણ શરમ આવતી હતી. પણ ખંડ બહાર ગયા વિના ચાલે એમ
ન હતું. તે બહાર નીકળી ત્યારે આગલા ખંડમાં આખું કુટુંબ તેની
વાટ જોતું એકઠુ થયું હતું. પહેલે દહાડે આટલી મોડી ઉઠે તે વહૂ
બેશરમ તો હશેજ એવો એમાંનાં ઘણાં જણનો મત થવા માંડયો.

હતો. લીલાધર શેઠનાં છોકરાં ને છોકરાંનાં છોકરાં જિજ્ઞાસાથી નવી માના ઊઠવાની રાહ જોઈ રહ્યાં હતાં.

એ બહાર આવી ત્યારે સૌની આંખો તેના પર ટંકાઈ અને રાત્રે ભુલમાં રહી ગએલા એના ગળામાંના ચમકતા હારે સૌનું ધ્યાન ખેંચ્યું. ગભરાટમાં પ્રમદાને લાગ્યું કે પોતે ગઈ રાતે કરેલો ગુન્હો આ સૌ જાણી ગયાં હતાં. ધરતી માતા માર્ગ આપે તો સમાઈ જવાનું તેને મન થયું. તેનું અંતઃકરણ રડું રડું થઈ રહ્યું. રડવાનું કૈં કારણ શોધવા તેણે ઉમરા પર જાણી જોઈને ઠેસ વગાડી અને ચૂ[illegible] તે બેસી ગઈ.

સીનેમા દેખાડયાં, અને મોજ કરાવી. પ્રમદાની માતાનો હર્ષ દીકરીનું સુખ જોઈને માતો નહતો.

પણ આટલાં બધાં વસ્તારની ધણીઆણી તે કે જન્મારો મોજ કરી શકે? ઘરમાં એનાથી મોટી વહુઓ ફરતી અને એનાં ભાંડુ હોય એવડા છોકરાંઓની તે દાદીમા હતી. સૌ તેને જોઇ છાનું છાનું હસતાં અને તેના છોકરવાદપણાની ટીકા કરતાં. ઘરમાં સગાંવહાલાં આવતાં તે હાલતે ચાલતે કરસુખબાને સંભારતાં અને મરનારીનાં ગુણ ગાતાં. સૌથી નાની પ્રમદાને ઘરમાં કોઈ ગાંઠે એ તો અસંભવિત જ હતું. અને તેને માન આપવાનો ડોળ લીલાધર શેઠના ધાક પુરતો જ થતો ઘરનાં નાનાં મોટા સૌ એને બને તેટલી પજવવાનો– ચીઢવવાનો પ્રયત્ન કરતાં. નોકર ચાકરો સુદ્ધા તેને ગણકારતા નહીં અને તે કંઈ પહેરે ઓઢે કે શેઠની જોડે બહાર જાય તો "બાપા નવીને ફેરવે છે" એમ સૌના મતે કરતું.

બીચારી પ્રમદાને આથી દહાડામાં દસ વખત રડવું આવે એવા પ્રસગો બનતા. બનતાં સુધી તે બહુ જ ઓછું બોલતી અને કોઈને કશું કહેતી નહીં. પણ તે તો તેના અભિમાનીપણાનું પરિણામ મનાતું. ધીરે ધીરે તેણે પોતાના જ ઓરડામાં વધારે બેસી રહેવા માંડયુ પણ તે તેના અતડાપણાનુ પરિણામ ગણાવા લાગ્યુ. ઘરમાં કોઇને એનું નાનપણુ ગમતું નહતું અને બળજબરીથી તેની પાસે અકાળે વૃદ્ધત્વ કેળવવાને માટે આ બધા પ્રયત્નો થતા હતા. વીમુને ને સુરેંદ્રને રાત્રે નાટકમાં જવું હોય તો છોકરાં રાખવાની ફરજ પ્રમદાની હતી એમ તેઓ માનતાં. જીતુના ઘરનો ઘાટી માંદો પડે તો તેનો વસ્તાર પણ દાદીમાએ સાચવવો એવી સૌની માન્યતા હતી વિધવા કાંતા ને કુમારી સરોજ ઘરમાં ફરતાં હોય ત્યારે શેઠની સાથે ભભકો મારીને લટકમટક બહાર જવું એ સૌની આંખમાં અતિશય અજુગતું લાગતું. ઘરમાં એની સ્થિતિ લગભગ હરાયા ઢોર જેવી હતી. કોઈ એની સાથે બહુ બેસતું કે બોલતું નહીં જીતુનાં ને સુરેંદ્રનાં છોકરાં

હતો. લીલાધર શેઠનાં છોકરાં ને છોકરાંનાં છોકરાં જિજ્ઞાસાથી નવી મા ના ઉઠવાની રાહ જોઈ રહ્યાં હતાં.

એ બહાર આવી ત્યારે સૌની આંખો તેના પર ટંકાઈ અને રાત્રે ભુલમાં રહી ગએલા એના ગળામાંના ચમકતા હારે સૌનું ધ્યાન ખેંચ્યું. ગભરાટમાં પ્રમદાને લાગ્યું કે પોતે ગઈ રાતે કરેલો ગુન્હો આ સૌ જાણી ગયાં હતાં. ધરતી માતા માર્ગ આપે તો સમાઈ જવાનું તેને મન થયું. તેનું અંતઃકરણ રહું રહું થઈ રહ્યું. રડવાનું કૈં કારણ શોધવા તેણે ઉમરા પર જાણી જોઈને ઠેસ વગાડી અને ચીસ પાડીને તે બેસી ગઈ.

"શું થયું ? શું થયું ?" કરતાં સૌ તેની આસપાસ ટોળે વળ્યાં. પ્રમદાની આંખમાંથી આંસુ નીકળતાં હતાં. "કૈં નહીં, ઠેસ વાગી" તેણે કહ્યું ને ઘણી કળ ચઢી હોય તેમ પગ પર હાથ દાબ્યો.

એક જરાક જેટલી ઠેસ માટે આટલો બધો દેખાવ કરે એવી નવી માને માટે છોકરાંઓનો મત હતો તેથી વધારે ઉતર્યો, અને કૈં કરવાનું ન સુઝતું હોય તેમ સૌ આસપાસ બાઘાં જેવા ઉભા રહ્યા.

ગડબડાટ સાંભળી લીલાધર શેઠ ઓરડામાંથી બહાર આવ્યા અને એમને જોઈ પચીસ વર્ષની જીતુ, સાંભરી આવ્યું હોય તેમ, પગ પર ધાર કરવા પાણી લેવા દોડી. વીમુ—શેઠના મોટા છોકરાની વહુ—પાટો બાંધવા લુગડાંની ચીંદરી શોધવા ચાલી. સરોજ અને કાંતા 'ક્યાં વાગ્યું' તે જોવા નીચાં વળ્યાં. બીજાં નાનાં છોકરાં જરા દૂર જઈ ઉભાં.

પ્રસંગ જોઈએ તેના કરતાં વધી પડયો એમ પ્રમદાને લાગ્યુ. "એ તો જરા ઠેસ વાગી તેની કળ ચઢી ગઈ હતી" તેણે ફીકકું હસીને કહ્યું. અને ઉઠીને શેઠનાં મોટીબહેન મહાલક્ષ્મી બેઠાં હતાં ત્યાં જઈ બેઠી.

પ્રમદાના સંસારના પહેલે દહાડે ગણેશ આમ મડાયા. તે પછીના બેચાર માસ શેઠે તેને ઢીંગલીની માફક સાથે ફેરવી, નાટક

એની સામુ બોલતાં ને મશ્કરીઓ ઉડાવતાં. એની નાની મોટી ખોડો જોવાને સૌની આંખો સદાએ સાવધાન થઈ રહેતી.

પ્રમદાના મન પર આ બધો બોજો અસહ્ય થઈ પડવા માંડયો અને પરણ્યાને વર્ષ દિવસ થયો નહીં એટલામાં તો તેને તાણ આવવા માંડયું. તેનું હસવું બોલવું સુકાઇ ગયું હતું. આધેડ વર અને ગાડું ભરીને વસ્તાર એ બેની વચ્ચે તેની હોંસ બધી મરી ગઇ હતી. તેનુ શરીર પણ નબળુ પડવા માંડયું હતું. રાત્રિ દિવસ આમાંથી શી રીતે છુટવું તેના જ વિચારો તેને આવ્યા કરતા

અને દુનીઆની નજરમાં પ્રમદા સુખી હતી. તેને ફરવા ગાડી ઘોડા હતા, પહેરવા વસ્ત્રાલંકાર હતાં, રહેવા મુંબાઈનો સુંદર માળો હતો, મનભાવં તે ખાવા પીવા મળી શકે તેમ હતું. તેને દુઃખ શું? ઘણીએ સ્ત્રીઓને આમાંની એકે વસ્તુ હોતી નથી.

ધીરે ધીરે પ્રમદાની તબીયત વધારે બગડવા માંડી અને ડાક્ટરે લાંબા વખતને માટે હવાફેર સારૂ મોકલવાની સલાહ આપી સાથે સાથે એનું મન પ્રફુલ્લ રહે એવું કરવાનું પણ કહ્યું. પત્ની વિના આટલે વર્ષે આમ લાંબો વખત એકલાં રહેવુ પડે એ પહેલાં તો લીલાધર શેઠને ન ગમ્યું પણ પછી એને છેક ખોવી પડે એ બીકથી પુનામાં એને માટે બંગલો રાખ્યો અને પ્રમદાને એક દક્ષણી બાઇ કંપેનીઅન સાથે ત્યાં રાખવાની વ્યવસ્થા કરી. લીલાધર શેઠથી એટલો લાંબો વખત મુંબાઈ બહાર રહી શકાય તેમ નહતું.

અને ત્યારથી પ્રમદાનો સીતારો ફર્યો કહો કે સ્વભાવ ફર્યો કહો પણ તેનામાં ફેરફાર થવા લાગ્યો. તેની સાથે રાખેલી બાઇ કર્વેના આશ્રમની ગ્રેજ્યુએટ હતી. તેને સંગીત પણ સારું આવડતું. તેણે સ્વાભાવિક વિચક્ષણતાથી પ્રમદાનું દરદ પારખ્યું અને પ્રમદાને જરાક ઠીક થયુ કે ભણાવવા અને થોડુક સંગીત શીખવવા માંડયું.

અહીઆં લીલાધર શેઠનો, આત્માને કચડતો સહવાસ નહતો. પ્રમદાને તેમના વસ્તારની હૃદય બાળે પણ કોઈ ને ન કહેવાય એવી

પજવણીઓ નહોતી. હતો માત્ર પાર્વતીબાઈનો મીઠો ને મધુર સહવાસ. તેનાં દુઃખ દર્દ નાસવા માંડયાં મરુભૂમિમાંથી આવલો મુસાફર લીલું ઝાડ જોઇ આનંદ પામે તેમ તેનો આત્મા શીતલતા અનુભવવા લાગ્યો.

આ અરસામાં લીલાધર શેઠ એક બે વખત આવી ગયા અને છેલ્લી વખત તો પ્રમદાની તબીયત ઠીક લાગી એટલે સાથે લઈ જવાનો વિચાર પણ કર્યો. પણ જવાની વાત સાંભળતાં પ્રમદાને તાણ આવ્યું અને છેવટે શેઠ એને મુકીને ગયા. છ મહીનાના ખરચેલા પૈસા નકામા જાય અને અધુરી સુધરેલી તબીયતે પ્રમદા પાછી આવે તેમાં એમને કૈં અર્થ લાગ્યો નહી. જો કે પત્ની વગર એમના દિવસ દોહ્યલા જતા હતા અને આવી માંદલી, કુંજરાએલી બૈરી આ ઉંમરે શેઠને મળી તેથી તેમના કર્મની કઠણાઈ ઉપર લોકો દયા ખાતાં હતા તે જુદાં. પણ ભવિષ્યના સુખને માટે આટલો આત્મભોગ આપવો તેમને જરુરી લાગ્યો.

૩

**પા**રુબાઈના છ માસના સહવાસે પ્રમદાનો આત્મા વિકાસ પામ્યો. માત્ર વિકાસ પામ્યો એટલું જ નહીં પણ મજબુત થયો. તેનો આનંદી સ્વભાવ પાછો આવ્યો. તેનાં ગાત્રો પ્રફુલ્લ થવા માંડયાં. તેનો રોગ લગભગ જતો રહ્યો

તેણે વિચાર કરી કરીને એક સૂત્ર શોધી કાઢ્યું : ' મારે આ બધાની સાથે નથી રહેવું. '

' આ બધાં ' એટલે લીલાધર શેઠ શીવાય આખા ઘરનાં માણસો. પતિની સાથે ન રહેવનો વિચાર તો ભાગ્યેજ કોઈ હીંદુ પત્નીને આવે અને પ્રમદાને પણ ન આવ્યો. આવ્યો હોત તો પણ તે જાણતી કે આખી દુનીયામાં તેને શેઠ વગર કોઇ સંઘરે એમ નહતું દીકરી પરણે ત્યારથી માબાપ તો તેને ઘરમાં રાખે જ નહીં. અને

કમાતાં આવડે નહીં એટલે સ્વતંત્રતાથી જીવીશકવાનાં સાધનો કૈ હોય નહીં, ત્યારે આત્મા કચડાઈ જતો હોય તો એ હીંદુ સ્ત્રી બીજું શું કરે ? કાં તો પતિને વશ રહે ને તેમ ન કરે ને બહાર જાય તો ત્રાસદાયક અધઃપાતનો ઉંડો ખાડો તેને ગળી જવા તૈઆર હોય. અને ન પોતાની જાતનું રક્ષણ કરતાં આવડે, ન પોતાના પગ પર ઉભા રહેતાં આવડે, એ કયાં જાય ?

આ વાત બહુ ચોક્કસાઇથી નહીં પણ સ્વાભાવિક રીતે સૌ હીંદુ સ્ત્રી જાણે છે અને આ સુકુમાર બાલા પણ એટલી વાત તો સારી રીતે સમજતી.

શેઠે જુદાં રહેવાની પ્રમદાની શરત પહેલાં તો કબુલ ન કરી પણ પ્રમદા એ બાબતમાં એટલી જીદ્દે ચઢી કે મુંબઈ જવાનીજ ના પાડી અને શેઠ તેને બળજબરીથી લઈ જાય તો ઉપવાસ કરી દેહ પાડવાની ધમકી આપી.

હતી તો તે માત્ર ધમકી પણ તેના મગજની હાલતથી બીતા શેઠ પર તેની તરત અસર થઈ. તેમને આ ' પાછલી અવસ્થા'માં બહુ દહાડા પ્રમદાથી દૂર રહેવું પસંદ નહતું અને આટલાં બધાં છોકરાંઓના ઘરમાં, નવી પત્ની સાથે, પોતાનાથી બને તેટલી છુટથી આટલાં વર્ષોની દાબી રાખેલી રસિકતાનો બધો ભાર ઠલવાતો નહતો. એટલે ભેગા રહેવું એમને પણ છેક અનુકૂલ નહોતું.

૪

**પ્ર**મદાને જુદું ઘર માંડે પાંચ છ વર્ષ વીતી ગયાં. એના આયુષ્યનાં સુખના, સંતોષનાં (જો એ નામ ઘટે તો) સારામાં સારાં આ વર્ષો હતાં. સુખ એટલું કે લીલાધર શેઠ તરફની એની ફરજો એ બજાવતી પછી કોઇ એને બીજી રીતે સતાવતું નહીં. સંતોષ એટલો કે પળે પળે એની આજ્ઞાની અવગણના કરવાના લાગ જોતી, એને બનાવીને મજાક કરવાને તત્પર એવી કોઈ સેના ત્યાં હાજર નહોતી.

અને લીલાધર શેઠ પણ એમનામાં સુખ આપવાની જેટલી શક્તિ હતી તે બધાથી એને સુખી કરવાનો પ્રયત્ન કરતા પ્રમદાને ગમે એવી, એને શોભે એવી કૈંક વસ્તુઓની ભેટ તે હંમેશ આણતા. એને તેઓ લાડ લડાવતા, ઘાટ પણ ઘડાવતા, પઇસા પણ વાપરવા આપતા, અને પોતાના પર એનું મન પ્રસન્ન રહે એવી કૈં કૈં યુક્તિઓ કર્યા કરતા.

આ પાંચ વર્ષમાં પ્રમદાને બે છોકરાં થયાં હતાં. એક મરી ગયું હતું, બીજું માંદું રહેતું હતું. અને સુવાવડો, બાળઉછેર, પોતાની તબીયત અને લીલાધર શેઠ વચ્ચે પ્રમદાને બહુ વિચાર કરવાનો, આત્મવિકાસનો વખત મળ્યો નહતો. એની વૃત્તિઓ, વિચારો, ઉર્મિઓ તો બધાં કચડાઈ ગયાં હતાં એટલે તે કૈં તેના અંતર પાસે માંગે એવી સ્થિતિમાં નહતા. જીંદગીમા જે કૈં મળે તે તે લેતી. વધારે માગવાની કે આશા રાખવાની તેનામાં શક્તિ નહોતી.

પણ લોકો—સગાંઓ—તેને દુષ્ટ સ્ત્રી તરીકે કલ્પતા. જે સ્ત્રી આવતાંને વાર વરના આત્માપર એટલી સત્તા મેળવે કે જેથી તે જુની સ્ત્રીનાં પચીસ ત્રીસ વર્ષનાં છોકરાંને એકલવાયાં જુદાં કાઢી, એકલો નવી સ્ત્રી સાથે રહેવા જાય એ સ્ત્રી કેટલી કપટી હોવી જોઈએ એ વીશે તેઓ ખુબ વિચાર કરતાં. આધેડ વરને પરણી આવી, આખા કુટુબની સેવા કરવાને બદલ અને એ રીતે સુશીલ સ્ત્રીનું પદ પ્રાપ્ત કરવાને બદલે માત્ર પોતાનુંજ સુખ તપાસે તે સ્ત્રીની સ્વાર્થપરાયણતા વીશે પરમાર્થી દુનીઆ તિરસ્કાર વર્ષાવતી પણ ઘડપણમાં તેની ગતી ગએલી એટલે દુનીઆના આવા સારા માણસો-ના અભિપ્રાયની એમના પર કશી અસર થતી દેખાતી નહીં.

પહેલાં તો આ નવી નિંદાઓ સાંભળવામાં અને શેઠને ખુશ કરવામાં પ્રમદાનો વખત જતો. પ્રમદા ધીરે ધીરે સમજી ગઈ હતી કે શેઠને ખુશ કર્યા વિના તેને જીવવાનો કે અધિકાર ભોગવવાનો

બીજો કોઈ માર્ગ નહતો. ઘણી વખત એનું અંતઃકરણ ઉદાસ થઈ જતું. તે એકલી રડતી, કકળતી, પણ પાછી અનુભવ લઈને ઘડાતી તેની વૃત્તિઓ શાન્ત થઇ જતી.

પણ હમણાં હમણાંથી એને પાછો ઉકળાટ, આત્મવિકાસ કરવાની ઇચ્છા, શેઠની સાથેના પોતાના સંબંધ તરફ ઘણા એવા એવા ભાવો થવા માંડયા હતા. અને તેથી કોઈ કોઇ વાર અણધારી રીતે તેની નમ્રતા જતી રહેતી અને તેને બંડ કરવાનું શૂર ચઢી આવતું.

પતિપત્ની સાથે બેસીને તો આનંદ જ કરે એ નિયમાનુસાર એકવાર પ્રમદા અને લીલાધર શેઠ એમના સેન્ડહર્સ્ટ રોડ પરના માળાની નાની સરખી અગાશીમાં બેસી આનદ કરતાં હતાં શેઠ બેઠા બેઠા એમના અડધા દાંત વગરના મુખથી જમીને પાન ચાવતા હતા. પ્રમદા પોતાના છોકરાને ખોળામા લઈ રમાડવાનો પ્રયત્ન કરતી હતી.

"નવી," શેઠે પ્રમદાનું નામ ઘણાં વર્ષોથી 'નવી' નામ પાડયુ હતું. "મારો વિચાર આ સીઝનમાં પુને જવાનો છે."

"એમ!" કે જીજ્ઞાસા દેખાડયા વગર પ્રમદાએ કહ્યું.

"હવે તારો મીજાજ જરા ઉતારશે કે નહીં? મારાથીએ હવે તો તારામાં વધારે ઘડપણ આવ્યું દેખાય છે." નવીને પ્રસન્ન કરવા ના અનેક નિષ્ફળ પ્રયત્નોમાં આ એક ઉમેરાયો તેથી ખિન્ન થતાં શેઠે કહ્યુ, "જુની હોય તો મારા એક શુકને અડધી અડધી થઈ જાય."

"કારણ તમે બંને જુનાં કેની એટલે થાય." રોજની નમ્ર પ્રમદા આજે એકદમ ધૃષ્ટ બની હતી. "આજે એ જીવતાં હોત તો તમારે પુને જવાનીએ મહેનત કરવી ન પડત ને એ અડધાં અડધાં થઇ જાત."

શેઠ ચમકયા પણ ગળી ગયા. થોડી વારે તેમણે વાત બદલતા કહ્યું, 'તું ગામને છેડે જઇને બેઠી છે તે જરા આમ તો આવ"

ની સંપૂર્ણતા ન સાચવે એવો વિધિ અરસિક નથી. અને આવા પ્રસંગે પણ શેઠનો સેક્રેટરી માધવલાલ હાથમાં અભ્યાસાર્થે એક પુસ્તક લઈ ક્યાંકથી ફરતો ફરતો આવી ચઢ્યો. તેણે પહેલાં તો દૂરથી દામિનીને રડતી જોઈ ન સમજાયું હોય એમ આંખો ચોળી. એક ક્ષણ વાર તેને ત્યાંથી જતા રહેવાનો વિચાર આવ્યો. પણ એકલી યુવતીને રડતી જોઈ તેને સાંત્વન ન આપે એવો છેક અરસિક તે ન હતો તે ધીરે ધીરે આગળ વધ્યો. રુદનમાં તન્મય થએલી સુંદરીએ તેને ન જોયો. છેક બાસ્ટી પાસે આવી પહોંચી તેણે પ્રશ્ન કર્યો·

"દામુબહેન ! આ શું ? અહીં એકલાં બેસીને રડો છો ? શું થયું ?" તેણે ઉપરા ઉપરી પ્રશ્નો કર્યા એટલે દયાની બહેનને ગુસ્સે થવું હોય તોપણ પ્રશ્નોની જાળમાં ગુંચાઈને વીસરી જાય.

"કોણ માસ્તર ?" શેઠોના સેક્રેટરીઓ ઘણુ ખરૂં માસ્તરના નામે ઓળખાય છે, ને માધવલાલ અપવાદ નહોતો. "તમે ક્યાંથી અહીં આવ્યા ?" તેણે આંસુ લુછતાં પુછ્યું. "બહેને મને મનાવવા મોકલ્યા ?" તેણે રડતી આંખે હસતાં કહ્યું.

માધવલાલ ડઘાઈ ગયો. જરાકવાર પર ડુસ્કે ડુસ્કે રડતી છોકરીની હસતી આંખો તે અજાયબીથી જોઈ રહ્યો. ક્ષણે ક્ષણે યન્નવતા મુપૈતિ તેને કોલેજમાં શીખેલું એક સંસ્કૃત વાક્ય આ અવનવા પ્રસંગે યાદ આવ્યું. તે મોટેથી બોલ્યો, "કેમ બહેન ! તમે કેમ રડતાં હતાં? બાઈસાહેબ વઢયાં ?"

"ના, વઢે શું ! અમારે મતભેદ થયો. કોલેજના મેળાવડા વખતે છોકરા છોકરીઓ સાથે પાર્ટ કરી શકે એવો મત બહેનને ગમતો નથી. ને મારા સ્વતંત્ર અભિપ્રાય કોઈ આગળ દર્શાવવા નહીં એવું એમણે ફરમાન કર્યું છે."

માધવલાલનો મત પણ દયાકોરને મળતો જ હતો, છતાં દામિનીને મનાવવા તેણે કહ્યુ, "અજબ જેવું છે કે બાઈસાહેબ જેવાં આગળ પડતા વિચારનાં સ્ત્રી પણ આવા સાંકડા વિચાર ધરાવે છે !"

દામિનીને આશ્વાસન મળ્યું. "જુઓને માસ્તર! બ્હેન તો દહાડે દહાડે છેકજ વિચિત્ર થતાં જાય છે આપણે કહીએ તેનાથી બધુંજ ઉંધું કહે. ને કોઈવાર તો આપણે તેમના વિચારોને મળતા થઈ એ ત્યારે પાછા તરત તેમના વિચાર તેથી વળી કૈં ત્રીજું જ સ્વરૂપ પકડે." તેનો ઘણા દિવસનો ઉભરો આ અણધાર્યે પ્રસંગે બહાર નીકળી ગયો. "મને તો સમજણજ નથી પડતી કે શું કરું તો બહેન પ્રસન્ન થાય." આત્મદયાથી ફરી દામિનીની આંખમાં આંસુ ઉભરાઈ આવ્યાં.

માધવલાલ અકળાઈ ગયો. તેને આવી સુંદર છોકરીને કેમ આશ્વાસન આપવું તે સુઝયું નહી. "બહેન! તમે રડો નહીં. દયા-બહેનનો સ્વભાવ હમણાં હમણાંથી એવો થતો જાય છે એવું મને લાગે છે." આગળ શુ બોલવું તે તેને સુઝયું નહીં પણ બાસ્ટીના બીજા છેડા પર તેણે ઢચુપચુ મને બેસવાની હીંમત કરી. આશ્વાસન-નો સૌથી સારો પ્રકાર આ હતો એમ તેને તે ક્ષણે લાગ્યું.

દામિની પસ્તાઈ અને જોઈએ તે કરતા માસ્તર પાસે વધારે બોલાઈ ગયું એવું તેને લાગ્યું. વખતે દયાબહેનને કાને વાત જાય તો? તેણે વાત ફેરવી તોલવા સ્ત્રીસુલભ અપ્રસ્તુતતા કે નવા કોલેજીઅનની ધૃષ્ટતા જે કહો તે વાપરી "માસ્તર! તમારું નામ માધવલાલ કોણે પાડયું? હવે હવે તો લાલ ને દાસ ને શકર બધા Discount પર છે." તેણે ધૃષ્ટતાથી હસી, માધવલાલ તરફ માથાથી તે પગ સુધી તપાસતી એક દૃષ્ટિ નાખી. થોડી વારે સહજ સૂચના કરતી હોય તેમ તેણે ઉમેર્યું, "માસ્તર! તમે સ્હેજ ફેરફાર કરો તો કેવું? લાલને બદલે પ્રસાદ કરશો તો બહુ ફેર નહીં લાગે ને નામ તો તેનું તે રહેશે. ને સરસ લાગશે તે વધારામાં." ફરી પાછું તે હસી.

માધવલાલ ગભરાયો. તેના સુંવાળા, સુકુમાર, સ્ત્રી જાતિ તરફ સન્માનથી ભરેલા હૃદયમાં આ સૂચના અવિવેકી લાગી. પણ દામિનીને, બાઈસાહેબની બહેનને—એમ કહેવાથી શો ફાયદો? તેણે

તેને બદલે જવાબ દીધો: " તમારૂં કહેવું ખરૂં છે. મને ઘણીવાર મારું નામ બરાબર છાપ નથી પાડતું એમ લાગતું. પણ તે બદલી શકાય એવો વિચાર મને આવેલો જ નહિ. "

" પણ તમે તેમ કરશો તો લાગશે સરસ. " દામિનીએ પોતે છેલ્લું કહેલું વાક્ય ફરી ઉચ્ચાર્યું.

માધવલાલ વિચારમાં પડ્યો. નવો ફેરફાર કરતાં પહેલાં જરા અઘરો લાગે ખરો !

" કોઈક દહાડો તો કરવો કેની તો જેટલો વહેલો તેટલો વધારે સારો. " દામિનીએ ગંભીર થઈ જઈને કહ્યું ને હાથ પરની ઘડીઆળ જોઈ. " ચાલો માસ્તર ! હું હવે જાઉં મારે તો હજી વાંચવાનું છે. "

અને માધવલાલની નજરે લગભગ અદ્ધર ઉડતી હોય તેમ તે ચાલી જતી દેખાઈ. સાંજનાં સૂર્યકિરણો એના વસ્ત્રની અંદરથી આરપાર ઉતરતાં હતાં. માધવલાલને આમ પહેલે સપાટે આંજી નાખવાથી દામિનીને ખુબ આનંદ થતો હતો. અને માથામાં પાછળ ત્રિલોચન પ્રગટયું હોય તેમ, પોતાની પાછળ ખેંચાતી માધવલાલની પ્રસંશામુગ્ધ દૃષ્ટિને તે જોઈ શકતી હતી.

તે ગઈ અને માધવલાલે નિ:શ્વાસ મુક્યો. " શું તેજસ્વી છોકરી છે ? " વધારે આગળ વિચાર કરવાની તેનામાં શકિત રહી નહોતી.

બીજાઓની સાથે સંબંધમા આવતા પુરૂષ હંમેશાં પહેલા પુરૂષમાં વિચાર કરે છે. ' મને તે માણસો ગમ્યાં ? અથવા મારે તેમનું કૈં કામ છે ?' જવાબ હકારમાં આવે તો તે સંબધ બાંધે છે અને નહીં તો તે બેપરવા થઈ ચાલ્યો જાય છે. સ્ત્રીની સંબંધ બાંધવાની રીત એથી ઉંધી છે. એ પોતાની જાતને એ માણસો પોતાને ગમ્યાં કે કેમ એ સવાલ નહીં પુછે; પણ પોતે તેમને ગમી ? અથવા પોતાની છાપ તેમના પર પડી ? આ પ્રશ્નોના

ઉત્તર પર તે પોતાનું વલણ નક્કી કરશે. માણસો સારા છે કે ખોટા એ એને મન ગૌણ બાબત છે.

માધવે મનને પુછ્યું: "દામિની કેવી સરસ છોકરી છે? એનામાં બુદ્ધિ કેટલી છે?" અને હસીને કહ્યું, "ને કેવી એની સુંદરતા?"

દામિનીને પણ એક બીજું મન હતું ને દરેક બાબતમાં તે તેની સલાહ લેતી. તેણે ગર્વથી મનને કહ્યું: "માસ્તર બીચારા ભલા આદમી છે. એના ઉપર છાપ પાડવી એમાં કૈં મોટી વાત નથી, પણ છતાં બે ઘડી વાત કરવાને માટે કૈં ખોટા નથી. તું શું ધારે છે?" મને સંતોષથી ડોકુ ધુણાવ્યું ને તે જોઇ દામિનીને પણ આત્મસંતોષ થયો.

પારસમણિના સ્પર્શે લોહનું કાંચન થઈ જાય તેમ દામિની સાથેના જરાકવારના સંસર્ગથી માધવલાલના સ્વભાવની પાંખડીઓ ખીલી ગઈ. અને ધીમે ધીમે ચોક્કસ લાગવા માંડયુ કે પોતાનુ નામ જુની ફેશનનું છે અને તેથી બીલકુલ અસરકારક નહોતુ લાગતુ. આખી રાત તેનાજ વિચારો આવ્યા કર્યા. તેણે પોતાનું નામ કેમ ફેરવવું તેના ઉપાયો યોજવા માંડયા. 'માધવપ્રસાદ રાખવું કે માધવકુમાર રાખવું?' દરેક મિત્રો અને ઓળખીતાઓને નામ ફેરવ્યાની ખબર કેવી રીતે આપવી? એક દિવસ બધા મિત્રોને ચહાપાણી પાઈ નામ ફેરવ્યાનો ઉત્સવ કર્યો હોય તો? વગેરે વગેરે વિચારો તેને આવ્યા. અને છેવટે, એકદમ નવો વિચાર સુઝયો હોય તેમ, એકલું મી. માધવ જ રાખવાનું તેણે નક્કી કર્યું. કેટલું સરસ? માધવલાલ એટલે તો હજારો માધવલાલોમાનો તે એક. મી. માધવ એટલે તો આ કરોડો માણસની ભરેલી સૃષ્ટિમાં તે એકલોજ. પહેલામાં ટોળાની ગંધ આવતી હતી, બાજામાં તો તેનું પોતાનું જુદું વ્યક્તિત્વ લાગતું હતું. તેનો આત્મા, તેની માનવતા સૌ તેમાં - જુદાં તરી આવતાં હતાં. મી. માધવ! મી. માધવ! આખી રાત તેના મગજમાં એ નામનું રટણ ચાલ્યાં કર્યું.

બીજે દિવસે સવારે ઘાટીએ ચહા લઈ આવી બારણાં ઠોકયા. "માધવલાલ શેઠ! તુમચી ચાહ આણલેલી હય!" અને માધવલાલ

તેને બદલે જવાબ દીધોઃ "તમારૂં કહેવું ખરૂં છે. મને ઘણીવાર મારું નામ બરાબર છાપ નથી પાડતું એમ લાગતું. પણ તે બદલી શકાય એવો વિચાર મને આવેલો જ નહિ."

"પણ તમે તેમ કરશો તો લાગશે સરસ." દામિનીએ પોતે છેલ્લું કહેલું વાકય ફરી ઉચ્ચાર્યું.

માધવલાલ વિચારમાં પડયો. નવો ફેરફાર કરતાં પહેલાં જરા અઘરો લાગે ખરો!

"કોઈક દહાડો તો કરવો કેની તો જેટલો વહેલો તેટલો વધારે સારો" દામિનીએ ગભીર થઈ જઈને કહ્યું ને હાથ પરની ઘડીઆળ જોઈ. "ચાલો માસ્તર! હું હવે જાઉં. મારે તો હજી વાંચવાનું છે."

અને માધવલાલની નજરે લગભગ અદ્ધર ઉડતી હોય તેમ તે ચાલી જતી દેખાઈ. સાંજનાં સૂર્યકિરણો એના વસ્ત્રની અંદરથી આરપાર ઉતરતાં હતાં. માધવલાલને આમ પહેલે સપાટે આંજી નાખવાથી દામિનીને ખુબ આનંદ થતો હતો. અને માથામાં પાછળ ત્રિલોચન પ્રગટયું હોય તેમ, પોતાની પાછળ ખેંચાતી માધવલાલની પ્રસંશામુગ્ધ દૃષ્ટિને તે જોઈ શકતી હતી.

તે ગઈ અને માધવલાલે નિઃશ્વાસ મુકયો. "શું તેજસ્વી છોકરી છે?" વધારે આગળ વિચાર કરવાની તેનામાં શકિત રહી નહોતી.

બીજાઓની સાથે સંબંધમા આવતા પુરૂષ હંમેશાં પહેલા પુરૂષમાં વિચાર કરે છે. 'મને તે માણસો ગમ્યાં? અથવા મારે તેમનું કૈં કામ છે?' જવાબ હકારમાં આવે તો તે સંબંધ બાંધે છે અને નહીં તો તે બેપરવા થઈ ચાલ્યો જાય છે. સ્ત્રીની સંબંધ બાંધવાની રીત એથી ઉંધી છે. એ પોતાની જાતને એ માણસો પોતાને ગમ્યાં કે કેમ એ સવાલ નહીં પુછે; પણ પોતે તેમને ગમી? અથવા પોતાની છાપ તેમના પર પડી? આ પ્રશ્નોના

ઉત્તર પર તે પોતાનું વલણ નકકી કરશે. માણસો સારા છે કે ખોટા એ એને મન ગૌણ બાબત છે.

માધવે મનને પુછ્યુઃ "દામિની કેવી સરસ છોકરી છે? એનામાં બુદ્ધિ કેટલી છે?" અને હસીને કહ્યું, "ને કેવી એની સુંદરતા?"

દામિનીને પણ એક બીજું મન હતું ને દરેક બાબતમાં તે તેની સલાહ લેતી. તેણે ગર્વથી મનને કહ્યુઃ "માસ્તર બીચારા ભલા આદમી છે. એના ઉપર છાપ પાડવી એમાં કૈં મોટી વાત નથી, પણ છતાં બે ઘડી વાત કરવાને માટે કૈં ખોટા નથી. તું શું ધારે છે?" મને સતોષથી ડોકુ ધુણાવ્યુ ને તે જોઇ દામિનીને પણ આત્મસંતોષ થયો.

પારસમણિના સ્પર્શે લોહનુ કાંચન થઈ જાય તેમ દામિની સાથેના જરાકવારના સસર્ગથી માધવલાલના સ્વભાવની પાંખડીઓ ખીલી ગઈ. અને ધીમે ધીમે ચોક્કસ લાગવા માંડયુ કે પોતાનું નામ જુની ફેશનનુ છે અને તેથી બીલકુલ અસરકારક નહોતું લાગતુ. આખી રાત તેનાજ વિચારો આવ્યા કર્યા. તેણે પોતાનુ નામ કેમ ફેરવવું તેના ઉપાયો યોજવા માંડયા. 'માધવપ્રસાદ રાખવું કે માધવકુમાર રાખવું?' દરેક મિત્રો અને ઓળખીતાઓને નામ ફેરવ્યાની ખબર કેવી રીતે આપવી? એક દિવસ બધા મિત્રોને ચહાપાણી પાઈ નામ ફેરવ્યાનો ઉત્સવ કર્યો હોય તો? વગેરે વગેરે વિચારો તેને આવ્યા. અને છેવટે, એકદમ નવો વિચાર સુઝ્યો હોય તેમ, એકલું મી. માધવ જ રાખવાનું તેણે નક્કી કર્યું. કેટલુ સરસ? માધવલાલ એટલે તો હજારો માધવલાલોમાંનો તે એક. મી. માધવ એટલે તો આ કરોડો માણસની ભરેલી સૃષ્ટિમાં તે એકલોજ. પહેલામાં ટોળાની ગંધ આવતી હતી, બાજામાં તો તેનું પોતાનુ જુદું વ્યક્તિત્વ લાગતું હતું. તેનો આત્મા, તેની માનવતા સૌ તેમાં જુદાં તરી આવતાં હતાં. મી. માધવ! મી. માધવ! આખી રાત તેના મગજમા એ નામનું રટણ ચાલ્યાં કર્યું.

બીજે દિવસે સવારે ઘાટીએ ચહા લઈ આવી બારણાં ઠોકયાં. "માધવલાલ શેઠ! તુમચી ચાહ આણલેલી હય!" અને માધવલાલ

ચમકયો. હજુ તેને માધવલાલનું ગ્રામ્ય સ્વરુપ વળગી રહ્યું હતું તેથી આશ્ચર્ય થયુ. તેણે બારણાં ઉઘાડયાં અને ઘાટીએ અંદર આવીને ટેબલ પર ચહા મુકી. એટલામા સૂચના આપી. "ગણુ ! બગ ! આતા માલા માધવલાલ શેઠ નાંહી સાંગાયચા પણ માધવ શેઠ સાંગાયચા."

ગણુ મોઢું ફાડીને જરા વાર ઉભો રહી ગયો. "કાય ? કાય ? શેઠ ! તુમાલા માધવલાલ શેઠ નાંહી સાગાયચા પણ માવધ શેઠ સાંગાયચા ? કા બરા ? અસા બરા નાવ સોડુન અસા ટોકડા નાવ કસાલા કરતે ?"

આવા નિરક્ષર માણસને શું જવાબ આપવો તે માધવલાલને સુઝયુ નહીં "તુલા સાંગીલ તસા કર !" તેણે રોફથી જવાબ આપ્યો.

"બરા શેઠ" ગણુ આંખો મીચકારતો ચાલી ગયો માધવલાલે તે જોયુ ન જોયું કર્યું અને એક ઘુંટડે બધી ચહા પીધી અને શેઠની પાસે જવાની તૈઆરી કરવા માંડી.

સૌથી મોટી મુશ્કેલી શેઠની આગળજ વાત કરવાની હતી. તેમને તે શી રીતે કહે કે પોતે એક રાતમાં માધવલાલનો માધવ થઈ ગયો હતો ? તેઓ ભલે સુરજરામના સૂર્યરામ થયા હોય પણ માધવલાલનો માધવ થવાનો હક્ક તેઓ સ્વીકારશે કે કેમ એ શંકાની વાત હતી.

શેઠ પાસે તે ગયો ત્યારે તે દિવસે તેમને તેનું નામ વારંવાર વાપરવાનુંજ શૂર ચઢી આવ્યું હતું. માધવલાલ ! આનું આમ કરવાનું છે. માધવલાલ ! તેનું તેમ કરવાનું છે. વગેરે વગેરે. મહા-મહેનતે શેઠની પાસેથી ઉઠવાનો વખત થયો ત્યારે તેણે હીમત એકઠી કરીને આંખો પૃથ્વી પર ઢાળતાં કહ્યું, "શેઠ સાહેબ ! હું મારૂં નામ બદલવા માગું છું."

"શું ? શું કહ્યું ?" શેઠે સમજ્યા નહી હોય તેમ આંખો ફાડી.

હવે પાછા હડાય તેમ નહતું. "હું માધવલાલને બદલે મી. માધવ એવું ટુંકું નામ રાખવા માગું છુ."

શેઠ એક પળ સમજ્યા નહીં, પણ પછી માધવલાલે કહેલી હકીકત ધ્યાનમાં આવતાં તેઓ ખડખડાટ હસી પડયા. એકવાર પોતાને પણ આ નામનો પ્રશ્ન કેવો મુંઝવતો હતો તે તેમને યાદ આવ્યું ને હસવું શમ્યું, એટલે સહાનુભૂતિથી માધવલાલનો ખભો થાબડયો અને કહ્યું, " માધવલાલ...! માધવ! હું તમને મુબારકબાદી આપું છું. અસંતોષ એ પ્રગતિનું ચિન્હ છે. અને તમારી આ ઇચ્છાજ તમને પ્રગતિ કરવાની હોંસ છે તે બતાવી આપે છે. જાઓ, ફત્તેહ કરો."

શેઠના શબ્દોથી માધવલાલની આખમાં લગભગ આંસુ આવી ગયાં પણ તે તે જોવા ન રહ્યા. આવું મુશ્કેલ કાર્ય આટલું સહેલાઇથી પાર પડતા તેનો હર્ષ માતો નહતો

અકસ્માત બારણા પાછળથી દામિની વગર બોલેચાલે આવીને ઉભી રહી અને તેણે માધવલાલ તરફ ઠીક કર્યું એવું કહેતી હોય તેવું એક સ્મિત કર્યું "મી માધવ! કેટલી સહેલાઇથી તમે બધી મુશ્કેલીઓ પાર ઉતારો છો ?" તેના સ્વરમાં ઉત્તેજનની માદકતા હતી.

પોતાના નવા નામ સાથે સંબોધાએલા આ પ્રશંસાનાં વચનો સાંભળતાં માધવના આત્માએ દિવ્ય આનંદ અનુભવ્યો. " દામુબહેન! તમારીજ સુચનાના પ્રતાપે " તેણે આભારવચન કહ્યું.

દામિની જાણતી હતી છતા આ વચનો તેને અત્યંત કર્ણમધુર લાગ્યાં. પોતે આ માણસના આત્મા પર સત્તા ચલાવે છે એ વાતનું ભાનજ સુખદ હતું. તેને પોતાની શક્તિની વધારે અજમાયશ કરવાનું વધારે મન થયું. " પણ મી. માધવ! તમારા આ નવા નામ સાથે તમારાં આ દેશી ઢબનાં કપડાં નહિ ચાલે હોં. નહી તો તમારો ને તમારા નામનો મેળ નહીં ખાય !"

આ નવું દષ્ટિબિંદુ માધવને સુઝયુ નહોતું. તેણે દિન વદને નીચું જોઈ કહ્યું, " બેન ! મને એ વાત સુઝી નહોતી."

૧૫

" તેમાં નાહીંમત શું થાઓ છો? ઉલટું તમે અંગ્રેજી પોશાકમાં તો વધારે શોભી નીકળશો. તમારૂં કાઠું સરસ છે ને રંગે ગોરા છો. પછી શું જોઈએ ! "

માધવના મુખ પર હાસ્ય પથરાયું. "તમે એમ ધારો છો?"

" ત્યારે નહી ? " દામિનીની આંખો મસ્તીમાં હસી રહી. તે ખરેખર એમ ધારતી હતી કે માધવને માત્ર બનાવવાની જ તેની વૃત્તિ હતી તે સમજાતું નહોતું.

એક અઠવાડીઆમાં તો માધવલાલનો, મી. માધવનો અવતાર ફરી ગયો. તેણે પોતાના નવા નામ સાથેનાં એક હજારેક વીઝીટીંગ કાર્ડ છપાવી રાખ્યાં; અને દરજીને ત્યાથી શીવાઈ આવ્યાં કે તરત તેણે કોટ પાટલુન પહેરવાં શરુ કરી દીધાં. પોતાનામાં થએલા ફેરફાર જાહેર કરવા તેણે પોતાના નવા ડ્રેસમાં બધા મિત્રો અને ઓળખીતાઓને ઘેર જવા માંડયું. અને ફેરફાર પણ માત્ર એકજ વાતમાં થયો નહોતો. તેના ચસ્માની ફ્રેમ બદલાઈ; તેણે અક્કડ અને ટટાર રીતે ચાલવા માંડયું; તેણે સગીત અને ચિત્રોમાં વધારે રસ લેવા માંડયો. કોઈ અદૃશ્ય હાથ તેનું આખું ઘડતર બદલવાને મથી રહ્યો હતો.

અને માધવ અસંસ્કારી નહોતો. તે ગરીબ વિધવાનો પુત્ર હોઈ એકલે હાથે એમ. એ. સુધી ભણ્યો હતો. પણ ગરીબાઈ અને નિરાધારીને કારણે તેનામાં કેટલાક પ્રકારની ગ્રામ્યતા રહી ગઈ હતી. તેના સ્વભાવમાં ગરીબાઈ અને શ્રીમંતો તરફની માનવૃત્તિ પણ તેને લીધેજ પેસી ગઈ હતી. વગર બોલાવ્યે કોઈની સાથે એક શબ્દ ઉચ્ચારી શકતો નહી અને તેનાં આશાસ્વપ્નોનો વિસ્તાર પણ હજુ સુધી સાંકડો–વધારેમાં વધારે બસો અઢીસોનો પગાર, એક નાનીશી ઓરડી, કોઈક દહાડે આવવાની હતી એવી એક નાનીશી પત્ની, પોતાની ઘરડી માતા અને થોડાંક છોકરાં–એટલો જ હતો.

પણ તેણે નામ બદલ્યું, વેષ બદલ્યો અને તે ન જાણે તેમ તેનો આત્માએ બદલાવા માંડયો. અત્યારસુધી નિષ્ક્રિય શાંતિ અને

એકાગ્રતા તેના જીવનમાં વ્યાપી રહ્યાં હતાં તેને બદલે કાગળની ટીકડીઓ પાણી સ્પર્શતાં ફુલીને ફુલના આકારમાં બદલાઈ જાય તેમ આ નવી અસરથી તેનાં સ્વપ્નનો વિસ્તાર થવા માંડ્યો. નાની ઓરડીને બદલે એક નાનોશો ફ્લેટ, નાનકડી પત્નીને બદલે એક સ્મિતમુખી ભાર્યા; અલબત્ત છોકરાં તો ખરાં જ, અને મા પણ.

પોતાની સત્તાનું સુંદર પરિણામ જોતાં દામિનીને પણ આનંદ થતો. ઘણી વાર તે માત્ર સૂચનાઓ જ કરતી, કોઈ કોઈ વાર તે માધવને ધમકાવી પણ કાઢતી, તેને કોઈ કોઈ વાર આવા વ્યક્તિત્વ વિનાના માણસ પર તિરસ્કાર પણ આવતો હતો. પણ એને છોડી દઈને પોતાની સત્તાના પરિણામનો પ્રત્યક્ષ આનંદ તેને છોડી દેવો ગમતો નહોતો. દયાબહેનના દાબનો ત્રાસ વધારે લાગે ત્યારે એવું આશ્વાસન દામિનીના આત્મવિશ્વાસને વધારે દૃઢ કરતું

દયાકોર જેવી પાકી સ્ત્રી આ ફેરફારોને ન જુએ એવું તો બને જ નહીં. એક પાસ દામિની બદલાતી, બીજી પાસ શેઠનો સેક્રેટરી માધવ બદલાતો. એ બેની વચ્ચે કૈં સંબંધ હોઈ શકે એવું પહેલાં એને નહોતું લાગતું, પણ કૈંક અસ્પષ્ટ રીતે બે ફેરફારો વચ્ચે કંઈક સંબંધ છે, તેનાં કાર્યકારણો એક છે એવું તેને લાગવા માંડ્યું. તેણે જે હોય તે શોધી કાઢવાનો નિશ્ચય કર્યો.

શરુઆતમાં એકદમ તેનાથી કંઈ જ પકડાયુ નહીં. દામિની માધવની જોડે વાતો કરવા કદી બેસતી નહીં કે તેને મળવાના પ્રસગો પણ ખાસ યોજ્યા છે એવું દેખાડતી નહી. માત્ર ઘરમાં હરતાં ફરતાં સહેજ મળી જવાતું હોય ત્યારે થોડીક વાત તે બંને કરી લેતાં માધવ તે વાત પર જીવતો અને તેનો અક્ષરશઃ અમલ કરતો. દામિની દૂરથી તે જોઈ ગર્વ પામતી અને સંતોષ માનતી. તે જાણતી કે દયાબહેન એક વખત જો સહેજ પણ શકા પામશે તો તેમની સત્તાના સામ્રાજ્ય આગળ તેનો આ નાનોશો આનંદ ટકવાનો નથી.

પણ જેટલું ડહાપણ પરવશ પડેલી સ્ત્રી રાખી શકે તેટલું ડહાપણ એકવાર જેની કલ્પના ઉત્તેજાઈ હોય એવો પુરુષ કદી રાખી શકયો છે? અને જે સ્ત્રીની અસરથી તે ઘડાય તે સ્ત્રીનાં સ્વપ્ન ન જુએ–ભગિની રૂપે, પત્ની રૂપે, માતા રૂપે, કે પુત્રી રૂપે–એવો પુરુષ કદી પાકયો છે? ત્યારે દામિનીનાં સ્વપ્નો માધવ ન જુએ એવું બને જ કેમ? અને તેનાં સ્વપ્નાં જુએ તો તેને મળવાના વધારે પ્રસંગો યોજ્યા વિના તેનાથી રહેવાય જ કેમ? દામિનીને કંઈને કંઈ મિષે તે મળવાના પ્રસંગો શોધી કાઢતો અને તેની સાથે વાત કરવાની પળો બને તેટલી લંબાવતો.

૩

દયાકોર ચેત્યાં. તેમને માસ્તરનાં ને દામિનીનાં લક્ષણ સારાં ન લાગ્યાં. તેમણે દામિનીને બોલાવીને હુકમ ફરમાવ્યો: " પેલા ત્રણ બદામના માસ્તર સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ આજથી રાખ્યો છે એમ મને જણાશે તો ભણવા ગણવાનું મુકી દઈ અહીંથી વિદાય થઈ જવું પડશે. " તેમણે જેલરની સખ્તાઈ સ્વરમા આણીને કહ્યું.

એમાં જો માયાનો અંશ હોત તો દામિની જરુર તાબે થાત. એને માધવ માટે કોઈ પ્રકારનું માન નહોતું, ભાવ પણ નહોતો. માત્ર પ્રયોગશાળામાં પ્રયોગ થતી વસ્તુ પર પ્રોફેસરને જેટલો રસ હોય છે તેટલો જ રસ તેને તેનામા હતો, પણ દયાકોરના સત્તાશીલ અવાજે તેની પોતાની સત્તાની ભાવના વધારે ઉશ્કેરાઈ. માધવની સાથેના એના સંબંધમાં વાંધો લેવા જેવું શું હતું કે દયાબહેનને આવું કહેવું પડે? એને શું માણસ તરીકે કોઈની સાથે બોલવાનો પણ અધિકાર નહોતો? પણ જવાબ દેવાની તેનામાં હીમત નહોતી અને એકવાર દયાબહેનની આજ્ઞા થઈ એટલે તે ઉથાપાય એમ પણ નહોતું. નિરાધારીનાં, ગુસ્સાનાં આંસુ દાબતી દાબતી તે ત્યાંથી ચાલી ગઈ. તેણે માધવને છેલ્લીવાર મળી લેવાનો સંકલ્પ કર્યો. માધવની આંખો તેને શોધતીજ હશે એમ તેને ખાત્રી હતી. તે બાગમાં ઉતરી.

દામિનીમય માધવની દૃષ્ટિ દામિની બાગમાં ઉતરે ને ન પડે એવું બને જ નહીં. પા કલાકમાં તે પણ સૌની દૃષ્ટિ ચુકાવી બાગમાં ઉતરી પડ્યો.

મહાશોકમાં હોય તેમ હથેલીમાં માથું ટેકવીને દામિની બાસ્ટી પર બેઠી હતી. એની આંખમાંથી આંસુ પડતાં હતાં.

માધવનું અંતઃકરણ ચીરાઈ ગયું. "દામુબહેન! આ શું? કેમ રડો છો?"

દામિનીએ ઉંચું જોયા વગર રડ્યાં જ કીધું. થોડી વારે તેણે આંખો લુછીને ઉંચું જોયું. "માધવ! બહેનનો હુકમ થયો છે કે મારે તમારી સાથે આજથી બોલવાનું બંધ કરવું."

માધવનું હૃદય સહેજવાર ચાલતું અટકી ગયું. "શું? શું કહ્યું?"

"બહેનનો હુકમ થયો છે કે મારે તમારી સાથે બોલવું નહીં." દામિનીએ ફરી તેનું તે વાક્ય કહ્યું. "મને તે બાબતનું કંઈ લાગતું નથી પણ બહેન વિચારીને કે અવિચારીને ધારે તેવો હુકમ કરે ને તે મારે પાળવો? હું શું માણસ છું કે ઢોર?"

માધવનું હૃદય ઘવાયું. દામિનીનાં અશ્રુનું કારણ પોતે નહીં પણ તેનું અભિમાન હતું એ ભાને માધવનું હૃદય ઘવાયું. પોતાની સાથે બોલવું બંધ કરવું પડે તેનું તેને જરાએ દુઃખ થતું નહોતું. તેને શું બોલવું તે સુઝયું નહીં. "બહેન! બાઈસાહેબ કહે એટલે બીજું શું થાય?"

દામિની દયાથી આ માનવજંતુ તરફ જોઈ રહી. "ચાલો, તમે શાના રડો છો? તમને તો કોઈ કંઈ કહેતું નથી!"

માધવનો અવાજ છેક ગળગળો થયો. "દામુબહેન! તમે છેક દયા વગરનાં છો. તમારા વગર–તમારી સલાહ વગર–" તેણે સુધાર્યું, "મારાથી કેમ જીવાશે?"

દામિનીએ અનુકંપાથી તેના તરફ જોયું. "બીજું શું થાય?"

ડુબતો માણસ છેલ્લી ઘડીએ અપ્રતિમ હીંમત બતાવે તેમ દામિની વગરના જીવનમાં આવવાના અંધકારે માધવમાં અપૂર્વ

સાહસ આવ્યું. "દામુબહેન ! દામુ ! એક રસ્તો છે. મને તમે પરણશો? તમે ધારો છો તેવો હું છેક નમાલો નથી. તમને હું દેવી કરીને પૂજીશ." પોતે કરેલા સાહસથી ગભરાયો હોય તેમ તેણે નીચે જોયું.

દામિની ચમકી. તે–તે–આ–આ માણસને–માધવને પરણે ? એક પળ તે તિરસ્કારથી ધ્રુજી ઉઠી. શી માણસની ધૃષ્ટતા? તેને માધવને એક તમાચો મારીને કાઢી મુકવાનું મન થયું

પણ બીજીજ પળે તેનો વિચાર બદલાયો. શા માટે નહીં ? દામિની કંઈ તેની સગી બહેન નહોતી. તેના પિતા સાધારણ સ્થિતિના માણસ હતા. ને આમ વર્ષોનાં વર્ષો દયાબેનની દયા પર જીવ્યા કરતાં તે આ માણસને પરણે તો શું ખોટું ? પોતે જેવો ધારશે તેવો ઘાટ તેને તે આપી શકશે. પરમેશ્વરને પણ સૃષ્ટિ બનાવવામાં ને સત્તા ચલાવવામાં આટલો આનંદ પડે છે, તો પોતે પણ પોતાની નાનકડી સૃષ્ટિ બનાવે તેમાં શું ખોટું ?

"માધવ ! હુ પરણું પણ એક શરતે." તેના અવાજમાં લાગણી કે આવેશનો અંશ નહોતો. "આખી જીંદગી મારું કહ્યું કરવું પડશે."

માધવ આ નવા અણધારેલા આવેલા સુખથી ગભરાઈ ગયો. દામિની તરફ એક ડગલુ આગળ ભરવાની તેની હીમત નહોતી. "કબુલ છે" તેણે છેક બીતાં બીતાં કહ્યું.

દામિની ઉઠી. માધવનો હાથ તેણે પોતાના હાથમાં લીધો. "ચાલો, બહેનને કહીએ." તેણે સ્વસ્થતાથી કહ્યું ને બંગલા તરફ ચાલવા માંડ્યું.

"હા, ચાલો." નીરાધારીથી માધવ ખેંચાયો.

આવા નીરસ જણાતા દંપતિના જીવનમાં રસ રેડતી હોય તેમ કોકિલા ક્યાંઇકથી ટહુકી રહી.

---

# નિર્જનતા

૧

બારડોલી તાલુકામાં ભુવાસણ નામે એક ગામ છે. મોટા શહેરની શેરીઓની બે ઓળો થાય એવડો એનો વિસ્તાર છે. સત્યાગ્રહની લડતના હજારો યાત્રીઓએ જેનાં દર્શન કર્યાં છે એવું એ ગામ આજે પણ સરભોણની નજીક ખડું છે.

એ ગામમાં આજથી દશેક વર્ષ પહેલાં એક આંધળા રામજી પટેલ રહેતા હતા. ડોસાનો એક દીકરો મરી ગયો હતો; એક દીકરો આફ્રીકા વસતો હતો; બે દીકરીઓએ પરણીને સાસરવાસ માંડયો હતો. ઘરમાં એક વિધવા વહુ અને ઘરડા પટલાણી હતાં.

વિધવા વહુ નિર્મળાની ઉમ્મર આશરે પચીશેક વર્ષની હતી. એ રોજ ઘરમાં કામ કરતી, રાંધતી, ડોબાં દહોતી અને કુવેથી પાણી ભરી લાવતી. ગામમાં સૌ એને થોડાબોલી ગણતા. ને ખરી વાત એ હતી કે એ ભાગ્યેજ કોઈની જોડે વાત કરવા ઉભી રહેતી.

આ નિર્મળાનો ગત ઇતિહાસ આ પ્રકારનો હતો. તે નાની હતી ત્યારે આફ્રીકામાં ઉછરી હતી. તે જરા સમજણી થઈ ત્યારથી માબાપ સાથે મુંબઈમાં વસી હતી ને પરગામ વસી સુંવાળા થએલા તેના પિતાના આત્મામાં પુત્રીને કેળવવાની હોંશ જાગી હતી. તેમણે

# નિર્જનતા

૧

બારડોલી તાલુકામાં ભુવાસણ નામે એક ગામ છે. મોટા શહેરની શેરીઓની બે ઓળો થાય એવડો એનો વિસ્તાર છે. સત્યાગ્રહની લડતના હજારો યાત્રીઓએ જેનાં દર્શન કર્યાં છે એવું એ ગામ આજે પણ સરભોણની નજીક ખડું છે.

એ ગામમાં આજથી દશેક વર્ષ પહેલાં એક આંધળા રામજી પટેલ રહેતા હતા. ડોસાનો એક દીકરો મરી ગયો હતો; એક દીકરો આફ્રીકા વસતો હતો; બે દીકરીઓએ પરણીને સાસરવાસ માંડયો હતો. ઘરમાં એક વિધવા વહુ અને ઘરડા પટલાણી હતાં.

વિધવા વહુ નિર્મળાની ઉમ્મર આશરે પચીશેક વર્ષની હતી. એ રોજ ઘરમાં કામ કરતી, રાંધતી, ઢોબાં દહોતી અને કુવેથી પાણી ભરી લાવતી. ગામમાં સૌ એને થોડાબોલી ગણતા. ને ખરી વાત એ હતી કે એ ભાગ્યેજ કોઈની જોડે વાત કરવા ઉભી રહેતી.

આ નિર્મળાનો ગત ઇતિહાસ આ પ્રકારનો હતો. તે નાની હતી ત્યારે આફ્રીકામાં ઉછરી હતી. તે જરા સમજણી થઈ ત્યારથી માબાપ સાથે મુંબઈમાં વસી હતી ને પરગામ વસી સુંવાળા થએલા તેના પિતાના આત્મામાં પુત્રીને કેળવવાની હોંશ જાગી હતી. તેમણે

નિર્મળાને અંગ્રેજી પાંચ ધોરણ સુધીનો અભ્યાસ કરાવ્યો, તેનામાં સુઘડતા અને સસ્કારની હોંશ જગાડી. પાટીદારી કઠણ ઉચ્ચારોને બદલે શહેરના ઉચ્ચારો ઉચ્ચારતી પોતાની પુત્રીને જોઇ તેમનો આત્મા આનંદ પામ્યો. ને છેવટે આફ્રીકામાં નજરમાં ખુંપી ગએલો રામજી પટેલનો કરસન–કરસનદાસ એમને ફરી મળ્યો ત્યારે પુત્રીનું જોડું એની સાથે મેળવતાં એમને પોતાનો આત્મા કૃતકૃત્ય થએલો લાગ્યો.

આ નિર્મળાનો પાછલો ઇતિહાસ. વધારામાં એટલું ઉમેરવાનું કે વિધિ એટલો ક્રૂર થયો કે આવી નિર્દોષ સાદી બાળાનું સરલ સુખ એને ગમ્યુ નહીં અને કરસનદાસ બે ત્રણ વર્ષ રહી આફ્રીકામા તાવથી મૃત્યુ પામ્યો અને થોડે દિવસે નિર્મળાના માતપિતાએ પ્લેગમાં ઉપડી ગયાં ત્યારથી તેની હસતી દુનીઆ રડતી થઈ ગઈ. એનો પ્રસન્ન, હોંસીલો આત્મા કરમાઈ ગયો. એ જીવનનાં સૌ સ્વપ્નાં પાછળ મુકી, સાસુ–સસરાની સેવામાં જીંદગીના બાકીના દિવસો ગાળવા તે ભુવાસણ ગામમાં આવી રહી.

૨

ભુવાસણ ગામમાં આવ્યા પછી એક આખું વર્ષ નિર્મળાએ ઘરમા ભરાઈ રહી શોક પાળ્યો. એ શોક બહારના દેખાવનો નહીં પણ તેના ખરેખરા અંતરનો હતો. તેનો આત્મા કકળી ઉઠતો. તે વારંવાર ચોધાર આંસુએ રડતી. એક બે વાર તેણે દુનીઆના અંધારાથી ગભરાઈ આપઘાત કરવાના નિષ્ફળ પ્રયત્નો પણ કર્યા હતા. ભુવાસણની નવી અજાણી દુનીઆમાં આખો અવતાર પુરો કરવાનો છે એ વિચારેજ તેનુ આખું અંગ ધ્રુજી ઉઠતું. આસપાસની ભોળી પાડોશણો તેનું દુઃખ જોઈ સમજે અણસમજે તેને સાંત્વન આપવા આવતી પણ તેથી તેને પોતાનું દુઃખ વધારે તીવ્ર થતું જતું દેખાતું.

આમ નિર્મળાના કલાકો ગયા, દહાડા ગયા, મહીનાઓ ગયા અને છેવટે વર્ષો વીત્યાં. ધીમે ધીમે તેના અંતરમાં એક પ્રકારની

જડતા આવવા માંડી. ઘરડી, માયાળુ સાસુનો ભાર ઓછો કરવા તેણે ઘરકામ માથે લીધું.

પણ આ નવી દુનીઆ સાથે ઐક્ય સાધતાં, ડગલે ને પગલે તેનું અંતર પાછું પડતુ. છાણ વાસીદાં કરતાં મહાપ્રયત્ને તે પોતાનું મુખ સીધું રાખી શકતી. વાસણ ઘસી કઠણ થતા જતા પોતાના હાથ જાણે પારકાના હોય એમ ઘૃણાથી તે જોઈ રહેતી. ઉઘાડા પગે ફરતાં કાળા થતા નખ ને મેલા મેલા પગ પર ધ્યાન જતું ત્યારે ઉતાવળી ઉતાવળી ઘરમાં જઈ ભેઢું પાણી ઢોળી તેને ઘસીઘસીને સાફ કરતી.

પણ સૌથી વધારેમા વધારે દુઃખ તો તેણે જ્યારે પહેલ વહેલું કાછડો વાળી લુગડું પહેર્યું ત્યારે થયુ. તેનું ચાલત તો તે આખા જન્મારા સુધી દુઃખ વેઠીનેએ આવું ન કરત. પણ વિધવા સ્ત્રી ગામડા ગામમાં ગામના રીવાજ કરતાં જુદી જાતનું લુગડું પહેરી શકે એટલી હીમત બતાવવા માટે એક વીરાંગનાની શક્તિ જોઈએ, અને નિર્મળા વીરાંગના તો નહોતીજ. તે એક સાધારણ, સાદી, શહેરમાં ઉછરેલી કુમારિકા આ ગામડામાં વિધવા થતાં આવીને પડી હતી. એનામાં એવી હીંમત કલ્પવી એજ લગભગ અશક્ય હતું.

છતાં તેના આત્માએ આ વાત પર મહીનાઓના મહીનાઓ સુધી બંડ ઉઠાવ્યુ તો ખરુજ, અને શહેરની કોઈ સ્ત્રીને ભુલેચુકે તે કદી જોતી તો ફરી પાછો એટલાજ બળથી તેને ઉદ્વેગ થઈ આવતો. પેલા સાબરની જેમ એ પણ બનતું હોત તો જરુર પોતાના ઉઘાડા પગ જોઈને તે જંગલમાં નાસી જાત.

પણ નિર્મળાના ગમે તેટલા બંડ છતાં તેને ધીમે ધીમે ગામડાનાં વળગણ વળગવા માંડયાં. તેનો પોશાક બદલાયો, તેનાં રંગરુપ બદલાયાં, તેની ચાલ બદલાઈ, તેનો ચહેરો પણ બદલાયો, કોઈ જાણે

નહીં કે વર્ષો પર લટકાળી ચાલે ચાલતી સુઘડ ને આકર્ષક નિર્મળા તે આજ હશે. ને છેવટે રહીસહી તેની ભાષા પણ બદલાઈ.

નિર્મળાને જ્યારે પહેલવહેલું તેના ગામડીઆ ઉચ્ચારોનુ ભાન થયું ત્યારે તેનો આત્મા બળીને રાખ થઈ ગયો. પોતાની આ એક પુરી સપત્તિ પણ કોઈ લઈ જશે એ બીકે તેણે બોલવાનું ખુબજ ઓછું કરી નાખ્યું ને ત્યારથી તેણે, લગભગ મુંગી, યત્રની પુતળી હોય તેમ કામ કરવા માંડયું. એનામાં થએલા આ ફેરફાર તરફ કોઈએ ખાસ ધ્યાન આપ્યુ નહીં. વિધવા સ્ત્રી ઓછું બોલે ને કોઈની જોડે ભળે નહીં તેમાં તો તેની સુશીલતા ગણાય. તેમાં કોઈએ વિચાર શો કરવો ?

પણ માણસ એ એક સહવાસશીલ પ્રાણી છે. કાં તો યોગની કે કાં તો ગાંડપણની એ બે દશા શીવાય એને બોલ્યા વગર, વાત કર્યા વગર કે બીજાના સહવાસમાં આવ્યા વગર ચાલતું નથી. એનાથી એકલાં આનંદ થતો નથી. શોકમાં પણ એને બીજા માણસના આશ્વાસનની જરૂર પડે છે. પોતાની શકિતઓ બતાવવા કે પોતાની નિષ્ફળતાઓથી નાસવા તે બીજા માણસનો સહવાસ શોધે છે. 'એકલુ તો વનમાં ઝાડે ન હશો ' ને એકલો માણસ લગભગ મરેલા જેવો જીવે છે.

પણ નિર્જનતા ઘણા પ્રકારની હોય છે ને ભરવસ્તીમાંએ માણસ સહરાના રણ જેવી નિર્જનતા—એકલતા અનુભવી શકે છે. માણસ વાત કરવા માંગે છે તે ગમે તેની સાથે નહી. સુખદુઃખના પ્રસગો રસ્તાના ચાલનારને નથી કહેવાતા. હૃદયની ઊર્મિઓ અને મગજમાં ઉઠતા તર્કો સમાન ભૂમિકાના માણસો શીવાય બીજાને કહેવામાં રસ નથી આવતો, ને તે ન હોય તો જીવન લગભગ શુષ્ક – નિર્જન થઈ રહે છે.

ને સાથે સાથે માનસના વિકાસને માટે આ બહારની દુનીઆની

સાથેનો સંબંધ આવશ્યક છે. ઝીણીઝીણી કુટુતા ભુલવા, આસપાસની સૃષ્ટિ સાથે એકતા અનુભવવા એને ટોળામાં જેટલો ઉત્સાહ આવે છે તેટલો બીજા કશાથી આવતો નથી. નિર્મળાનો બહારની દુનીઆ સાથેનો લગભગ બંને પ્રકારનો સંબધ તુટી ગયો હતો. તેનું કોઈ મિત્ર નહતું અથવા મૈત્રી કરવા યોગ્ય આખા ગામમાંથી કોઈ તેને જડતું નહીં ને ભુવાસણ જેવા શાંત અને એકમાર્ગી ગામડામાં બીજા કોઈની સાથે સંબંધમાં આવવાનાં કે વિકાસનાં બીજાં સાધનો તો શાં હોય ?

પરોઢમાં ઉઠી, ઢોબાં દોહી ગામના કુવે પાણી ભરવા જતી નિર્મળાનુ ચિત્ર કોઈ ચિત્રકાર દોરે તો સુક્કી, શામળી, મોટી આંખો અને બેઠેલા ગાલવાળી અને ખુબ તાણીને બાંધેલા વાળપર ઉજળાં બે બેઢાં મુકી, કાછડો વાળવાથી ઉઘાડા રહેલા પગથી શરમાતી હોય તેમ ચાલતી તે ગામડાની સુદરી કે સ્ત્રી જે કહો તે હતી

૩

રામજી ડોસાનો પુત્ર ભવાનજી આફ્રીકાથી ઘણાં વર્ષે પાછો આવ્યો હતો

ઘણે વર્ષે દીકરો ઘેર આવવાનો સાભળ્યો ત્યારથીજ ડોસાડોસીના મન ઉશ્કેરાએલાં હતા ને જ્યારથી તે ઘેર આવ્યો ત્યારથી દીકરો શું શું ખાશે અને શું શું કરશે તેની ચિતામાં બનેનાં ચિત્ત નિમગ્ન રહેતાં.

નિર્મળાના એક સરખા ફેરફાર વિનાના જીવનમાં તેથી કૈં વેગ આવ્યો હતો. જે દુનીઆમાં ઘણા કાળ પૂર્વે તે એકવાર વસી હતી તે દુનીઆમાંથી બે મનુષ્યો સદેહે આવવાનાં હતા. કોઈએ કહ્યું નહોતું તોએ એના હાથે સુઘડ બનેલું ઘર તેણે ફરી ફરી વાર વાળ્યું-ઝાડયું. છાજલી પરના વાસણો આરસી જેવાં તગતગતાં કીધા, ને વગર બોલ્યેચાલ્યે તેણે આતુરતાથી બંને જણાની વાટ જોવા માંડી.

છેવટે તે બંને મિત્રો આવ્યા. દયાળજીએ ભવાનજીના મુખેથી ભાભીના ભણતર વિષે સાંભળ્યું હતું એટલે સ્વાભાવિક જિજ્ઞાસાથીજ તેણે નિર્મળા તરફ જોયું. અને જે સ્ત્રી વિષે ભવાનજી વાત કરતો હતો તે આજ હશે એવું એકવાર એની આંખોએ માન્યુંએ નહીં. તેણે વગર બોલ્યેચાલ્યે પોતાની નજર બીજી તરફ વાળી દીધી અને જાણે કૈં બન્યુંજ ન હોય તેમ ભવાનજી જોડે આડી તેડી વાતો કરવા માંડી.

નિર્મળાએ એ દૃષ્ટિમાં રહેલાં નિરાશા ને તિરસ્કાર જોયાં. આટલાં વર્ષે પહેલીજ વાર ઉમળકો અનુભવતું તેનું હૃદય ધરતી માર્ગ આપે તો સમાઈ જવાને તૈયાર થઈ રહ્યું. તેની આંખે અંધારાં આવ્યાં અને ચકર ચકર થતા મગજે તે પાછલા વાડામાં લાકડાં લેવા ચાલી.

આંધળા રામજી ડોસાએ ઢોલીઆ ઉપર બેઠાં બેઠાં ભવાનજીનો અવાજ સાંભળ્યો. "બેટા ! આયવો ?" તેમના એ સ્વરમાં પુત્ર-વાત્સલ્યના અનેકાનેક ભાવ હતા.

"હા બાપા ! આ મારા મિત્ર દયાળજીને જોડે લેતો આવ્યો છું. બહુ વિદ્વાન માણસ છે. આફ્રીકામાં એ ગયે વર્ષે મારી જોડે હતા, અને મુંબાઈ મળી ગયા એટલે કહ્યું કે ચાલો, પંદર દહાડા સાથે ગમ્મત કરીશું."

"ઠીક કયરું, બેટા. ભાઈ! અમે તો ગામડાના માણહ, અમને હેરની રીતભાત નો આવડે પણ ઘર તમારું હમજજો અને જે જોઈએ તે માંગી લેજો." ડોસાએ ખરા ભાવથી વિવેક કર્યો. દયાળજી આ ભાવ જોઇ નમ્ર થયો.

"હા કાકા, હું જરાયે શરમાઉં તેવો નથી.તમે નિશ્ચિંત રહેજો."

તે દિવસથી દયાળજી અને ભવાનજીની જોડી ઘરમાં વસવા લાગી. માળીઆ વગરનું ઘર હોવાથી બને મિત્રો ઓશરીમાં ઢોલીઓ ઢાળી બેસતા અને એમની જોડે વાતો કરે એવા ગામમાં કોઈ બહુ

ન હોવાથી એકલા એકલા જ આખા ગામની, દેશની, પરદેશની, રાજ્યની, ધર્મની, સમાજની, રીવાજની, રુઢિની મનફાવે તેવી વાતો કરતા. એમની વાતોના સ્વર રાંધતાં ને કામ કરતાં નિર્મળાના કાનમાં પેસતા તે ધ્યાન દઈ સાંભળતી. બુદ્ધિશાળીઓના વર્ગમાં એમના અભિપ્રાયો કે વાતોને વજન મળે એવુ ન હતું અને એમની દૃષ્ટિ-મર્યાદા પણ ઘણી સાંકડી હતી, પણ નિર્મળાનો તૃષાતુર આત્મા ચાતક પક્ષી સ્વાતિબિંદુ ઝીલે એટલા રસથી એ વાતોને ઝીલતો. તે ગુપચુપ મુંગી મુંગી પોતાનું કામ કરતી. કદી આ મિત્રોની પાસે આવવાની પણ હીંમત ધરતી નહીં; અને નોએ બ્હારની વિશાળ દુનીઆ સાથે તુટેલો સંબંધ ફરી વાર જોડાયો હોય તેમ તેને એક પ્રકારનું સુખ એમની વાતો દૂરથી સાંભળતાં લાગતું.

નિર્મળા એક દિવસ પાણીના બેઢા ભરી ઘરમાં આવતી હતી. દયાળજી ઓશરીમાં ઢોલીઆ પર આડો પડી એક અંગ્રેજી પુસ્તક વાંચતો હતો. ભવાનજી ત્યા નહતો

નિર્મળાને જોતાં દયાળજીએ ઉંચુ જોયું. “ભાભી! ભવાન ક્યાં ગયો?” તેણે પહેલી વખત નિર્મળા સાથે વાત કરવાનો પ્રયત્ન કર્યો.

નિર્મળા ગુંચવાઈ વર્ષોની કોઈની સાથે ન બોલેલી જીભે બંડ કીધું. “ઈહાં ઓહે આટલામાં—જંગલ ગયા ઓહે.” તે બોલતાં બોલી પણ પછી પસ્તાઈ. તેણે ઘરમાં જવા માંડ્યું.

“ભાભી! કોઈ ખાતું નથી. આમ નાસાનાસ શું કરો છો?”

નિર્મળા જરા અચકાઈને ઉભી રહી “તમારી તો મેં ઘણી વાતો સાંભળી હતી અને તમે તો આ ગામડામાં ગામડીઆ જેવાં થઈને રહ્યાં છો.”

એક ઉંડો નિઃશ્વાસ નિર્મળાના મુખમાથી અજાણ્યે નીકળી ગયો. “ભાઈ! એ વાત હું કામની? હું તો હવે મરી રહી હમજો.” તેની આંખમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યા.

" એમ ઓછું શું આણો છો ભાભી? તમારા જેવાએ તો આપણી કોમનો ઉદ્ધાર કરવા બહાર પડવું જોઈએ. તમે એક કામ કરો તો? મુંબાઈમાં 'મહિલાઆરામ' નામની સંસ્થા છે તેમાં થોડા દિવસ જઈને કેમ રહેતાં નથી? તમારું જ્ઞાન પાછું તાજું થશે ને તમે ઉપયોગી જીવન ગાળી શકશો." સામેથી ભવાનજીને આવતો જોઈને તેણે ઉમેર્યું: "ભવાનજી! હુ ભાભીને કહુ છું કે તમે મહિલાઆરામમાં જઈને રહો તો કેવું?"

ભવાનજીએ જરા શંકાથી બનેના સામુ જોયું નિર્મળા સામે જોઈ તે જરા તિરસ્કારથી હસ્યો. " ખાસી વાત! ભાભી હવે મહિલાઆરામને લાયક રહ્યા નથી. એમનો આત્મા આ છાણવાસીદા-મા ખુપી ગયો છે" એનું ક્રૂર હાસ્ય નિર્મળાને ડારી રહ્યું.

આ પળે જીભ કચરીને નિર્મળાને મરી જવાનું મન થયુ. પોતાની ભયંકર અવદશાનો સામટો ખ્યાલ તેને એક વિપળમાં થયો ને ગયો. તે વધારે થોભ્યા વગર નીચી વળી ઘરમાં પેઠી. પાછળથી આવતા બે મિત્રોના હસવાનો અવાજ તેના કાનમાં ગણગણ્યા કર્યો. આખા–ભર્યા જગતમાં પોતાનું કોઈ નથી એ ભાન એને એ ટાણે તીવ્ર થયુ. ત્રાસદાયક નિર્જનતા તેના અંતરના ખુણે ખુણામાં પ્રસરી રહી.

૪

જે નિશ્ચય આખા દસ વર્ષમાં નિર્મળા ન કરી શકી તે ભવાનજીના ક્રૂર હાસ્યે પ્રેરાઈ તેણે પળભરમાં કર્યો. તેણે ભુવાસણ ગામ છોડવાનો દૃઢ સંકલ્પ તે જ ઘડીએ પોતાના મન સાથે કર્યો.

રાત્રે સૌ જંપ્યા ત્યારે તેણે પોતાની નાનીશી બચકી બાધી. થોડાં લુગડાં ને જન્મારાનુ સાચવી રાખેલુ પાચ સાત રુપીઆનું પરચુરણ ને પાંચ પચીસનો રુપાનો ઝીણો ઝીણો દાગીનો એટલી એની તે વખતની પુંજી હતી.

બચકી હાથમાં લઈને પાછલે બારણેથી બહાર પડીને વંડી

કુદી રસ્તા પર આવી તેના કઠણ થઈ રહેલા પગોને ખરબચડી ભોંય કે અંધારા રસ્તા નડયા નહીં. સવાર પડતાં પહેલાં તો તે બારડોલી સ્ટેશને જઈ પહોચી. એણે મુંબાઈની ટીકીટ કઢાવી અને ગાડી આવતાં જે પહેલો થર્ડ કલાસનો ડબો તેના જોવામાં આવ્યો તેમાં જઈને તે બેઠી.

ગાડી ઉપડી પણ સાથમાં બેઠેલા ઉતારુઓ તરફ જોવાની એને ફુરસદ કે હીંમત નહતાં. તેણે બારી બહાર જોયા કર્યું અને પોતાના ભાવિનો વિચાર કરવા માંડયો. ગાડીમાં બેસતાં સુધી ઉશ્કેરાટમાં પોતે ભરેલાં પગલાંની ભયંકરતા તેને સુઝી નહોતી તે હવે ગાડીની ગતિ જેટલા જ વેગથી તેના મગજમાં ઉભરાઈ. તેને વર્ષો પહેલાં જોએલુ મુંબઈ સાંભર્યું. પોતે મુંબઈ એકલી જઈને કયાં જશે ? શું કરશે ? કોઈનું ઓળખાણ નહોતું. પાસે પૈસાએ નહોતા. ને હોય તોએ તેના જેવી અજાણી સ્ત્રી મુંબઈ જેવા મોટા શહેરમાં કયાં ને કોને આશરે જાય ? તેની આંખમાંથી બોર બોર જેવા આંસુ સરી પડયાં. તેનાથી હીબકાં પણ લેવાઈ ગયાં.

સામેની સીટ પર એક ધોળા ખાદીના વસ્ત્રો ને ખાદીની ટોપી પહેરી ગાંધીપંથી સ્વયસેવક બેઠો હતો. તેણે નિર્મળાની સ્થિતિ જોઈ સ્વાભાવિક દયાથી તેણે પુછ્યું, “ બાઈ ! કયાં જાઓ છો ? ”

નિર્મળા પ્રશ્ન પુછનાર તરફ ચમકીને જોઈ રહી. એણે પોતાનાં આંસુ લુછી નાખ્યાં. પોતાના તરફ કોઈ સહાનુભૂતિ દર્શાવે છે એ જોઈ અત્યંત દુઃખમાંએ એનો આત્મા પ્રસન્ન થયો. તેણે વિશ્વાસથી કહ્યું: “ મુબઈ. ”

“ તમારા ત્યાં કોઈ સગાંવહાલાં રહેતાં હશે ! ” સ્વયંસેવકે ફરીથી પુછ્યું.

“ ના ભાઈ ! મારુ ત્યા કોઈ નથી ” ફરી તેની આંખમાં આંસુ ભરાયાં.

સ્વયંસેવકનું અંતર દયાથી દાઝયું.

" બહેન ! ત્યારે તમે કોને ઘેર જાઓ છો ?"

" પરમેહરને આહરે, ભાઈ! "

આવી એકલી યુવાન અબળા વગર કારણે મુંબઈ એકલી જાય એ વાતમાં સ્વયંસેવકને વધારે કૌતુક લાગ્યું. એણે ધીરે ધીરે નિર્મળા પાસેથી બધી હકીકત કઢાવી લીધી. સંસ્કૃતિની શોધમાં આ નિર્બળ નારી વિશાળ ભવરણમાં એકલી નીકળી હતી એ વિચારે એના અંતરમાં પૂજ્યભાવ ઉભરાયો. એણે ધીરે રહી ઉમેર્યું, " બહેન ! મહિલાઆગામ તો મેં જોયું છે. હું તમને ત્યાં મુકી આવીશ."

" તમારો પાડ માનું, ભાઈ." એના મુખ પર પહેલીજ વાર ઘણે વર્ષે સહેજ સ્મિત ફરક્યું. એની નિરાશા જતી રહી તેણે વિશ્વાસથી પોતાના નામઠામ સાથેની જીવનકથા કહેવા માંડી. એમાં રહેલી સરલ કરુણતા સ્વયસેવકના અંતરને પલાળી રહી.

૫

નિર્મળાને મહિલાઆરામમાં આવ્યે ત્રણેક માસ વીતી ગયા. એ આવી ત્યારે એની હોંસનો પાર નહોતો. બતાવેલી દરેક વસ્તુ તે તત્પરતાથી કરતી. ગામડાનું ખડતલ શરીર હોવાથી કામ કરવાની તેને ચોરી નહોતી. અન્ન જાડું પાતળું મળે તેનાથી એને અસંતોષ નહોતો. પોતાનું ભણતર તાજું કરવાની–ઉચ્ચારો સુધારવાની પણ તે બને તેટલી મહેનત લેતી. આ ત્રણ માસમાંએ તેની બોલીચાલીમાં ફેર પડવા માંડયો હતો.

પણ આવી કામ કરે એવી સુંદર ચાકરડી મળે તેને ભણાવવાની કોને પરવા હોય? કામ કરે તેને માટે કરવાનાં કામોની ખોટ નથી હોતી, અને નિર્મળાની પાછળ તો પુછનાર કે તેની વારે ધાનાર કોઈ ન હતું કે તેનો વિકાસ થયો કે નહી તે વિશે ખબર રાખે.

સંસ્થાનું અનાજ ખાય ને સંસ્થાનું કામ કરે તેમાં કૈં ઉપકાર ? અને આવી ગામડીઅણને હોઈ હોઇને આત્મવિકાસની કેટલી ભુખ હોઈ શકે ?

નવા કામમાં, નવા વાતાવરણમાં પહેલાં પહેલાં તો નિર્મળાને કંઈ લાગ્યું નહીં ઉલટો ફેરફારથી તેને રસ પડવા માંડયો. તેણે પોતાનાં લુગડાં પહેરવાની રીત બદલી. બોલીચાલી સુધારવા માંડી. દરેકને મદદરૂપ થઈ પડવાની તત્પરતા દાખવવા માંડી. અને છેક મુંગી થઈ ગઈ હતી તે હવે કોઈની સાથે વાત કરવાની તક મળે તેની વાટ જોવા માંડી.

પણ વિકાસની શોધમાં નીકળે તેનાથી 'આટલે જ અને આથી આગળ નહીં' એવું બંધન સ્વીકારાય નહીં. દિવસે દિવસે નિર્મળાની ભણવાની હોંશ વધવા માંડી, પણ મહિલાઆરામ તેની હોંસ સંતોષવાનું સ્થાન ન હતું. સંસ્થાના ચાલકો નિરાધાર સ્ત્રીઓને રાખતાં એ કૈં જેવો તેવો ઉપકાર ન હતો અને એવી સ્ત્રીઓએ ભણવા કરતાં સંસ્થાને ઉપયોગી થવાની પહેલી ફરજ હતી.

આરામનું વાતાવરણ પણ આરામના સસ્થાપકોની અનેક શુભેચ્છાઓ છતાં કોણ જાણે શાથી નાની નાની ઈર્ષ્યાઓ અને કલહોથી સદા દૂષિત રહેતુ. અજ્ઞાન સ્ત્રીઓના સસ્કાર સુધારવા, તેમના જીવનને ઉપયોગી બનાવવાં, તેમના અંતરમાં આદર્શ અને કલામયતા ભરવાં, દેશને માટે સેવિકાઓ તૈઆર કરવી એવો એવો ઘણો ભલો ઉદ્દેશ આરામના ચાલકો રાખતાં પણ ઉદ્દેશ રાખવો એ એક વાત છે, અને તેને આચરણમાં ઉતારવો એ જુદી વાત છે. કાં તો જરૂર ન લાગતી હોય તેમાં પણ એ સંસ્થાના આદર્શો આદર્શો જ રહેતા. તેમાં વસતી સ્ત્રીઓના જીવન માનવતાના કાટલામાં એક તસુભરે ઉંચાં ભાગ્યેજ આવતાં.

નિર્મળાને આ ત્રણ માસમાં આરામમાં વસવાની નવીનતા ઘસાઈ ગઈ હતી. હજી સુધી તેણે અભ્યાસ માટે એકે ધોરણમાં પ્રવેશ કર્યો નહતો. ભુવાસણના શાંત વાતાવરણવાળા ઘરમાં જેટલી

હતી તેટલી શાંતિ પણ આ સ્થળે તો હરાઈ જતી લાગતી હતી. આરામની મુલાકાતે આવતાં સખ્યાબંધ સુશિક્ષિત સ્ત્રી–પુરૂષોને તે જોતી અને તેથી અગ્નિમાં ઘી હોમાય તેમ એમના જેવા થવાની તેની ઇચ્છા સદાએ પ્રજ્વલિત રહેતી. અને આ સંસ્થામાં રહીને તો બાર વર્ષે પણ આવાં થવાશે કે કેમ એની શંકા ધીરે ધીરે એના મનમાં ઉત્પન્ન થતી જતી હતી.

એક બીજી વાત પણ એને અકળાવતી. ભુવાસણમાં કૈં નહીં તો એના પર દ્વેષભાવ તો કોઈ નહોતુંજ રાખતું. એની કાર્યતત્પરતાને લીધે રખે એ ઉપરીઓની માનીતી થઈ જાય એ બીકે ઘણી આરામવાસિનીઓનો દ્વેષ એના તરફ ક્યારનો શરુ થઈ ગયો હતો. ધીરે ધીરે એના નામની ખરી ખોટી ફરીઆદો ઉપરીઓના કાને પહોંચવા માંડી. એની ખોડો ને દુર્ગુણો શોધાવા લાગ્યા. નાસી આવેલી સ્ત્રી તરીકે એના તરફ સ્થાને કે અસ્થાને ટોણા ને તિરસ્કારનો વર્સાદ શરુ થયો.

નિર્મળા ગુંગળાઈ ગઈ. એની નિરાધારી ને નિર્જનતા સહસ્ત્ર ગણાં વધી ગયાં. એને રડવાને માટે કોઈ ખુણો નહતો. ફરીઆદ કરવાને માટે કોઈ ઓળખીતું સુદ્ધાંએ નહતું. એનો અસંસ્કારી ગણાતો છતાં સંસ્કારી આત્મા આ સ્થિતિની સામે કળકળી ઉઠ્યો. સંસ્કારની શોધમાં તે ઘરની ઉઠી શહેરમાં આવી પણ અહીંથી જવાનું કોઈ સ્થળ નહતું. તેણે થાકીને, અકળાઈને જીવનમાં જે એકજ માણસે તેને મદદ કરી હતી તે સ્વયંસેવક કીકુભાઇને કાગળ લખ્યો:

"ભાઈ! મને અહીંઆ ગોઠતું નથી. કોઈ ઠેકાણે વાસણ માંજવાએ રખાવી આપશો તો તમારો ઉપકાર જન્મેજન્મ નહીં ભુલું." તેણે આ કાગળ અમદાવાદમાં આશ્રમને સરનામે લખ્યો.

એ આશાથી કે આવો પરોપકારી માણસ મહાત્માજીનાં ચરણો શીવાય બીજા કોઈ સ્થળે વસે નહી

દિવસ પર દિવસ વીત્યા. ન નિર્મળાનો અભ્યાસ વધ્યો, ન

એનું કોઈ મિત્ર થયું કે ન ફીકુભાઈનો જવાબ આવ્યો. એક સવારે આરામના તંત્રાધિકારિણી માતાજીનું તેને તેડું આવ્યું. માતાજી પોતાના પર પ્રસન્ન થયાં હશે એ વિચારે હરખાતી નિર્મળા ધ્રુજતે પગે માતાજીની ઓફીસના મેડા ઉપર ચઢી.

ઓફીસમાં માતાજી એકલાં નહોતાં પણ બીજી શિક્ષિકાઓ અને થોડી આશ્રમવાસિનીઓનું જુથ એમની આસપાસ વીંટળાઈને બેઠું હતું. નિર્મળાને પોતાની આશાનાં પુર અગમ્ય રીતે ઓસરતાં લાગ્યાં.

માતાજીએ થોડી મીનીટ ગંભીર ચહેરે નિર્મળા સામે જોયાં કર્યું. "બાઈ! તને એક વાત પુછવા બોલાવી છે." તેમણે ધીરે રહી ઉમેર્યું: "આપણા આશ્રમની ઉજળીબાઈની પેટીમાં પાંચ રૂપિયા મુકેલા હતા તે જડતા નથી. તું કંઈ જાણે છે?"

નિર્મળાને આ પ્રશ્નનો અર્થ પુરેપુરો સમજાયો નહીં. "ના, માતાજી! હુ કયાંથી જાણુ?"

માતાજીએ સ્વરમાં સખ્તાઈ વધારી. "બાઈ! આ રુપીઆ પેટીમાં મુકયા ત્યારે તું એની ઓરડીમાં હતી ને તેં એને મુકતા જોયાં હતાં, એમ એ કહે છે." માતાજીએ આસપાસના મંડળ તરફ સૂચક રીતે જોયું એમાનાં ઘણાંખરાંએ એવીજ સૂચકતાથી ડોકું ધુણાવ્યું.

"ના, માતાજી! હું કશું જાણતી નથી. એમણે પેટી ઉઘાડી હતી ખરી, પણ મેં એમને રુપીઆ મુકતાં જોયાં નથી." નિર્મળાના અંતરમાં બીક પેસવા માંડી. તે સમજી શકી કે તેના ઉપર ચોરીનો આરોપ મુકાતો હતો. પોતાને કોઈ ચોર ધારે? એની આંખ રડું રડું થઈ રહી.

"બાઈ! એ પૈસા તેં લીધા એવો તારા ઉપર આરોપ છે," ન્યાયાધીશ કરતાંએ વધારે આડંબર માતાજીના શબ્દોમાં હતો: "માટે ભુલ થઇ ગઈ હોય તો કબુલ કરી દે, નહી તો પરિણામ સારું નહીં આવે." માતાજીએ ફરી પોતે કહ્યું તે ઠીક કર્યું કે નહીં તે જોવા

આસપાસ જોયુ. કોઈના મુખપર માતાજીના શબ્દોની યોગ્યતા વિષે શંકા નહોતી

નિર્મળા ચોધાર રડી પડી "માતાજી! કશું નહીં ને મારા પર ચોરીનો આરોપ મુકો છો ? મેં લીધા હોય તો તમે કહો એવા સોગન ખાઉં. હું આ વાતમાં કૈં જાણુતી નથી "

"બાઈ! માની દે, નહીં તો પરિણામ સારું નથી." એક બીજી અધિકારીણીએ પોતાના શબ્દોના નૈતિક બળથી માતાજીને મદદ કરવાના ઉદ્દેશથી આ શબ્દો ઉચ્ચાર્યા. "માતાજી ! આવા લોકો એકદમ નહીં માને. એમને તો પ્રસાદ જોઇએ. આમ પૈસા ચોરાય તો આપણા આરામની આબરુ કેટલી હલકી પડે ?"

એક ત્રીજા બાઈ ઉઠયાં. "બાઇ ! માની દે, નહીં તો આ સોટી જોઈ છે !"

નિર્મળાનાં આંસુ સુકાઈ ગયાં. તે ભયથી ત્રસ્ત નજરે એ બાઈ ને એની સોટી સામે જોઈ રહી.આખું મંડળ,હવે એ ઠેકાણે આવશે એમ માની મલકાયું.

"શું મને મારશો? મેં ચોરી નથી કરી તોએ મને મારશો ? તમે આવો જુલમ કરી આ સંસ્થા ચલાવો છો ?" ત્રાસેલી નિર્મળાને શું બોલવું તેનુ ભાન ન હતું.

"જો મોટી સસ્થાના જુલમની વાત કરવા નીકળી છે ! નાસી આવી તેને આટલા દિવસ પાળીપોષી ને મફતનું ખવડાવ્યુ તેનું કૈં નહીં. આપી દે છે કે નહીં ? નહીં તો જોયા જેવું થશે." શબ્દોની સાથે એક લાકડી નિર્મળાના શરીર ઉપર ઝપેટાઈ. એક ચીસ પાડી નિર્મળા ભોંય પર બેસી ગઈ.

આજ પળે કીકુભાઈ ઓફીસમાં નિર્મળાની ખબર લેવા દાખલ થયો. એ મુંબઈ આવ્યો અને સ્વાભાવિક જીજ્ઞાસાથી પોતે મુકેલી બાઈની શી દશા થઈ તે તે જોવા આવ્યો હતો. ઓફીસમાં પેસતાંને

વાર પોતાની સામેનું દૃશ્ય જોઈ તે આભો બન્યો. " નિર્મળાબહેન, શું થયું? આ બધું શું છે?"

એને–બહારના માણસને–જોઈને બધાં ચડી ચુપ થઈ ગયાં. નિર્મળા બીધેલી હરણીની માફક ફીકુભાઈના પગ આગળ આવીને પડી. " ભાઈ! મને બચાવો. આ બધાં મારા પર ચોરીનું આળ મુકે છે." એનાં આંસુ ખાળ્યાં ખળાતાં નહોતાં.

ફીકુભાઈનો મીજાજ ગયો. નિર્મળાનાં સરલ આત્માનાં જે દર્શન એણે મહિનાઓ પહેલાં થોડા કલાક ગાડીમાં કર્યા હતાં તે નિર્મળા ચોરી કરે એમ તેનાથી માની શકાયુંજ નહીં. તેણે કડકાઈથી કહ્યું, "માતાજી! સંસ્થા આવી રીતે સોટીઓ મારી ચલાવો છો? આ બહેને ચોરી કરી હોય એમ તો હું માનતોજ નથી. પણ ચોરી કરી હોય તોપણ આમ ન્યાય હાથમાં લેવાનું કામ તમારું નથી."

માતાજી કંઇ બોલવા ગયાં પણ એમના ગળામાંથી શબ્દ નીકળ્યો નહીં. એમનું આખું મંડળ પણ સ્તબ્ધ હતુ ફીકુભાઈએ નિર્મળાને ઉઠાડતાં કહ્યું, " બહેન! ચાલ આ સ્થળ તારે રહેવા લાયક નથી. આટલી મોટી દુનીઆમાં તને ક્યાંય પણ દાળ રોટલો તો મળી રહેશે"

નિર્મળા મુંગી મુંગી આંસુ લુછી ઉભી થઈ. એણે માતાજીને છેલ્લા પ્રણામ કર્યા અને એ અને ફીકુભાઈ બને બારણામાંથી બહાર પડયાં.

૬

ફીકુભાઈનો સાત્વિક ક્રોધ નિર્મળાને છોડાવતાં તો છોડવી ચાલ્યો પણ મહિલાઆરામમાંથી બહાર પડયા પછી એને લઈને ક્યાં જવું તે તેને સુઝયું નહીં. પોતાનું ઘર મુંબાઈમાં હતું નહીં, અને હોય તોએ પોતાના જેવો સ્ત્રી વગરનો એકાકી માણસ આવી અજાણી સ્ત્રીને ઘરમાં લઈને કેમ જાય? છેવટે વિચાર કરી કરી એણે પોતાના એક ઓળખીતા શેઠની પાસે એને મુકી આવવાનો નિશ્ચય કર્યો.

એ નિર્મળાને લઈને લલિતા શેઠાણીને ત્યાં ગયો. " બહેન!

મારે તમારું એક કામ પડયું છે. હું આ અનાથ સ્ત્રીને તમારે ત્યાં મુકવા આવ્યો છું. એનું કોઈ નથી. તે મારી એક ધર્મની બ્હેન જેવી છે. તેને રાખશો તો મારા ઉપર ઉપકાર થશે."

શેઠાણીએ નિર્મળાને પગથી માથા સુધી નીહાળી. તેનો ગરીબડો દેખાવ એમને પસંદ પડયો. એમને ત્યાથી હાલ રસોઇઓ પણ નાસી ગયો હતો. "બાઈ! રસોઈ કરતાં આવડે છે?" તેમણે પુછ્યું.

નિર્મળાએ ડોકું ધુણાવી હા પાડી.

"ફીકુભાઈ! કશી ફીકર કરશો નહીં. એને મારે સાં રાખી જાઓ. મારે ત્યાં રસોઈપાણીના કામમાં મદદ કરશે તો મને કૈં ભારે નથી પડવાની. હું થોડોઘણો પગાર પણ એને આપીશ."

શેઠાણીના શબ્દો સાંભળી ફીકુભાઈ નિશ્ચિંત મને નિર્મળાને ત્યાં મુકીને ગયો.

નિર્મળાના કામગરા સ્વભાવને માટે શેઠાણીને ત્યાંનું કામ ઘણું વધારા પડતુ નહતું તેણે બને તેટલી રીતે શેઠાણીને પ્રસન્ન કરવા માંડયાં. એ એમને દરેક કામમાં ઉપયોગી થઈ પડતી અને સાથે સાથે રાત્રીને વખતે પોતાનો આત્મવિકાસ સાધવા તે મોડે સુધી વાંચતી. મોટા ઘરમાં ઘરનાને નિરુપયોગી પણ બીજાંઓને ઘણી ઉપયોગી થઈ પડે એવી ચોપડીઓનાં કબાટો ભરેલાં હોય છે અને શેઠને ત્યાં પણ એવા પુસ્તકોની ખોટ નહતી.

એક વર્ષ દિવસ નિર્મળા આ ઘરમાં નીરાંતે રહી અને એટલામાં તેનામાં ફેર પણ ઘણો પડયો. તેનુ જ્ઞાન વધ્યુ. જરા મોટી દુનીઆ જોવાથી તેની સુઘડતા વધી. તેના શરીરનાં રુપરંગ પણ ખીલ્યાં. વર્ષ પહેલાંની નિર્મળા આ હશે એવુ કલ્પવાનુ પણ જરા અઘરું પડે એમ હતુ

પણ ગરીબના નસીબ ઘણુખરું ગરીબ જ હોય છે. શેઠાણીને નિર્મળાનો વિકાસ ઘણો છલછલાટ ભરેલા અને ખુચે એવો લાગ્યો.

અને આધેડ વયના શેઠને શેઠાણી શીવાય બીજી સુઘડ સ્ત્રી રોજ ઘરમાં જોતાં જોતાં વિકારવાસના જાગી અને પરિણામે ઘણા અણગમતા સંયોગોમાં નિર્મળાને શેઠનું ઘર છોડવું પડયું.

દુઃખ ખમી ખમીને પણ નિર્મળા ઘડાઈ હતી. એણે અહીંઆથી જવું પડે તો ક્યાં જવું એ વીશે વિચાર કરી મુકયો હતો. આખી દુનીઆમાં એની તરફ નિઃસ્વાર્થ મૈત્રી દાખવનાર એક ફોઈબાઈ હતો અને એ જો સ્વયંસેવક થઈ મહાત્મા ગાંધીના સૈન્યમાં જોડાયો હોય તો પોતે પણ શા સારુ સત્યાગ્રહના સૈન્યમાં જોડાઈ સ્વયંસેવિકા ન બને?

૧૯૨૧ નો—સત્યાગ્રહ શરુ કર્યા પહેલાનો—આ કાળ હતો. મહાત્મા ગાંધીજીનો ડંકો આખા દેશભરમાં તે વખતે વાગતો અને તેઓ યુદ્ધની તૈયારી કરવા અને લોકોને જગાડવા ગામે ગામ તે વખતે ફરી રહ્યા હતા. લોકો ઝપાઝપ ફંડમાં પૈસા ભરતા, પરદેશી લુગડાં બાળતા અને સુતરને તાતણે સ્વરાજ્ય લેવા અધીરા થઈ રહેલા હતા. રામ-રાજ્ય વીગનાં ભાષણો તે વખતે રોજ થતાં. 'નવજીવન' ઘેર ઘેર વંચાતું સૂર્ય ઉગે સૌ તારાઓ અસ્ત થાય તેમ બીજા સૌ નેતાઓના તેજ તે વખતે ઝાંખા થયા હતા. સૌ રોજ ગાંધીજીની જય પુકારતા. ખરી કે ખોટી ખાદી ખરીદવામાં ઉત્સાહ દાખવતાં અને આબાલવૃદ્ધ સર્વ એક વાર જે રાજ્યદ્રોહી વાતો ગણાતી એવી વાતો ઠામઠામ કરતા જણાતા હતા.

શેઠને ઘેર આવતું 'નવજીવન' નિર્મળા પણ રોજ વાંચતી અને ઘરમાં થતી ચર્ચાઓને ધ્યાન દઈ સાંભળતી. શેઠને ત્યાંથી નીકળ્યા પછી એણે આશ્રમમાં જવા સારુ સીધી અમદાવાદની ટીકીટ લીધી. એના જેવી એકલી સ્ત્રી દેશના આવા અણીના વખતે પોતાની જાત ને સેવા દેશને ન સમર્પે તો ક્યારે સમર્પે?

સત્યાગ્રહાશ્રમમા એ વખતે ખુબ ધમાલ ચાલતી. દેશ દેશથી રોજ નવા પરોણા ગાંધીજીના દર્શને આવતા અને એ બધાને રસોઈ કરી જમાડવા એ આશ્રમવાસીઓનું મોટું કર્તવ્ય થઈ પડયું હતું. દેશભક્તિના કાર્યમાં પડેલી સ્ત્રીઓમાંથી કોઈક જ સ્ત્રીઓ આ રાષ્ટ્રિય અન્નક્ષેત્રના યજ્ઞમાં સહાય કરવા પોતાની સેવા સમર્પી શકતી અને તેથી આવકાર આપવાનો રીવાજ આશ્રમમાં ન હોવા છતાં નિર્મળાનું આગમન આશ્રમમાં આવકારપાત્ર તો જરૂર ગણાયું હશે.

આશ્રમમાં કોઈ કોઈનું ન હતું અને છતાં સૌ આખા દેશનાં હતાં નિર્મળા પણ કોઈની નહોતી અને તેથી આખા દેશની થતાં એને મુશ્કેલી નડે એમ ન હતુ. આશ્રમમાં એ આવી અને એનો આત્મા પ્રસન્ન થયો. રાંધતાં રાંધતાં અને રેંટીઓ કાંતતાં તે અત્યાર સુધી એને ઘણી અપરિચિત એવી વાતો સાંભળી શકતી. વારવાર મહાન દેશનેતાઓનાં દર્શન કરવાનો એને સુયોગ મળતો. સરલાદેવી ચોધરાણીનો મીઠો કંઠ અને હીંદના બુલબુલની ભભકતી વાણી તે પાસેથી સાંભળી શકતી. બડેભાઈ છોટેભાઈના પ્રચંડ હાસ્યધ્વનિ ત્યા વારવાર ગાજતા અને માનવ સમુદાયનો અગણિત વહેળો નિર્મળાને સ્પર્શ્યા વગર અને છતાં એના અંતરમાં તરંગ જગાડતો ત્યાંથી દરરોજ પસાર થતો.

રાત્રે નદીકાઠે આશ્રમની ભજન મંડળી જામતી. અણગણ્યા તારાઓનો ચંદરવો કે એકલા ચંદ્રમાનો લખલખાટ સાબરમતીના નીરમાં પ્રતિબિમ્બિત થતો. સાબરમતી ધીરે ધીરે વહેતી ન હોય એમ વહેતી અને તાપડાંઓનાં પાથરણાં પર બેસી નાનુંશું સ્ત્રી પુરુષોનું વૃંદ ગીતાના શ્લોકો બોલતું અને ભજનની કડીઓ ઝીલતું. આખા દિવસની થાકેલી નિર્મળા આત્મામાં નવા અમૃત ઝીલતી હોય એમ ખુણામાં ટુંટીઉં વાળી બેસતી અને નિર્જન ભૂતકાળ ઉપર છેલ્લો પડદો પડયો હોય એવું અનુભવતી.

તે પછીનું એકાદ વર્ષ નિર્મળાએ પરિશ્રમમાં ગાળ્યું. અમદાવાદની શેરીઓમાં તે ખાદીની ધજાઓ પર લખેલા મુક્તિમંત્રો લઈ સરઘસોમાં જતી, ઉઘરાણા કરતી. સાબરમતીની રેતીમાં મળતી પ્રચંડ માનવ મેદનીમાં એક કણ રુપે તે સામેલ થતી અને બારડોલીના આશ્રમમાં રસોઈ કરનાર ખુટતાં ત્યારે રાંધવા જતી. આવા મોટા સઘમાં ઘણીવાર નાના રાગદ્વેષો ઉભરાતા, પણ પોતાની જાતને તેથી અલિપ્ત રાખવા તે બને તેટલો પ્રયાસ કરતી.

ત્યાર પછી અમદાવાદમાં કોંગ્રેસ ભરાઈ અને બારડોલીમાં સત્યાગ્રહ આદરવાનો થયો. પણ ચૌરીચોરાનો હત્યાકાંડ થયો, સત્યાગ્રહ બંધ રહ્યો, ગાંધીજી પકડાયા, એ બધી બીનાઓ એક પછી એક ઝડપથી બની. નિર્મળાએ આ બધો વખત રાષ્ટ્રિય સૈન્યની સેવિકા તરીકે કામ કર્યું અને સમુદ્રમાં પડેલું તણખલું મોજાં અને પવનના પ્રત્યેક આઘાતે આમથી તેમ ઝોલાં ખાય તેમ એ પણ એક મહાન વ્યક્તિએ ઉપજાવેલા ઝંઝાવાતમાં આમથી તેમ ઝોલાં ખાઈ રહી. એક રેતીના કણ કે તણખલા કરતાં તેની કીમત વધારે ન હતી.

ગાંધીજી પકડાય ત્યાં સુધી તો બીનાઓ એટલી ઝડપથી બનતી કે કોઈને કશો વિચાર કરવાનો વખત જ નહતો અને તેમ નિર્મળાને પણ ન હતો. પણ તે પછી જેમ જેમ દિવસો ગયા તેમ તેમ રાષ્ટ્રીય સૈન્યમાં અવ્યવસ્થા પેઠી. આવડા મોટા માનવ સમુદાયને ગ્રથનાર કોઈ પચંડ કાર્યની સાંકળ ન હોવાથી એના દરેક અંકોડા ધીરે ધીરે છુટા પડવા માંડયા. દબાઈ રહેલા અંગત રાગદ્વેષોની જ્વાલાઓ બહાર નીસરી અને તેની ઝાળ ઘણા ઘણા જણને બાળી રહી. સત્યાગ્રહીઓની દીવાલ ભેદાઈ અને એ દીવાલનું કોઈ એક ઝીણું સરખું બાકોરું પુરતી નિર્મળા એ દીવાલ પડતાં છુટી પડી પોતાના અસલ સ્વરુપે એકલા પત્થરના કણ રૂપે બની રહી.

૭

નિર્મળાનું જીવન કશીએ દિશાના લક્ષ્ય વગર ભરદરીએ ઝોલા ખાતી નાવડીના જેવું હતું પોતાની જીંદગી રચવામા એનો પોતાનો ફાળો બહુ થોડો હતો. તે પરણી તે અકસ્માત, વિધવા થઈ તે અકસ્માત, કીકુભાઈ મળ્યો તે અકસ્માત, મહિલાઆરામ, લલિતા શેઠાણી ને ગાંધીજીનો આશ્રમ—એ સૌ એને માટે તો અકસ્માતની પરંપરા જ હતી

સત્યાગ્રહની સેના ધીરે ધીરે વીખરાવા માંડી. રોટલા ખાવા માટે આશ્રમમાં પડી રહેવું અને કામમાંથી પરવારી રેંટીઓ કાંતવો તે શીવાય કશું કર્તવ્ય નિર્મળાને માટે રહ્યું નહીં. જે કૃત્રિમ ચેતન એક વ્યક્તિના સામર્થ્યે આશ્રમમાં ઉત્પન્ન કર્યું હતું તે એ વ્યક્તિની ગેરહાજરીમાં અદૃશ્ય થવા માંડ્યું. રહ્યું માત્ર નિશ્ચેતન જડતાનું સામ્રાજ્યઃ જેમાં રેંટીયો કાંતવો અને ચાર વસ્તુઓ ખાવી કે પાંચ એ વીશેના નિરર્થક વાદવિવાદો શીવાય બહુ થોડી જ વાતોને સ્થાન હતું. ખાસ કરીને આશ્રમના સ્ત્રીવર્ગને માટે તો આથી બીજું કશું હતુ જ નહી.

નિર્મળા પણ એક સ્ત્રીઃ આશ્રમમાં કુટુંબીઓની સાથે વસનારી નહીં પણ એકલી; ને અંગ્રેજ નહીં પણ હીંદુ. આવી સ્ત્રીને માટે આશ્રમમાં શુ સ્થાન? અને એના વિકાસનું સાધન પણ ત્યાં શું હોય?

નિર્મળાનો આત્મા આશ્રમના જીવનમાંથી ઉડવા માંડ્યો. ઘણા માણસોમાં વસવા છતાં ન એના આત્માની નિર્જનતા ગઈ કે ન એની જ્ઞાનપિપાસા ભાગી

અથડાઈ અથડાઈ ને તેનામાં હવે નિરાશાનો સંચાર થવા માંડ્યો. પોતે શું માંગે છે તેની એને ખબર નહોતી, પણ પોતે જે માગે છે તે એને મળતું નથી એવું ભાન એને ક્ષણે ક્ષણે રહ્યાં કરતું. એને દરેક કર્તવ્ય અર્થ વગરનુ લાગવા માંડ્યું. શા માટે વહેલાં ઉઠવુ?

શા માટે રેંટીઓ કાંતવો? શા માટે વૈતરું કરવું? પેટ ભરવા! પેટ ભરવા! પેટ તો ભુવાસણમાં ભરાતું નહોતું?

વિચારની અસર આચારમાં ઉતર્યા વિના રહેતી નથી અને નિર્મળાના બડખોર થએલા મને તેની પાસે આશ્રમના નિયમો તોડાવવા માંડ્યા. આશ્રમના નિયમો તોડે તેને માટે આશ્રમમાં સ્થાન ન હોય.

એક સવારે તેને આશ્રમમાંથી રજા મળી. ઉપર આભ ને નીચે ધરતીની સ્થિતિ તો નિર્મળાની સદાયની હતી. કોઈ કોઈ વાર એવી પરિસ્થિતિ બહુ તીવ્ર રુપે એની સમક્ષ આવીને ઉભી રહેતી એટલુંજ. આશ્રમમાંથી નીકળી દુનીઆને કયે ખુણે જાય તેનો કશો વિચાર કર્યા વગર તે સ્ટેશન તરફ ચાલી નીકળી અને એકવાર મુંબઈ ગએલી એટલે કૈં વિચાર કર્યા વગર એણે ફરીવાર ત્યાંની જ ટીકીટ લીધી.

મુંબાઈ આવતાં તો અવાયું પણ ક્યાં જવું અને કોને ત્યાં ઉતરવું એ પ્રશ્ન નિર્મળાને માટે મોટો હતો. એને રસ્તાઓનું પણ કૈં ભાન ન હતું. પોતાની નાનીશી બચકી હાથમાં લઈ તે થોડા ઘણા માળાઓના દાદર નોકરીની શોધમાં ચઢી થાકી. ભુખ લાગે ત્યારે રસ્તામાંથી પૈસા બે પૈસાના ચણા મમરા લઈ તે ખાતી અને પાછી નોકરીની શોધમાં ચઢ ઉતર કરતી સાંજ પડતાં તો તે થાકીને લોથ થઈ ગઈ. સંસ્કારની શોધમાં ફરનારને પ્રભુ આવી શિક્ષા કરતો હશે?

રસ્તામાં આ નિરાધાર નારીનો છળ કરનારા દુષ્ટોની પણ ખોટ નહતી. જેમ જેમ સાંજ પડતી ગઈ તેમ તેમ નિર્મળાનું અંતર ભયથી કંપવા માંડ્યું રાતને વખતે ક્યાં જવું? આવા ભરવસ્તીવાળા શહેરમાં એક ઘર તેને આશરો નહીં આપે? આ શહેરમાં શું દુષ્ટોનુંજ સામ્રાજ્ય પ્રવર્તતું હતું?

ભુખી તરસી તે સાંજ પડતાં પડતાં દરીઆ તરફ આવી લાગી. હજારો માણસની મેદની ત્યાં મળી હતી. સૌ પોતપોતાના તાનમાં ફરતાં, કોઇને કોઇની પરવા પડી ન હતી એક બાંકડાપર જઈ

થાકેલી નિર્મળા બેઠી અને ક્ષણભર તેને આ દરીઆમાં પડી આત્મઘાત કરવાનો વિચાર થઈ રહ્યો. એણે છેલ્લી છેલ્લી પ્રભુની પ્રાર્થના કરવા માંડી. એના મગજમાં આશ્રમમાં રોજ સાંભળેલા ગીતાજીના શ્લોકોના ભણકારા વાગવા માંડયા.

**स्थितप्रज्ञस्य का भाषा...**

બ્હાવરી, થાકેલી, અસ્તવ્યસ્ત વસ્ત્રોવાળી નિર્મળા વિચારમગ્ન થઈ બેઠી હતી અને થોડે દૂર ઉભેલા બે દુષ્ટો તેની ચેષ્ટા કરતા તેની તરફ પણ એનું ધ્યાન ન હતું. અચાનક એક પરિચિત અવાજ સંભળાયો.

"કોણ નિર્મળાબ્હેન ? તમે અહીં ક્યાંથી ?" કીકુભાઇનો હૃદયમાં રમી રહેલો સ્વર નિર્મળાના કાનમાં અથડાયો. 'શું પ્રાર્થનાને બળે પ્રભુ કીકુભાઇને સ્વરુપે આવી પહોંચ્યા ?' એને એક ક્ષણ સંભ્રમ થયો.

"બહેન ! અહીંઆં એકલાં તમે શું કરો છો ? આ તમારી શી દશા ?" કીકુભાઇએ પાસે આવી નિર્મળાના હાલ જોતાં આ શબ્દો ઉચ્ચાર્યા. એને જોતાં નિર્મળાની આંખમાંથી ચોધાર આંસુ નીકળી પડયાં. એના કંઠમાંથી શબ્દ નીકળવો મુસ્કેલ થઈ પડયો.

"બહેન ! ચાલો, મારી સાથે ચાલો. આ સ્થાન તમારે લાયકનું નથી."

નિર્મળાએ મહા મુશ્કેલીએ આંસુ ખાળ્યાં

"ભાઈ ! તમે બબ્બે વખત મને બચાવી. હવે ઘડી ઘડી તમને ભારરૂપ થવા હું નહીં આવું. મારે માટે આ સમુદ્રનું શરણુ જ ઠીક છે."

"કૈ ગાડાં થયા, બહેન ! પણ આટલું બધું છે શું ?" નિર્મળા નહીં માને એમ જોઈ કીકુભાઈ બાંકડાપરની ખાલી જગામાં બેસી ગયો. "લલિતા શેઠાણીને ત્યાંથી તમે ગયાં તેની મને ખબર પડી હતી અને સત્યાગ્રહ વખતે તમે ઘણું કાર્ય કરતાં તે વીશેની તમારી કીર્તિ તો હું ઘણી સાંભળતો ને એ બધું મુકીને તમે આ દશામાં અહીં ક્યાંથી ?"

"ભાઈ! મારું નશીબ. બીજું શું? મારા અંતરની નિર્જનતા કાઢવા અને જ્ઞાનદીપક પ્રગટાવવા ઘર છોડી ક્યાં ક્યાં ભમી પણ ન મારી નિર્જનતા મટી કે ન મને જ્ઞાન મળ્યું. ને જીંદગી વેડફી નાંખી હું આ સમુદ્રનું શરણ શોધતી આવી પડી છું! ભાઈ, તમે કેટકેટલીવાર પ્રયત્ન કરશો?"

"બહેન! તમારી ભુલ છે. કોઈ કોઈનું જીવન સુધારી કે બગાડી શકતું નથી તો હું તો કોણ માત્ર? અને બહેન! જ્ઞાનદીપ આમ રખડે રઝળે નહીં મળે ને હજારો માણસોના સંગમાં રહેશો તોએ તમારી નિર્જનતા નહીં ફીટે. એને માટે તો તમે તમારા અંતરમાંજ શોધ કરો. યોગી જંગલમાં એકલો રહે તોએ એનો જ્ઞાનદીપ ઝગે છે અને એને કદી એકાંતની અકળામણ આવતી નથી. બહેન! સ્થિતપ્રજ્ઞ થયા વગર તમારો આરો નથી."

આશ્રમમાં ગીતાજીના શ્લોક રોજ સાંભળતાં જે જ્ઞાન નિર્મળાને નહોતુ થયું તે ચોપાટીના અણગણ્યા કોલાહલમાં સહાનુભુતિપૂર્વક ઉચ્ચારાએલા કીકુભાઈના એક શબ્દે થયુ. તે બબડીઃ

"प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदुच्यते ॥"

"એમજ બહેન! તમે તમારા અંતરની બધી કામનાઓ છોડો ને મારી સાથે ચાલો. તમારે માટે નવું કર્તવ્ય વાટ જોતું બેઠું છે. અમે એક નિરાધાર અંત્યજ છોકરાઓની શાળા કાઢી છે. તમે તેમની માતા–મુખ્ય સ્થાન શોભાવો ને એ કર્તવ્ય કરવામાં તમારા અંતરની બધી અકળામણ ઉકલી જશે. ચાલો બહેન!" કીકુભાઈ ઉભો થયો. એની માયાળુ આંખોના તેજમાં તણાતી નિર્મળા પણ લથડીઆં ખાતી ઉઠીઃ "ચાલો ભાઈ."

---

## ત્રણ ચિત્રો

### ૧

બાલ્યાવસ્થા હતી ત્યારે—

ધીરુ ને કુસુ બે પાડોશીનાં છોકરાં હતાં. બંને સાથે રમતાં, સાથે ફરતાં અને રોજ લઢતાં. એમને એક બીજા વગર ચાલતું નહીં પણ પરસ્પર ઘડી ઘડીકમાં ઘુરકા ઘુરકી કર્યા વગર પણ એમનાથી રહેવાતું નહી. ધીરૂ લેસન વાંચે તો કુસુ કહેતી, " વાંચ, વાંચ, આંખોજ ફુટી જવાની છે." ને ધીરૂ ખીજવાઇને કહેતો, " તેમાં તારૂં કૈં ગયું ? ફુટશે તો મારી ફુટશે તું છાની મરની." ને કુસુબાઈ રીસનો છણકો કરી ચાલવા માંડતાં.

કુસુ ગરબા શીખે તો ધીરૂ કહેતો, " બહુ નાચ નાચ કરવું સારૂં નહીં." ને કુસુ ગાય તો ધીરૂ કહે કે, " આખો દિવસ રાગડા શાની કાઢે છે ? કાન ફુટી ગયા." " પુમડાં ખોસ, નહીં ગમતું હોય તો." ને કુસુ એથીએ વધારે મોટા ઘાટા પાડી ગાવા મંડી પડતી.

ધીરૂને રમતમાં વાગે ને આંખમાં આંસુ આવે તો કુસુ એને બાયલો કહેતી અને રમતાં જુએ ત્યારે એને છોકરીની ઉપમા આપતી. ધીરૂ ખુબ ખીજવાતો ને પાછળ મારવા દોડતો, અને કુસુ દોડતી દોડતી " છોકરી, છોકરી " કહી એને વધારે ને વધારે ખીજવતી.

ને કમુ પટીઆં પાડે તેનો ધીરૂને સખત વાંધો હતો. તેના સ્વાભાવિક લટકાના ચાળા પાડી એ તેને ખુબ ખીજવતો. જાણે કમુ પર રોફ મારવાનો અને તેને બનાવવાનો પોતાનો જન્મસિદ્ધ હક્ક હોય તેમ તે માનતો. શેરીના બીજા કોઈ છોકરા સાથે કમુ રમે તે સામે પણ તેને મોટો વાંધો હતો. અને એ પોતે કોઈ છોકરી સાથે વાતો કરતો પકડાય ત્યારે કમુ પણ તેની સખત ખબર લેવાનું ચુકતી નહીં

આમ જેટલી વાર મળે તેમાંથી પોણો વખત તેઓ બંને લઢતાં દેખાતાં અને બાકીનો વખત એ તકરાર પતાવવામા ને એક બીજાને મનાવવામાં જતો. પણ મનાવવા જતાં ઘણીવાર ફરીવાર તેઓ લઢતાં અને એ લઢાઈઓનો પાર કે છેડો કોણ જાણે કેમ કદી આવતો દેખાતોજ નહીં.

બંનેનાં માબાપ બંનેની આ રીતથી ત્રાસતાં ને બંનેને છુટાં પાડવા ને રાખવા મથતાં. પણ આ લઢવાની આદત ધીરૂને અને કમુને એટલી બધી પડી હતી કે ગમે તે બહાને તેઓ મળ્યા વગર કે લઢયા વગર રહેતા નહી.

કમુના પિતાની નોકરી બીજે ગામ બદલાઈ ત્યાં સુધી આની આ સ્થિતિ ચાલુ રહી. પછીનાં પાંચ વર્ષ ધીરુ ને કમુ એક બીજાને મળ્યાંએ નહીં ને એકબીજાને બહુ સંભારતાંએ નહી. આટલાં વર્ષોમાં કમુ ગોરી ને ઘાટીલી કન્યા થઈને રહી ને ધીરુ કોલેજમાં વખણાતો જુવાનીઓ ગણાવા માંડયો.

૨

—યુવાવસ્થામાં—

સમુદ્રમાં વહાણો એકબીજાને ક્ષણભર મળી છુટા પડે છે તેમ સંસારના પણ ઘણા સ્નેહસંબંધો મળીને છુટા પડવા સારુ છે એમ મનાય છે. પણ ઘણીવાર એના એ સમુદ્રમાં એનાં એ વહાણો ફરી

ફરી મળે છે તેમ સંસારનાં સ્નેહસંબંધો છુટા પડી પડીને એ ફરીવાર મળે એવું ઘણીવાર બને છે. કમુ મોટી થઈ ને એની ચઢતી જુવાની માબાપને ચિંતાનુ કારણુ થઈ પડી. ધીરૂ મોટો થયો ને ઘેર શોભીતી વહુ લાવવાની તજવીજમાં તેનાં માબાપ પડયા. કોઈ પ્રસંગે અકસ્માત બધાં ભેગાં મળ્યાં. માબાપો પરસ્પરનાં સંતાનોને જોઈ રાજી થયાં વરે વહુને જોઈ, વહુએ વરને જોયો. તકરારના જુના દિવસો ભુલાઈ ગયા ને છુટો પડેલો સંબંધ આખા ભવને સારૂ પાછો સંધાયો.

કમુ રૂપ રૂપનો અવતાર, ધીરૂ ચાર માણસમાં પુછાય એવો. બંને એકબીજાને માટે મરી પડે અને છતાં જુનો તકરાર કરવાનો સ્વભાવ કૈં જાય !

"કેમ કમુ ! તું આજે મોડી કેમ આવી ? હું વાટ જોઈ જોઈને થાકી ગયો અને મારી આખી સાંજ બગાડી." ધીરૂના ગુસ્સાનો પાર નહીં.

"બાએ બેસાડી તેમાં વાર લાગી. કૈં નાસી તો નહોતી ગઈ ?" કમુ જવાબ આપવામાં ચુકે ? ને તકરાર તો ખુણામાં વાટ જોતી બેઠી હતી પરિણામે ધીરૂ ખાય નહીં, કમુ એને પુરો મનાવે નહીં ને બને ભુખ્યાં સુઈ જાય.

કમુ રૂપ સમારે તો ધીરૂ કહે, "આ બહુ ઠસ્સો સારો નથી લાગતો." ને ધીરૂ પરીક્ષા પાસ કરે ત્યારે કમુ મોં બગાડી કહે "ફર્સ્ટ ક્લાસ તો નજ અવાયું. હશે." કમુને ચાર માણસમાં ચમકવાનું મન થાય તો ધીરૂને એમાં આર્યત્વની ભાવના ઓછી થએલી લાગતી અને ધીરૂ સંસારસુધારા પરિષદમાં વોલીન્ટીયર તરીકે નામ નોંધાવે એમાં કમુને વાહીઆતપણું લાગતું. વઢવા બેસે ત્યારે બંને એવું વઢે કે કૈં કહેવાની વાત નહીં. પણ જો ત્રીજું કોઈ વચ્ચે પડે તો બંને પાછા એકના એક ને બીચારા ત્રીજાના ભોગ લાગે.

પણ સૌથી વિચિત્ર તો એ હતું કે આ બધું છતાં બંને એક

બીજાને ઘણુંજ ચહાતાં ને એકની આંગળી દુખે તો બીજાનો જીવ કપાઈ જતો. માત્ર વઢવાનો બંનેનો સ્વભાવજ પડ્યો હતો ને એ સ્વભાવ ધીરુ મોટો સરકારી વકીલ થયો અને કમુ પટાવાળાની બા સાહેબ બની ત્યારે એ રહ્યોજ હતો. સરકારી વકીલ તરીકે ધીરુ અમલદારોમાં આગળ આવવાનું કરે ત્યારે કમુ–કમલિની–દેશભક્તિની વાતો કરે. ધીરુ નવું નવું ઘરમાં વસાવે ને કમુ પરદેશી કપડાં, ધુન ચઢે ત્યારે, કાઢી નાંખવાની વાતો કરે. પણ અરવિંદ ઘોષનાં ભાષણો વાંચી એકવાર સરકારી નોકરી છોડી દેવાનું ધીરુને મન થયું ત્યારે તો કમુએ જુદ્ધ મચાવ્યું ને ત્યારથી ધીરુને એવી ગાંડી વાતો કરવાનું છોડી દેવું પડ્યું.

આમ ધીરુ ને કમુ મોટાં થયાં, એમને છોકરાં થયાં, એમને પરણાવ્યાં પસ્તાવ્યાં, એ બધા વખતમાં તેઓ અનેકવાર લઢ્યાં, ઝઘડ્યાં, રીસાયાં, મનાયાં પણ ધીરુના જીવનમાં કમુનું અને કમુના અંતરમાં ધીરુનું સ્થાન અનેરૂં હતું તે હતું જ. એમને છુટા પાડવાનું મહાપાપ કરવાની હીંમત તો પરમેશ્વર પણ બહુ આસ્તે આસ્તેજ કરતે.

## ૩

### વૃદ્ધ થયા પછી—

ધીરજરાય માર્કંડરાય ડોસા રીટાયર્ડ સરકારી વકીલ, ઉમ્મરે આશરે પાસેઠેક વર્ષના અને એમનાં ધર્મપત્ની કમળાબા બાસેઠેકની ભરતીમાં આવી રહ્યાં હતાં. એમને છોકરાને ઘેર છોકરાં ને તેને ઘેર પણ છોકરાં થયાં ત્યાં સુધી વાત આવી પહોંચી હતી. ડોસા આખો દિવસ ઘેર બેસી રહેતા. વેદાંત અને શાંકરભાષ્યનો અભ્યાસ કરતા, પોતાનાં પૌત્ર પૌત્રીઓને લડાવતા, વચ્ચે વચ્ચે કમળાબા સાથે વઢતા અને સાંજે વીક્ટોરીઆમાં બેસી ગામ બહાર ફરી આવતા. ને કમળાબા પણ જાજરમાન, ખડે પગે ઘરની ને ખાસ કરીને

ડોસાની ચોકી કરે અને વહુઓ પર સત્તા ચલાવવામાં ચુકે નહીં એવાં હતાં. એમને ધર્મ ધ્યાનનું બહુ ઘેલું નહોતું ને સ્વભાવ પણ અંદરથી તો હેતાળ હતો. પણ એમનું હેત એમના શબ્દોમાં બહુ જણાતું નહીં.

ડોસા બહાર જતા ને કમળાબા તેમને ચેતાવતા: " મફલર પહેરો, નહી તો આખી રાત ખોંખોં કરશો."

" ભાઈ, તારાથીએ તોબા છે. જાણે આખો દહાડો ખોં, ખોં કરવા શીવાય મારે બીજો ધંધો જ નહીં હોય." ને ભુલે ચુકે કમળાબા મફલર આપવાનું ભુલી જતાં તો "આખી રાત ખાંસી ખાતાં દમ જશે તેનું તને કે છે. લાવ, મફલર લાવ, નહીં તો કૈં શરદી બરદી લાગી જશે" છોકરાંઓની ફરીયાદ કમળાબા ભાગ્યે જ કરતાં ત્યારે "હવે આટલી ઉમરેએ આ કચકચ ? આ અવસ્થામાં તો જંપીનો બેસો." પણ કોઈ વાર ડોસાને ક્રોધ ચઢે ને કમળાબા છોકરાઓ તરફથી બે અક્ષર કહે તો તે વખતે ડોસા ભાગ્યે જ જંપીને બેસી શકતા. અને એ બધું છતાં જો કોઈ છોકરાં કમળાબા તરફ ચું કે ચાં કરે તો તેમનું આવીજ બન્યું સમજવું.

ડોસા કમળાબાને વગર પુછ્યે કશું કરતા નહી, પણ કરવાની બાબતમાં બંનેનો એકમત વધુ મોડો થતો ખાસ કરીને ગ્રેર અવસર આવે ત્યારે આ મતભેદ વધુ તીવ્ર બનતો, પણ પાછો એ પ્રસંગ વીતી ગયા પછી એના એ ધીરજરાય ને એના એ કમળાબામાં ખાસ કશો જ ફરક દેખાતો નહીં.

ધીરજલાલ સ્વભાવે જરા ઉદાર માણસ, કમળાબા જરા કસરીઆં સગાંવહાલા ધીરજરાય પાસે બારોબાર પૈસા માગી જતાં ને કમળાબાને ખબર પડે ત્યારે તે ખુબ કચવાતાં. કમળાબાનું કસરીઆપણું ધીરજરાયને ગમતું, પણ તે કરવાનો પ્રસંગ આવે ત્યારે તેમને એ વીશે એકદમ અણગમો થઈ આવતો ને બાસઠ ને પાંસઠ

વર્ષે ડોસા ડોસી નાનાં છોકરાંની માફક આવા પ્રસંગોએ વઢતાં. વઢી પરવારી કોઈવાર કમળાબા ને કોઈવાર ધીરજલાલ માફી માંગતા ને તકરારનું સમાધાન થતું. પણ ફરી પ્રસંગ આવે ત્યારે એ વાતનું સ્મરણ બેમાંથી એકે જણને રહેતું નહીં.

પણ આમ વઢવાથી બંને જણને કસરત મળતી અને બંનેની તંદુરસ્તી સારી રહેતી. ધીરજરાયને કમળાબા વગર કે કમળાબાને ધીરજરાય વગર કલ્પવા એ એક અશક્ય વાત હતી. પણ એથીએ અશક્ય વાત તો એ બંનેને લઢતાં ન હોય એવા કલ્પવામાં હતી. બે પંખીડાં જેવાં એ બે કચકચ કર્યાંજ કરતાં અને તેનાથી એમનો પ્રેમ ને સાહચર્ય અનેક દિશામાં વિસ્તાર પામતાં.

છેવટે યમનાં આણાં આવ્યાં ને કમુ-કમલિની ને કમળાબાના ત્રણે રૂપાંતરોવાળા દેહની ખબર લેવા એમણે પહેલાં મંદવાડને મોકલ્યો. ધીરજકાકાએ થાય તેટલા ઉપાયો કર્યા ને દેશદેશના ડાકટર-વૈદ્યને તેડાવ્યા, પણ ક્રૂર કાળે બીચારાં કમુબાને ન છોડયા તે ન જ છોડયાં.

ને તે દિવસથી ધીરજરાયે અન્ન પાણી છોડયાં ને મહીના માસમાં એમનો પ્રાણપંખી કમુબાની શોધમાં ને એમને મુકીને વહેલો કેમ ગયો તેની તકરાર ચુકાવવા ઈશ્વરને દરબાર ઉડી ગયો.

# સ્નેહનું બંધન

અંધેરીમાં ગોડબંદર રોડ પર ગામના નાકે એક નાનોશો બંગલો હતો. તેમાં સાધુરામ એકલા ત્રણચાર વર્ષથી રહેતા. એ સ્વભાવે ગંભીર અને અતડા હતા. આખો દિવસ મુંબઈ પોતાના કામ પર જતા અને રાતના આઠ વાગે ઘેર આવતા. એમને મળવા કોઈ મિત્રો ભાગ્યે જ આવતા. બંગલામાં આવનારામાં એક બાઈ બે વખત આવીને કામ કરી જતી. સાધુરામનો એક જુનો માણસ રસોઈ કરતો, અને બપોરના વખતે બહાર જતો. એને પણ પોતાના શેઠની માફક ગામમાં કોઈની સાથે ખાસ ઓળખાણ ન હતી.

સાધુરામની ઉમર આશરે સુડતાલીશેક વર્ષની હતી. એમના મુખ ઉપરથી દુનીઆમાં એમણે બહુ લીલી સુકી જોઈ હોય એમ લાગતું. એ મુખ પર ભલમનસાઈ હતી, અનુભવે આવેલી શાંતિ હતી, દુનીઆ બહુ જોવાથી આવેલો નિર્વેદ હતો. ઇચ્છા કે લાલસા કે ક્ષોભ સૌ એ ઉપરથી ભુંસાઈ ગયાં હતાં.

પણ એમના એકમાર્ગી સ્વભાવને લીધે લોકોની ટીકામાંથી એમને છુટી નહોતી મળી. લોકો એમને કોઈ ભેદી પુરૂષ કલ્પતા અને એમના જીવન વીશે કંઈ કંઈ તર્કવિતર્ક કરતા. કોઈને મન એ ચોર હતો. કોઈને મન એ લુંટારો હતો. કોઈને મન એ સાધુ પુરૂષ હતો. કોઇ એને દેવાળુ કહાડીને કે ખુન કરીને છુપા વેશે નામ બદલીને રહેલો ધારતા. કોઇ એને પરોપકારી આત્મા કાર્ય સાધવા રહેલો ધારતા. આમાંથી સત્ય કશું નહોતું. હતા એ માત્ર સાધારણ માણસ; દુનીઆના અનુભવોથી કંટાળેલા, કુટુંબીઓના મૃત્યુથી અટુલા બનેલા, પોતાની ઉત્તર વય જેને તે ગણતા તેમાં શાંતિને શોધતો જીવાત્મા.

આખો દિવસ તે મુંબાઈ જઈ લાયબ્રેરીઓમાં વાંચતા. કોઇકિ કોઇક વાર જુના ઓળખીતાઓને ત્યાં મળવા જતા. મન થઇ આવે ત્યારે કોઈ કોઈ વાર હલકા લત્તાઓમાં જઈ લોક સુધારણાના પ્રયત્ન કરતા અને પૈસા હતા છતાં વખત ગાળવાને માટે તે ટયુશનો રાખ્યાં હતા ત્યાં ભણાવવા જતા રાત પડયા પહેલાં તે ભાગ્યે જ ઘેર પાછા ફરતા.

સાધુરામની આ જીવનચર્યામાં વર્ષો થયાં વિક્ષેપ આવ્યો નહોતો. કોઇ જાતનો ફેરફાર કરવાની ઇચ્છા એમને થઈ હોય એમ પણ લાગતું નહતું.

સાધુરામ એક દિવસે નવ પીસ્તાળીસની ટ્રેનમાં રોજના નિયમ પ્રમાણે મુંબઈ જવા નીકળ્યા. બનતા સુધી તે એક ખુણામાં પોતાની સીટ શોધી લેતા. એક પચીસેક વર્ષનો જુવાનીઓ એમની સીટની સામે એક મીનીટ પહેલાં જ આવીને બેઠો હતો.

ગાડી ચાલી અને સાધુરામ બારીની બ્હાર નજર રાખીને બેઠા. એક પળમાં એમના કાન પર અવાજ અથડાયો અને એ ચમકયા. “ કાકા, તમે રોજ આ ટ્રેનમાં મુંબાઈ જાઓ છો ? હું તમને રોજ જોઉં છું.”

સાધુરામ ચમકયા ને અંદર જોયું. સામે બેઠેલો જુવાનીઓ હસતી, ભાવભરી આંખે એમના તરફ જોઈ રહ્યો હતો. એ આંખોની

અવગણના કરી મુંગા રહેવું છેક મુશ્કેલ હતું.

"હા, ભાઈ" એમણે ટુંકો ધીરો જવાબ આપ્યો, "તમે મુંબઈ જાઓ છો?"

જુવાનીયાની વાત કરવાની ઇચ્છા પ્રબળ હતી જ તેમાં આ પ્રશ્ન પુછાયો. "હા કાકા, હું પણ રોજ આ જ ગાડીમાં જાઉં છુ પણ જુદા કામે. રોજ નોકરીની શોધમાં જતો હતો. ચાર દિવસથી નોકરી મળી એટલે ત્યાં જાઉં છું." યૌવનસુલભ આશામાં એની આંખો ચમકી. "આ વખતે મેં અહીંઆં ઘર માંડયું છે" શરમાઈને એણે ઉમેર્યું

પોતે છોડેલી દુનીઆની મુર્ખાઈમાં જરાએ ઘટાડો નથી થયો એ વિચારે સાધુરામના મુખ પર સહેજ સ્મિત આવ્યું. એમણે વધારે સહાનુભૂતિથી જુવાનીઆની સાથે વાતો કરવા માંડી.

ગ્રાન્ટરોડ આવ્યું તે પહેલાં તો સાધુરામ જુવાનીઆની જીંદગીનો હેવાલ કયારનોએ સાંભળી રહ્યા હતા. આ જુવાનીઆનું નામ વિમળ હતું. બે વર્ષ પહેલાં તે ગ્રેજ્યુએટ થયો હતો. હાલ એક નાનીશી, નાજુક, ઘણીજ સુંદર, ઘણીજ હેતાળ પત્નીને લઈ મુંબઈ ઘર માંડવા આવ્યો હતો મુંબઈના કબુતરખાના જેવા માળા કરતાં પત્નીને ઝીણાશા બાગ વાળી અધેરીની ઓરડીઓ વધારે પસંદ પડી તેથી તેઓ હાલ ત્યાં વસતા હતા પોતે બે પાંચ વર્ષમાં તો હજારો રૂપીઆ કમાઈ લેશે અને પત્નીને સુંદર ઘરમાં રાખશે એવી એને આશા હતી. અને એ આશા જરૂર ફળીભૂત થશે એવી ચોકસ ખાત્રી હતી

આટલો વાતનો સાર હતો. સ્ટેશન આવ્યું એટલે હાથમાં ટોપી લઈ થોડુંક હસી, સાહેબજી કરતો વિમળ ઉતરી પડયો.

સાધુરામને ઘણે વર્ષે આવો લાડીલો પતિ અને હેતાળ જુવાનીઓ મળ્યો. એમને વર્ષો પહેલાં મરી ગએલો છોકરો યાદ આવ્યો આજે હોય તો એ પણ લગભગ આવડો જ હોય. સાધુરામના સ્વસ્થ ચિત્તમાંથી અસ્વસ્થતા દર્શાવતો એક નિઃશ્વાસ નીકળી પડયો ને ગાડી ચાલી.

૨

વિમળ અવાર નવાર સાધુરામને ટ્રેનમાં મળતો અને પોતાના સુખની બધી વાતો તેમને કહેતો. મુંબાઈમાં ખાસ કોઈ એને સમોવડીયું મિત્ર હોય એમ દેખાતું ન હતું. અને સાંજના કામ પરવારતો ત્યારે ઘેર વાટ જોતી નાજુકડી પત્નીને મળવાની આતુરતામાં એ બીજે કશે જતો નહીં. અને તેથી એને મિત્રો કરવાનો વખત પણ મળ્યો ન હોતો. વિમળ પોતાની નાનીશી દુનીઆમાં એટલો સુખી અને સંતોષી હતો કે એને બીજા કશાની જરૂરીઆત જ લાગતી નહિ. નાનાં પંખીડાં જેવાં એ બંને વર વહુ કલ્લોલ કરતાં ને સુખનો ઘડો ખુબ છલકાઇ જાય ત્યારે તેનો થોડો રસ સાધુરામ પર ઢોળાતો. સાધુરામ પણ ધીરે ધીરે એમાં વધારે રસ લેતા થયા હતા. અને થોડા દહાડા જો વિમળ ટ્રેનમાં ન મળે તો તેની આતુરતાથી વાટ જોતા.

એક દહાડો વિમળ ટ્રેનમાં મળ્યો. એના મુખ પર રોજનો ઉત્સાહ કે આનંદ ન હતાં. સાધુરામે જોતાંને વાર એનું કારણ પૂછ્યું.

“ કેમ વિમળ ! શું થયું છે ? તબીયત સારી નથી ? ”

વિમળે દિલગીરીથી ડોકું ધુણાવ્યું. “ મારી નહી, સરોજની. ”

સરોજની વાતો સાંભળી સાંભળીને એને વગર જોયે પણ સાધુરામ ખુબ જ ઓળખી ગયા હતા. “ શું થયું છે ? ” એમણે ચિંતાથી પૂછ્યું.

શરમની વાદળી વિમળના મુખ પર ફરી વળી. “ She is She is...” એનાથી વાક્ય પૂરૂં ન થયું.

સંસાર ઘણાં વર્ષથી છોડ્યો હતો છતાં સાધુરામ વિમળની મુશ્કેલી સમજી ગયા. “ ભાઈ, કોઈ નર્સને બતાવો ને ? ”

જાણે કોઈએ નવી વાત સુઝાડી હોય એમ વિમળના મુખ પરથી દીલગીરી જતી રહી. "હા, હા. એ ઠીક કહ્યુ, એમજ કરવું પડશે." ને એ વાત તે દિવસે એટલેજ રહી. પણ વિમળ તે દિવસથી નવો માણસ બનતો જતો હતો એમ સાધુરામને લાગ્યા વિના રહ્યું નહિ. સરોજને માટે વાત કરતાં કોઈ મહાન પવિત્ર વસ્તુની વાત કરતો હોય એમ તે વર્તતો. પોતે પિતા થવાનો છે એ વિચારે એનો ગર્વ માતો નહિ. સાધુરામ જાણી જોઈને સરોજની કોઈવાર ખબર પુછ્યા સિવાય એ વિષે વધારે વાત એની સાથે કરતા નહિ.

એક રાતે સાધુરામ વાંચતા આરામખુરશીપર પડયા હતા. ત્યાં નાનાશા બાગનો ઝાંપો ઉઘાડી કોઇ દરવાજામાં પેસતું હોય એમ એમને લાગ્યું. આટલાં વર્ષોમાં એમને રાત્રે કદી કોઇ પણ મળવા આવ્યું હોય એવું સાંભરતું ન હતું. એમણે દીવો સમાર્યો અને બહાર ઓટલા ઉપર આવ્યા. હાથમાં ફાનસ લઈ વિખરાએલા વાળ અને ગભરાએલા દેખાવ સાથે વિમળ ત્યાં ઉભો હતો. કાંઇક નવા જુની થઈ છે એમ સાધુરામને તરત લાગ્યું.

"સાધુરામભાઈ! સાધુરામભાઈ! સરોજ હમણાં મરી જશે." કહી બાળકની માફક તે રડી પડયો.

સાધુરામે વાંસો થાબડયો. "ભાઈ! શું થયું?"

"સાધુરામભાઇ! સરોજને ખુબ પીડા થાય છે."

સાધુરામ ગંભીર થઇ ગયા. "કોઇ ઘરમાં એની પાસે છે?"

"નર્સ પાસે છે, ડાકટર હમણાં આવી ગયા. એની મા ને બહેન પણ અહીં આવ્યાં છે."

"ભાઇ! કાંઇ ફીકર નહીં. સૌ સારાં વાનાં થશે."

તે રાત્રે સાધુરામ ને વિમળ અંધારી રાત્રે. તારાઓવાળા ઘુમટ નીચે, અડધી રાત સુધી રસ્તામા ભટકયા.વિમળને સાસુએ અને નર્સે ઘેર આવવાની મનાઈ કરી હતી અને તેના બીનઅનુભવી આત્મામાં સરોજની ચીસો સંભળાતી અને તે ગભરાઇ ઉઠતો.

" સાધુરામભાઈ! સરોજ બચશે કે ? " તેણે હજારમી વાર ખાત્રી માગી અને પિતાની સખ્તાઈ અને મિત્રના વહાલથી હજારમી વાર સાધુરામે ખાત્રી આપી. વગર જોયે એ નાનકડી સરોજ પણ પોતાની બાળકીજ બની ગઇ હોય એમ સાધુરામને લાગતું. અને રખેને એને કંઇ થાય એ ભીતિ એમને પણ એટલીજ લાગવા માંડી હતી.

" વિમળ ! હવે સવાર પડવા આવ્યું. ઘેર જા, અને મુંગો મુંગો સુઇજા. સૌ સારાં વાનાં થશે. " અને માત્ર કહેવાપર આધાર ન રાખતાં એનો હાથ પકડી ઘર ભણી દોર્યો. વિમળના ઘરમાં દીવા બળતા હતા. બાકી શાંતિ હતી. વિમળે ધ્રુજતા હાથે બારણું ઠોકયું.

બારણું ઉઘડયું અને સરોજની નાની બેન બારીમાં આવી ઊભી. " વિમળભાઇ ! તમે છો કે ? બહેનને છોકરો આવ્યો.વધામણી! "

વિમળનો જરા વાર પહેલાંનો દુ:ખીઆરો દેખાવ જતો રહ્યો. પિતા થવાના ગર્વમાં એની છાતી ફુલી. હોંસમાં એનું માથું ટટાર થયુ. " પ્રભા ! અમને બાળક બતાવશે કે ? "

" ઊભા રહો. તમે ઘરમાં આવો. હું બાને કહું. " કરી પ્રભા અંદરના ખંડમાં દોડી. વિમળે સાધુરામનો હાથ જોરથી પકડયો. એની આંખમાં હર્ષના આંસુ આવ્યાં..."સાધુરામ કાકા "...પણ એ આગળ બોલે તે પહેલાં નર્સ હાથમાં નાની ગોદડી ને કપડાંમાં વીંટાળેલુ બાળક લઈ આવીને ઉભી. બને પુરૂષોએ આવું દૃશ્ય કદી જોયુ નહોતું. માણસના આકારનો લાલ માંસનો લોચો હોય એવું બાળક ઢાંકેલા લુગડામાંથી થોડુંક દેખાતું હતું. એને આકાર હતો પણ શોભા ને ઘાટઘુટ હજુ હવે આવવાના હતા. બાળક પોતાનુંજ હતું એવી ખાત્રીથી વિમળે જરા હાથ લગાડયો ને ચમકીને તે પાછો ખસ્યો.

એનો સ્પર્શ લગભગ ચીતરી ચડે એટલો સુંવાળો હતો. એક જાતના અદ્ભુત આનંદથી વિમળને કમકમાં આવ્યાં.

નર્સ હસી. " ભાઇ! હજુ તમારે એને અડવાની વાર છે. " ને બાળકને લઇને તે અંદર ચાલી ગઈ.

" વિમળ! નીરાંતે ઉંઘી જા. હવે ફીકર કરવાની કંઈ જરૂર નથી." કહી સાધુરામ પોતાના ઘર તરફ પાછા વળ્યા. પણ તરત ઘરમાં ન જતાં ક્યાંય સુધી અંધારા રસ્તાપર એકલા એકલા રખડયાં કર્યું. એમને ભુતકાળનો એક દિવસ યાદ આવ્યો. પોતાનું પહેલું બાળક જન્મ્યું ત્યારની લાગણીઓ આજેજ અનુભવતા હોય એવી તાજી થઇ. અને ઘણાં વર્ષોનું જડ બનેલું અંતઃકરણ પીગળતું હોય એવાં બે ચાર આંસુ જમીનપર ટપકયાં. ઝમઝમ કરતી અધારી રાત દોડતાં દોડતાં જરા અચકાઇને આ પ્રૌઢ માણસનો શોક જોવા પળભર ઉભી રહી. અનંતકાળથી જનમંડળના સુખ દુઃખના સાક્ષીઓ ઉડુગણે માનવીના આ સૂક્ષ્મ શોકભાર તરફ થોડાંક તેજના આંસુ ખેરવી, સહાનુભૂતિ દર્શાવી. અને સૃષ્ટિના આ તત્ત્વો ચિત્તમાં નવી શાંતિ પ્રેરતાં હોય તેમ આંસુ લુછી સાધુરામ ઘર તરફ વળ્યા.

નાનાં લાલચોળ નવાં જન્મેલાં બાળકનાં સ્વપ્નાં બાકીની રાત સાધુરામને આવ્યાં કર્યાં.

૩

બે દિવસ પછી સાધુરામ વિમળને સ્ટેશન પર મળ્યા. " બાળક કેમ છે ? " તેમણે આતુરતાથી પુછ્યું.

જવાબમાં વિમળની આંખો હસુ હસુ થઇ રહી. " સરસ ! "

" ને સરોજ ? "

" એ પણ સારી છે. "

થોડીવાર સુધી બંનેને આગળ વાત શું કરવી તે સુઝયું નહીં. પણ નવા બનેલા પિતાનો હર્ષ બહુવાર દાબી રખાય એવો ન હતો.

" સાધુરામ કાકા ! બાબો જન્મ્યો ત્યારે સાડા આઠ રતલનો હતો." દુનીઆમાં જાણે કંઇ મહાન અજાયબી બની હોય અને પોતે એ અજાયબીનો કર્તા હોય એવો ઉંડો ગર્વ વિમળના અવાજમાં હતો.

" અંઅ........ "

" ને એનો ચહેરો તો લગભગ મારા જેવો જ છે."

આ બડાઈ મારતા છોકરાને એક ધબ્બો મારવાનું મન સાધુરામને થયું. એ એના મનમાં શું સમજતો હતો ? પણ એ વધારે કંઇ બોલે એટલામાં તો ગાડી આવી ને ઉતાવળમા બંને જુદા જુદા ડબ્બામાં ચડી ગયા.

બીજા બે દિવસ સુધી સાધુરામને વિમળના સમાચાર નહી મળ્યા. પણ ત્રીજે દિવસે એજ વિમળ એજ જગાપર એજ ગાડીની વાટ જોતો ઉભો હતો.

" કેમ વિમળ ! બે દિવસથી દેખાયો નહી. "

વિમળનું ડોકું ગંભીરતામા હાલ્યુ.

" સરોજની તબીયત સારી નહોતી. હું બે દિવસ ઘેર રહ્યો હતો."

સાધુરામના મુખપર ચિંતા છવાઇ. જડભરતની મૃગલી જેમ વિમળના કુટુંબની માયા એમના મન પર પણ છવાતી જતી હતી. " શુ થયું છે ? ખાસ કાંઇ ? "

" ના, ના, માત્ર સહેજ તાવ આવ્યો હતો. પણ કાકા ! બાબો ફક્કડ થતો જાય છે હોં. "

બાબા વીશે વાત કરવાની વિમળની અધિરાઇનો પાર ન હતો. મને લાગે છે કે સરોજ જેવો એ ગોરો થવાનો. " વિમળે ગંભીરાઇથી ઉમેર્યું, " જ્યારે એ હસે છે ત્યારે તો એવો સુદર લાગે છે ! "

પોતાના રંગ વગરના મન પર રંગ ચઢતો હતો એ વિચારે સાધુરામને ચીઢ ચઢી. " હસે ! આટલુ છોકરૂં હસે !" એમના અવાજમા કઠોરતા હતી.

પણ વિમળના ઉપર એ કઠોરતા ધોવાઇ ગઇ: "નહીં તો ? બાળક સ્વપ્નમાં જરૂર હસે. કહે છે કે એને વિધાત્રી આવીને હસાવે. એને છ મહિના સુધી પૂર્વજન્મનું જ્ઞાન હોય !" વિમળના શબ્દોમાં ગંભીરતાનો પાર નહોતો. એના જેવા પુરૂષના મુખમાંથી આ શબ્દો મુર્ખાઇભર્યા લાગતા, પણ એનું એને ભાન નહોતું. એની સાસુ અને સાળીના બૈરક શબ્દો એણે ઝીલી લીધા હતા. અને વિશ્વનિયમનું મહાસત્ય હોય એમ એણે પોતાના હૃદયમાં સંઘરી રાખ્યા હતા. સાધુરામને હસવું આવ્યા વગર રહ્યુ નહી.

પણ આવા સમયે એમની પ્રૌઢતાનો મોભો જાળવવા હંમેશાં ટ્રેન આવી પહોંચતી અને વિમળની નાદાન વાતોથી ઉપજતી કઢંગી સ્થિતિમાંથી એમને મુક્ત કરતી.

ત્રણ ચાર મહિના આમને આમ વહી ગયા. વિમળ ઘણું ખરૂં રોજ મળતો. એના બાબાની અને કોઇ કોઇવાર પત્નીની વાતો કરતો અને સાધુરામના મગજમાં એક નાનાશા હાથ પગ પછાડતા, કીકીઆરીઓ બોલાવતા, માનવકીડાનું ચિત્ર ખડું કરતો. એક દહાડો એણે આમંત્રણ આપ્યું. "કાકા, એક દહાડો તમે મારે ઘેર તો આવો. બહુ દિવસથી આવ્યા નથી."

સાધુરામનાં મગજમાં તે અંધારી રાતનું ચિત્ર ખડુ થયુ. "ભાઇ, વખત ક્યાં છે ?"

"એમ નહીં ચાલે કાકા ! આ રવિવારે તમે જરૂર આવો. હું તમને લેવા આવીશ. સરોજ પણ તમને મળવાને ખૂબ આતુર થઇ રહી છે."

પોતાનાં બંધનો વધતાં જતાં હતાં. એનું સાધુરામને ખૂબ ભાન હતું. ભયથી એમણે કહ્યું, "ના, ના ભાઇ ! મને ઘરડાને ક્યાં લઇ જાય છે !"

સાધુરામને વધારેમાં વધારે બીક લાગતી હોય તો તે સરોજને મળવાની હતી એમણે અત્યાર સુધી સરોજને નાની બાળા, નાજુક, હેતાળ, વિમળ પર આધાર રાખનાર લતિકા જેવી કલ્પી હતી. રખેને એને મળતાં પોતાની કલ્પના ભાંગી જાય!

પણ વિમળ એમ છોડે તેમ નહતો. “ ના કાકા! તમારે આવ્યા વિના નહી જ ચાલે. સરોજે કહ્યું છે.” વિમળને મન સરોજે કહ્યું એટલે એ વાત પર વાદવિવાદને માટે કંઇ અવકાશ જ નહતો. ને ખરેખર રવિવારે સવારે વિમળ સાધુરામને ઘેર આવીને ઉભો. સાધુરામ ઝટપટ પરવારી ન્હાસી જવાની તૈયારી કરતા હતા. “ કાકા! ચાલો, સરોજ વાટ જુએ છે.”

નીરાધારીથી સાધુરામે વિમળ સામે જોયું અને ગયા વગર છુટકોજ નથી એમ જાણી મુંગા મુંગા ચાલવા માંડયું. સરોજ ઓટલા ઉપર જ ભરવાનું લઇને બેઠી હતી.

“ આવો, કાકા.” એણે વગર શરમાએ જાણે કેટલાંએ વર્ષોની સાધુરામ સાથે ઓળખાણ હોય એમ કહ્યું. સાધુરામને એક પળ ગુંચવાડો થયો. “ કેમ બહેન! તબીયત કેમ છે?”

“ મારી તબીયત? તબીયત તો ચાર ગણી સારી થઇ ગઇ છે.” સરોજ વિમળની સામે જોઇ ખડખડાટ મીઠું હસી. “ પહેલાં તો આખો દિવસ હું ઘરમાં એકલી એટલે મને ગમતું નહીં. હવે તો બાબો છે એટલે મને એકલું લાગતું જ નથી ને!”

સાધુરામ સરોજ સામે બે પળ જોઇ રહ્યા. એમણે ધારી હતી એવી નાની ને નાજુક સરોજ નહોતી પણ મીઠી તો હતી જ. અને સાથે સાથે એક પ્રકારનું છોકરવાદીપણું એનામાં દેખાતું. સરોજ અને વિમળ હજુ તો નાના બાળકો કંઇક જાદુને લીધે મોટાં દેખાતાં હોય અને જીંદગીને એક રમત જ સમજતાં હોય એમ લાગતું હતું.

"સરોજ, બાબાને લાવતો ! કાકા તો તેને જોવાને આવ્યા છે." ને સરોજ વિમળના શબ્દો નીકળતામાં તો દોડી. પોતાનો મહામૂલ્ય ખજાનો દેખાડી સાધુરામને અજાયબીમાં ગરકાવ કરી નાંખવાને આજે કેટલાએ દિવસથી એ તલપી રહી હતી. એક પળભરમાં તો નાનુંશું ગોદડીમાં વીંટાએલું બંડલ લઈને તે પાછી આવી, ને મુંગા મુંગા સાધુરામ પાસે બાબાને ધર્યો.

બાળકને જોતાં જ પોતે ભૂતકાળમાં આમ જ જોએલુ બાળક સાંભર્યું અને પાછું તે જ બાળક સફેદ થઇને આવ્યું હતું એવું એમને પળભર લાગ્યુ. બાળક સુંદર અને તંદુરસ્ત હતું એવું તો એનું દુશ્મન પણ કહે. મોંમાં અંગુઠો નાંખી, ભર ઉંઘમાં ગોદડીની હુંફમાં બાળક લપાયુ હતુ. ત્રણે જણા ઉંચે શ્વાસે આ કીમતી ખજાનાને જોઈ રહ્યા.

ને એક પળમાં બાળકે આંખ ઉઘાડી. તપખીરીઆ રંગની એ ઉંડી આંખોમાં યુગ યુગની અજાયબી ભરી હતી. અને એ અજાયબીના ભેદ ઉકેલવાને અશક્ત આ ત્રણે માનવીઓએ સ્તબ્ધ થઈને એ આંખના ઉંડાણમાં ડુબકી મારી. અને એટલામાં તો મોટામાં મોટી અજાયબી ! બાળક ઓળખતું હોય તેમ સાધુરામ સામે જોઈ ને ખડખડાટ હસ્યુ. કંઈ પવિત્ર ગહન ચીજ જડી હોય એમ એ હાસ્ય સાધુરામના હૃદયમાં કોરાઈ રહ્યું.

પૃથ્વીની સપાટીની પાર ઉડતા આ ત્રણે આત્માઓમાંથી વિમળ પહેલો જાગ્યો. "કાકા ! કહો ? બાબો સુંદર નથી ?"

"ભાઈ! સુંદર એ શબ્દ જ બહુ ઓછો પડે એવો છે. બાબો ખરેખર અદ્ભુત છે."

સરોજે આભારની ઉંડી દૃષ્ટિ સાધુરામ તરફ નાખી. એની છાતી ગજ ગજ ઉંચી આવી. દુનીઆમાં કઇ માએ પોતાના બાળકનાં વખાણ સાંભળતાં આ વૃત્તિ નહીં અનુભવી હોય ?

" સાધુરામ કાકા ! અમારે તમારી સલાહ લેવાની છે. બાબાનું નામ શું પાડીશું ? એમને ભીષ્મ પાડવું છે, મારે ગૌતમ પાડવું છે. ખરૂં કહેજો. બેમાંથી કયું સરસ લાગે છે? "

વરવહુ વચ્ચે જ્યારે બાળકના નામની તકરાર પડે ત્યારે કોની તરફ મત આપવો એ બહુ ભારે સવાલ છે. સાધુરામ પણ આ મુશ્કેલીમાં પડવા માગતા નહોતા. " બહેન, બહુ મોટા પુરૂષોનાં નામ આપવા કરતાં એવા કોઇ જનનું નામ આપો કે જેનો આદર્શ એનાથી પળાઈ શકે. એનું નામ વિક્રમ પાડો તો કેવું ? ને કોઇનુંએ નામ ન આપવું હોય તો ચેતન પાડો. "

" હા, હા, એ સૂચના ઠીક છે. " સરોજને લાંબી તકરારનો અંત એકદમ દેખાયો. " હું તો એનાં બને નામ આપીશ–વિક્રમ ને ચેતન ખરું નામ વિક્રમ ને કહેવાનુ ચેતન. ચેતન સહેલું પણ છે ને સૂચક પણ છે. કેમ તમને શું લાગે છે ? "

વ્હાલી પત્ની અને પૂજ્ય મિત્ર નક્કી કરે એની સામે મત આપવાનું વિમળ સ્વપ્ને પણ શું કલ્પી શકે ? એણે ઉમેર્યું, " એની રાશી પણ 'વ' ઉપર છે. "

ને ત્યારથી બાળકનું નામ વિક્રમ ઉર્ફે ચેતન નક્કી થઇ ગયું. નામો પડવામાં પણ અકસ્માત જ થયો.

૪

ધીરે ધીરે વિક્રમ જેમ મોટો થયો તેમ સરોજ એને લઈને બહાર નીકળવા માંડી. કોઈ કોઇ વખતે તે તેને હાથમાં લઇને વિમળને સ્ટેશનપર મુકવા આવતી. બાળક વિક્રમ આગગાડીના અવાજે તેના હાથમાં ઉછળતો અને 'ઉ ઉ' ને 'ખુ ખુ' કરીને ચીસો પાડતો. કોઈ વાર ' બા, બા, બા, બા, ' પણ કરતો અને કેમ જા

દિવ્ય વાણી સંભળાતી હોય એમ એનાં માતાપિતા એ શબ્દો સાંભળી હરખાતાં.

સરોજ વિમળને મુકવા આવતી દૂરથી દેખાતી કે સાધુરામ દર વખતે ત્યાંથી ખસીને પ્લેટફોર્મના એક આઘેના છેડાપર જઈને ઉભા રહેતા વિમળ દૂર દેશાવર જતો હોય તેમ સરોજ હજારમી વાર તેને કંઈ કંઈ સૂચનાઓ આપતી. ગાડી દેખાતા સુધી હાથ હલાવતી અને વિક્રમનો હાથ પકડી તેની પાસે 'આવજો' કરાવતી. તે બધું સાધુરામ દૂરથી પિતૃભાવે જોતા. એમનું હૈયુ આ બંનેનું સુખ જોઈને છલકાતું અને વિધિ આવું સંપૂર્ણ સુખ એમનું સદા કાયમ રાખે એવો મનમાં ને મનમાં દરરોજ આશીર્વાદ આપતા.

ને જ્યારે જ્યારે વિમળ ટ્રેનમા મળે ત્યારે ત્યારે વિક્રમના પરાક્રમની વાત કરવાનું ચુકતો નહિ. એ પહેલો ઉંધો પડી પેટે પેટે કેમ ખસતો થયો એ વાત વિમળ હંમેશા અજાયબીથી કરતો. એણે ઘુંટણીઆં ભરવા માંડયાં અને સાથે સાથે આખા ઘરમાં કેમ છબરડો થવા માંડયો, દરેક વસ્તુની સલામતી કેમ જતી રહી એ વાતનો વિષય ઘણા દિવસ સુધી પહોંચ્યા કીધો. અને વિક્રમે પહેલ વહેલું પકડીને ઉભા થઈને ચાલવા માડયુ એ વાતનું તો પુછવું જ શું! તે " એવો સેતાન છે!" માળાનો મેર આમ આવતો.

જ્યારથી વિક્રમે જરા જરા ખાવા માંડયું ત્યારથી વિમળ સાંજના રોજ કંઈને કંઈ લઈ આવતો. કોઈ દહાડો દરાખ, કોઈ દહાડો ચોકલેટ, કોઈ દહાડો મીઠા ચણા; ને સરોજ રોજ રોજ ગુસ્સે થઈ તેને વઢતી. " આ તમે સારી ટેવ પાડતા નથી. માંદો પડશે ત્યારે?" વિમળ રોજ એને ફરી નહીં લાવવાનુ વચન આપતો ને રોજ ભાંગતો; ને સેતાન વિક્રમ પણ પપા આવે ત્યારે રોજ કંઈની કંઈ આશા રાખીને બેસતો સરોજે વિક્રમને પપા કહેવાનું શીખવ્યું હતું. એને એ સંબોધન જરા વધારે ફેન્સી લાગતું. વિમળ

દૂરથી દેખાય ત્યાંથી વિક્રમ "પપા, પપા" કહીને કુદતો ને એ શબ્દોનું સંગીત સાંભળતાં સાંભળતાં વિમળનો આત્મા સાતમા સ્વર્ગમાં જતો.

વિમળ રજાને દિવસે કોઈ કોઈ દિવસ બાળકને તેડીને સાધુરામને ઘેર જતો. ને બાળક વિક્રમને માટે સૌથી વધારેમાં વધારે તોફાન કરવાનો તે દિવસ હતો સાધુરામના ઘરની કોઇ ચીજ તે દિવસે સલામત રહેતી નહોતી. કુંડાં ભાંગતાં, ઝાડ તુટતાં, ટેબલ પર ભુલેચુકે વાઝ પડયું હોય તો તેના કટકા થતા અને ખાવાનાની શોધમાં વિક્રમ આખા ઘરમાં ફરી વળતો. સાધુરામ ને વિમળ બાળકને ખોટું ખોટું વઢતા પણ તેથી વિક્રમનું મુખ જરા દયામણું થતું દેખાતું તો એને રીઝવવાના નવા ઉપાયો શોધવા બંને મંડી પડતા. વિક્રમ આવતો તે દિવસ સાધુરામ પોતાના અંતઃકરણમાં કબુલ નહોતા કરતાં છતાં તેમના એકલવાયા ઘરમાં તહેવાર જેવો પળાતો.

બાબા વિક્રમને માટે સાધુરામના ઘરમાં નવી નવી ચીજો આવતી ગઇ. શરૂઆત ઘુઘરાને દરાખથી થઇ ને આગળ વધતા વધતા દડા, મોટરકાર, એરોપ્લેન, સીસોટીઓ, મીઠાઇ એમ કંઇનું કંઇ ઘરના દરેક ખુણામાં દેખાવા માંડયું. બાબો વિક્રમ આવે તેની સાથે રમવા એક નાનીશી બિલાડી પણ સાધુરામે પાળી ને જ્યારે જ્યારે એ આવતો ત્યારે કલાકોના કલાકો એને શબ્દોચ્ચાર શીખવવામાં અને એની સાથે રમવામાં સાધુરામ કહાડતા.

પહેલાં સાધુરામ વિમળને બાબાને બગાડી મુકવા માટે વઢતા. હવે વિમળે સાધુરામને એજ કારણસર વઢવા માંડયું.

"કાકા! આ તે શું કહેવાય! તમે વિક્રમને છેક ફટાવી મુકવાના છો."

સાધુરામ મનમાં શરમાતા પણ બહારથી હિંમતભેર કહેતા, "તું પોતે જ બાળક છે. તને બાળ ઉછેરવાની શું ખબર?"

વિમળ કંઇ જવાબ દેવા ગયો પણ તેના સામું જોવાને બદલે સાધુરામે મોટરકારને કુંચી આપવા માંડી. "બાળા ! જો ગાડી ચાલી."

ને એટલું પણ ખરૂં કે વિક્રમ ખૂબ મોહક બાળક હતો. રડવાનું એને બહુ ભાન ન હતું. દુનીઆમાં પોતે રાજ્ય કરવા સર્જાયો હોય એવા તોરથી એ બધું કરતો. એની શક્તિ પણ અનંત હતી. કોઇ ન હોય તો એકલો રમ્યા કરતો.

આટલી નાની ઉમરે પણ એને ચિત્રો જોવાં ખૂબ ગમતાં. એને ખાસ કરીને ઉડતી, ચાલતી, દોડતી વસ્તુઓનો ખૂબ શોખ હતો. મોટરકારની પાછળ તો એ ગાંડો હતો. સાધુરામ વિમળને ચીઢવતા. "વિમળ ! તારો છોકરો મોટર હાંકનારો થવાનો છે."

અજ્ઞાનમાંથી જ્ઞાન પામવા મથતા બાળકો આ ઉમરે ખૂબ જ આકર્ષક હોય છે. ડાચાના જુદા જુદા પ્રયોગો કરતાં એ નવા શબ્દોચ્ચાર શીખે અને પોતાનું નવું વ્યાકરણ બનાવી એ શબ્દો વાપરે. નર નારી જાતિના ઘોટાળા કરતાં કરતાં છેવટે એની ખરી કીંમત પોતાની શક્તિ પ્રમાણે આંકવા માંડે; ક્રોધ, શોક, સુખ દુ:ખના જુદા જુદા ભાવો માટે સ્વરના આરોહ અવરોહના માપ સ્વાભાવિક બુદ્ધિથી પોતે કાઢવા માંડે. પોતાની આસપાસની દુનીયાના ભાવો અને ચીજોને પરખવા અને તેનું વર્ગીકરણ કરવા માંડે. એ બધી વસ્તુઓ બાળકને નવા સ્વરૂપમાં દેખાડે છે દર દહાડે તે વધે છે અને કંઇક નવી શોધ કરે છે. સ્વાતંત્ર્યના પદાર્થપાઠ આજ વખતે તે શીખે છે અને પોતાની આસપાસની દુનીઆનો ઓછો આધાર લેવા માંડે છે. બાળકનું ખરેખરૂં વ્યકિતત્ત્વ આજ વખતે બંધાવા માંડે છે.

દુનીઆનો બધો રસ પરવારી બેઠેલા સાધુરામને આ બાળકની દુનીઆમાં ખુબ જ રસ પડવા માંડયો. દર રવિવારે વિક્રમને પોતાને ઘેર મુકી જવાની હંમેશની આજ્ઞા એમણે વિમળને આપી દીધી

હતી. અને વિમળને એથી ફાવતું પણ થયું હતું. વિક્રમ એને ગમતો ખરો પણ રવિવારને દિવસે સરોજની સાથે એકલા થોડાક કલ્લાક ગાળવાનું મળે તે એને અણગમતુ ન હતું. ને એ બંનેની વાતોનો પોણો ભાગ વિક્રમથી ભરેલો હતો. કોઈ વખત વિમળ ફરીઆદ કરતો: " સરોજ ! તને તો વિક્રમ વગર બીજી કંઇ વાત સુઝતી જ નથી. તુ એ છોકરાને છેક બગાડી મુકવાની છે. " સરોજ એને હેતની ટપલી મારી વાત બદલતી પણ થોડી પળો પછી પાછી પોતે જ વિક્રમની વાત શરૂ કરતી.

વિમળને અત્યાર સુધી કમાવું, ખાવું અને પત્ની ને પુત્રની સાથે આનંદ કરવો તે શીવાય બીજી કંઇ વાતની ઝાઝી પરવા દેખાતી નહીં. પણ છેલ્લાં છેલ્લાં કંઇ પણ રીતે વધારે પૈસા કમાવા જોઇએ એવું એને લાગવા માંડયું. પૈસા વગર તે સરોજને મોટા બંગલામાં રાખી શકતો ન હતો. પૈસા વગર વિક્રમને માટે મનભાવતાં રમકડાં લાવી શકતો ન હતો. પૈસા વગર વિક્રમને માટે આયા ને ફરવાની મોટર અશકય હતી. અને પૈસા વગર એનાં બધાં સ્વપ્નાં અધુરાં રહી જતાં હતાં.

એક દિવસ વિમળ વહેલો વહેલો ઘેર આવ્યો. સરોજ વિક્રમને 'પા, પા' કરીને અદ્ધર અદ્ધર ચલાવવાનો પ્રયત્ન કરતી હતી. વિમળને વહેલો ઘેર આવેલો જોતાં એને જરા અજાયબી થઇ. વિમળ આવીને આરામ ખુરશીમાં પડતું નાંખીને બેઠો. " કેમ, આજે કંઇ તબીયત ઠીક નથી ? "

" સરોજ ! મારે એક કાપડની દુકાન કહાડવી છે. "

સરોજ સડક થઇ ગઈ. " પણ આપણી પાસે એટલા પૈસા કયાં છે ? "

" પૈસા ! પૈસા ! જ્યાં જુઓ ત્યાં એ જ વાત છે. પણ આમને આમ મારો આરો કદી ઉંચે આવવાનો નથી. "

તે આખી સાંજ વિમળ ઉંચા મને રહ્યો અને સરોજ વિક્રમની સારવાર કરવામાં રોકાઈ. છેક રાતે એને ચમકારાબંધ એક વિચાર આવ્યો. "વિમળ! સાધુરામ કાકા મદદ ન કરે?"

ક્ષણવાર વિમળ થંડો થઇ ગયો પણ પછી એણે એ વિચાર હસી કહાઢયો. "સાચી વાત! બિચારા ભલા માણસ આટલું આપણે માટે કરે તે ઓછું છે તે હવે તેના પૈસા લઇએ?" સરોજ તે વખતે જવાબ આપ્યા વગર મુંગી રહી. પણ ક્યાં સુધી એનું મગજ એ દિશા પરથી કામ કરતું ખસ્યું નહ.

"સાધુરામ કાકા! જુઓને આ વિમળને પૈસા કમાવાની લત લાગી છે તે!" એક દિવસ વિક્રમને પાછો મુકવા સાધુરામ આવ્યા ત્યારે વિમળ ત્યાં નહોતો તે તકનો લાભ લઈ સરોજે વાત છેડી

સાધુરામ ચમક્યા. "શું બહેન!"

"વિમળને કાપડની દુકાન કહાડવી છે ને મારવાડીને ત્યાંથી પૈસા વ્યાજે લેવાની તજવીજ કરતા ફરે છે"

પહેલાં તો સાધુરામથી સરોજનું કહ્યું માન્યું ન ગયું. પણ ધીરે ધીરે એમની સમજમાં વાત આવી. એમણે વિમળને બોલાવીને ખખડાવ્યો. "આ સરોજ કહે છે તે ખરી વાત છે?"

વિમળ સરોજના પર ગુસ્સે થયો ને સાધુરામ આગળ શરમાયો. પણ એને વાત કર્યા વિના ચાલ્યું નહીં. અને પરિણામે એ થયું કે સાધુરામે એને એ દુકાન કહડાવી આપી.

વિમળ સ્વતંત્ર દુકાનદાર બન્યો.

૫

સાધુરામની માયાજાળ દિવસે દિવસે વધવા માંડી. વિમળનાં કુટુંબના ધરડા દાદા તરીકે તેમનું સ્થાન છપાઈ ગયું.

વિક્રમ જરા મોટો થયો એટલે સાધુરામ દાદાએ ઘેર વહેલા આવી એની સાથે સાંજે ફરવા જવાનું શરૂ કીધું. વિક્રમ કદી આંગળીએ વળગી, કદી છુટો દોડતો ચાલતો ને એની શકિત પ્રમાણેના બધા પ્રશ્ન પુછી સાધુરામને થકવતો. સૌથી પહેલાં એણે દરેકનાં નામ પુછવા માંડયાં.

"દાદા! આ તું તે?"

"પતંગીયું."

"ને આ તું તે?"

"પોં પોં."

"મને પોંપોંમાં દવું તે."

"જો, પેલી ચકલી જોઈ? કેવી ચક ચક કરે છે?" એનું ધ્યાન બીજી બાજુ દોરવા સાધુરામે કહ્યું, "જો, દાદા ચકલીની વાત કરે તે સાંભળ!"

"એક હતી ચકલી."

"એત હતી તતલી." વિક્રમે બોલવા માંડયું.

"શાબાશ. ને એક હતો ચકલો."

"ને એત અતો તતલો."

ઘણા દહાડા સુધી આ વાર્તાની આમ શરૂઆત થતી પણ તે કદી પુરી થતી જ નહિ. રસ્તા પર બીજું કંઈ વિક્રમ્ જોતો કે વાત ભુલી તરત એનું મગજ એ બીજા પદાર્થ પર જતું

પ્રશ્નની પરંપરા આમ શરૂ થતી ગઈ પણ જેમ જેમ મહિનાઓ જતા ગયા તેમ તેમ વિક્રમે વધારે અકકલવાળા પ્રશ્નો પુછવા માંડયા.

"ફુલ કયાંથી આવ્યાં? તારા કોણે બનાવ્યા? ચાંદામામા નીચે કેમ આવતા નથી? આપણે પક્ષીની માફક કેમ ઉડી શકતા નથી? વી. વી. વાતો ઘણી ગંભીરાઈથી તે પુછતો ને કોઈવાર સાધુરામને પણ તેના પ્રશ્નોનો ઉત્તર કેમ આપવો તે સમજાતું નહીં.

એક રાતે પથારીમાં વિક્રમ ઉંધો પડી સીસોટી વગાડતો હતો. તેના મુખ પર ખૂબ ગંભીરતા હતી. એની પાસે ઉંઘાડવા બેઠેલી સરોજે નીચા વળીને એના ગાલ સાથે પોતાના ગાલ ચાંપ્યા.

"કેમ, ભાઈલા, ઉંઘ નથી આવતી?"

"મમી! મને સાધુરામ દાદા પાસે દવું તે."

"અત્યારે દાદા ઉંઘી ગયા હશે. કાલે જજે."

થોડી વાર બાળક વિક્રમ વગર બોલ્યે પડી રહ્યો. "મને દાદા બહુ દમેતે."

સરોજને જરા અદેખાઈ આવી. પોતાના છોકરાનું વહાલ, જેની પોતે એકલી જ હક્કદાર હતી તે, સાધુરામ ચોરી જતા હતા એમ તેને લાગ્યું. "તને મમી નથી ગમતી?"

"મને બદ્ધા દમેતે પન દાદા વધારે દમેતે." થોડી વાર વળી પાછો વિચારમાં પડ્યો. "મમી, દાદાને કોણે બનાવ્યા?"

"પરમેશ્વરે."

"પરમેતર તાં તે?"

"પેલા આકાશમાં."

"મને દેતાતા તેમ નથી?"

સરોજ અકળાઈ. "તું ડાહ્યો થઈને ઉંઘી જા. તું ડાહ્યો થશે તો તને પરમેશ્વર દેખાશે."

વિક્રમે ડહાપણમાં થોડી વાર આંખો મીચી. "મમી! હજુ નતી દેતાતા."

વિક્રમના બુદ્ધિશાળી મગજ આગળ સરોજનું જ્ઞાન જરા ઓછું પડતું, ને તેથી તે સાધુરામને વધારે ને વધારે વળગવા માંડ્યો. પણ સરોજ ગાતી તે વિક્રમને ગમતું. અને ગ્રામોફોનની પ્લેટો તે કલાકો સુધી સાંભળતાં થાકતો નહીં. ને સાંભળેલાં ગાયનોની ભાંગીતુટી કડીઓ તે યાદ રાખી ગાતો.

પણ લગભગ આજ વખતે વિક્રમને મંદવાડ આવ્યો. સરોજ રસોડામાં ગઈ અને એ એકલો પડયો એટલે વરસાદના પાણીમાં છબછબીયાં કરતાં તેને શરદી થઈ અને તેમાંથી સખત તાવ આવ્યો. રાત ને દિવસ એની પછવાડે ત્રણ જીવ ગાંડા ગાંડા થઈ જતા. ન્યુમોનીઆ થયો છે, થોડા દિવસમાં મટી જશે, એમ ડાક્ટર કહેતા. સરોજ રાત દિવસ હીંમતભેર ચાકરી કરતી. સાધુરામ ઘડી ઘડી આવીને ખબર લઈ જતા અને બને તેટલી મદદ કરતા. ને વિમળ બને તેટલો ઓછામાં ઓછો વખત દુકાન પર જઈને બાકીનો વખત ઘેર સરોજને મદદ કરવામાં ગાળતો. એક ઝીણાશા બાળકના જીવ ઉપર આ ત્રણેના જીવનના સુખનો આધાર.ટંગાઈ રહ્યો હતો.

એક રાત્રે વિક્રમની તબીયત ખૂબ જ બગડી ગઈ અને ત્રણેના જીવ પડીકે બંધાયા. રાતના બે વાગતા સુધી ત્રણે જણ જાગતા બેસી રહ્યા. છેવટે સરોજે હીંમત આણીને છેક ધીમા સ્વરે કહ્યું: "દાદા, તમે અત્યારે જાઓ. હમણાં બાબો ઉંઘી ગયો છે. સવારે આવજો."

"ના, બહેન ! મને બેસી રહેવા દે ને. હમણાં વિક્રમ 'દાદા ! દાદા !' કરશે."

"ના, દાદા ! બધાં સાથે થાકીએ પછી સવારે શું થાય ? અત્યારે તમે જાઓ." ને સરોજે બળજબરીથી સાધુરામનો હાથ પકડી ઉઠાડયા ને દરવાજા સુધી મુકી આવી. "દાદા ! સવારે વહેલા આવજો."

પણ સાધુરામે ઘેર જવાને બદલે તે અંધારી રાતે ચાલ્યાં જ કર્યું. દુઃખના ભયંકર ભાર નીચે તેમનો આત્મા કચડાતો હતો. જીંદગીમાં હેત ચાખ્યું, બધાં મરી ગયાં, વૈરાગ્ય આણ્યો, અને ફરી પાછા માયાના બંધનમાં તે જકડાયા હતા. "પ્રભુ ! તું જો ખરેખરો હોય તો આટલા મારા વિક્રમને પાછો આપ !" તેમનો આત્મા

કકળીને કરગર્યો. વર્ષોથી સૂકાઈ ગએલી આંખમાંથી આંસુની ધારા ચાલી અને ડચકાંઓના ભારથી આખું શરીર હાલી ઉઠયું.

વદ સાતમનો ચંદ્રમા આકાશના એક કીનારેથી એ વૃદ્ધ માણસને આશ્વાસન આપવા પોતાનાં શીતળ કીરણો મોકલતો, પવન વાયુ ઢોળતો અને સહાનુભૂતિથી બાજુ પર આવેલ વૃક્ષાવલિઓ પોતાની ડાળીઓ હલાવતી. સૃષ્ટિનાં તત્ત્વો પોતાનો દુઃખભાર ઓછો કરવા મથતાં હોય એમ પળભર સાધુરામને લાગ્યું અને એમના ચિત્તમાં કંઈક શાતા વળવા લાગી. થોડી વાર પહેલાં જતો રહેલો વિશ્વાસ પણ એમનામાં પાછો આવવા માંડયો. “ મારા વિક્રમને કંઈ થાય જ નહિ. ” એમના ચિત્તે આ વાતમાં સાક્ષી પુરી.

બીજે દિવસે સવારે સાધુરામ વિક્રમની ખબર લેવા ગયા ત્યારે વિક્રમના રોગની ભરતી ઓસરવા માંડી હતી એમ એમને લાગ્યા વગર રહ્યું નહીં. સાધુરામનો અવાજ સાંભળી વિક્રમે આંખો ઉઘાડી. “ દાદા, તમે પેલી પરીઓની વાત કહેતા હતા ને ત્યાં હું ગયો હતો. ત્યાં બધું એવું સરસ સરસ હતું ! પણ હમણાં હું ઉંઘી જાઉં છું પછી હું તમને બધી વાત કહીશ. ” ને પછી એણે આંખો મીંચી.

સાધુરામની આંખમાં એના શબ્દો સાંભળી હર્ષનાં આંસુ આવ્યાં. વિક્રમ પાછો આવ્યો એવી એમને જરૂર ખાત્રી થઈ ગઈ.

૬

“ મમી ! મારી સાથે કોઇને રમવાને લઈ આવોને ! પરીઓની વાતોમાં તો બધી પરીઓ સાથે રમે છે ને મારી સાથે તો કોઈ રમતું નથી. ”

સરોજના મુખ પર લાલી ચડી આવી. નવા આવનારના ભણકારા કોઈ પરી આવીને વિક્રમના કાનમાં મુકી ગઈ હતી શું ?

વિક્રમ આ વિષય સાધુદાદા પાસે વારંવાર છેડતો. “ સાધુદાદા, મારી સાથે કોઈ રમવા કેમ આવતું નથી ? મમીને કહો કે

બજારમાંથી કોઈને લઈ આવે. બધી જ વસ્તુઓ બજારમાંથી આવે તો રમનાર શા સારૂ નહીં ?"

ને ખરે જ એકવાર મમી માંદી હતી અને વિક્રમ સાધુદાદાને ત્યાં રહેતો હતો ને પાછો બે ચાર દિવસ પછી પાછો ઘેર આવ્યો ત્યારે મમી એક ઝીણી સરખી બટુકડી બેબી લઈ આવી હતી.

વિક્રમ આવ્યો એટલે સરોજે તેને પાસે બોલાવ્યો. " જો, તું કહેતો હતો ને કે મારી સાથે કોઈ રમવાને લઈ આવો તે હું આ બેબીને લઈ આવી."

વિક્રમે નાખુશીની એક નજર બાળક પર નાંખી. એને આ રડતું, લાલચોળ, જાનવર જેવું બાળક કંઈ ગમ્યું નહીં. " મમી ! ભઈ, આવું શું ? આ બેબી તો કંઈ સારી નથી."

ને ત્યારથી એ બાળકની પાસે કે સરોજની પાસે બહુ આવતો નહી પણ દૂરનો દૂર રહેતો. એને મમી આ બાળકને આટલાં બધાં લાડ કરે તે પણ ગમતું નહી. એક દહાડો એણે સાધુદાદાને પૂછ્યું : " સાધુદાદા, મમી આ બેબી કયાંથી લઈ આવી ?"

એક પળભર શું જવાબ આપવો એ સાધુરામને સુઝયું નહીં. " આપણે પેલી પરીઓની વાત કરતા હતા ને તેમની પાસેથી મમી બેબીને લઈ આવી. તને એકલાં ગમતું નહોતું ને !"

થોડી વાર બાળક વિક્રમના કપાળ પર કરચલીઓ પડી. " ત્યારે દાદા હું ક્યાંથી આવ્યો ?"

ફરી એનો એ જ જવાબ આપવો ? સાધુરામે વિચાર કર્યો. પણ બીજો કંઈ ઉત્તર તરત એમને સુઝયો નહીં.

" તું પણ ત્યાંથી જ આવ્યો ભઈલા !"

" દાદા ! મમી મને શું કામ લઈ આવી ?"

" તને ખબર નથી ? પપા રોજ બહાર જાય ત્યારે મમીને એકલાં એકલાં ગમતું નહોતું. તે રોજ રોજ એકલી બેસીને રડતી.

પછી એક દિવસ મમી બાગમાં ફરતી હતી ત્યારે એક પરી ફરતી ફરતી આવી. કેવી ઝીણી સરખી ? આ મારા અંગુઠા કરતાં જરાય મોટી નહીં હોં ! તે છાનીમાની લપાઈને એક ફુલ ઉપર બેઠી. મમીને તો કંઈ ખબર નહી. મમી કહે 'મને એકલાં ગમતું નથી. કોઈ મને એક બાબો આણી આપે તો કેવું સારૂં ?' ને પરી ખડખડાટ હસી. "

" મમી તો ચમકી હશે, નહીં દાદા ?" વિક્રમને ખૂબ ગમ્મત પડી.

" અરે ખૂબ જ. " હસતાં હસતાં દાદાએ કહ્યું: " એટલામાં પરીએ કહ્યું, ' સરોજ! મને શોધી કહાડતો ' જેમ વિક્રમ બાબો સંતાઈ જઈને મમીને કહે છે ને તેમ જ એણે કહ્યું. " સાધુરામે આ શબ્દો બોલતાં બોલતાં આંખના ખુણામાંથી જોયું. વિક્રમની ગમ્મતનો પાર નહોતો.

" બરાબર મારા જેવું જ દાદા ? "

" હા, બરાબર તારા જેવું જ. ને મમીએ તો પાછળ ફરીને જોયું તો કોઈ દેખાય જ નહીં. પરી તો અંગુઠા જેટલી ને ફુલમાં સંતાઈ ગએલી, તે કેમ દેખાય ? મમી કહે ' કોણ બોલે છે ?' ને પરી કુદતી કુદતી આગળ આવી ને મમીના હાથ પર બેઠી."

" દાદા ! પરી કેવી હતી ?"

" અરે ખૂબ જ સુંદર. મમીને તો સમજ જ નહીં પડે કે આ તે કોણ છે ? પછી એણે પોતાનો ઝીણો સરખો રૂમાલ કહાડીને મમીનાં આંસુ લુછી નાંખ્યાં. અને કહે, ' સરોજબેન ! રડીશ નહીં. હું તને એક સુંદર બાબો આણી આપીશ. ' "

" પછી દાદા ! હું કેવી રીતે આવ્યો ?" મુદ્દા પર આવતાં વિક્રમે પૂછ્યું.

" તે હું કહું છું ને ! એક રાતે મમી ઉંઘતી હતી, ને તાપ ખૂબ પડતો હતો, એટલે મમીએ બારી ઉઘાડી રાખી હતી. એટલામાં

રાતના પરી તને લઈને ઉડતી ઉડતી છાનીમાની આવી અને મમીની પાસે મુકી ગઈ. સવારે ઉઠીને મમી જુએ તો વિક્રમ બાબો નીરાંતે મમીની પાસે ઉંઘતો હતો."

વાર્તાનો અંત કંઇ વિક્રમને બહુ સરસ લાગ્યો નહીં. "દાદા! પપાને ખબર નહીં પડી?"

"પડી ને. તરત જ મમીએ પપાને ઉઠાડીને કહ્યું, 'જુઓ, પરી મને કેવો સુંદર બાબો આપી ગઈ?' ને પપા ઉઠીને દોડતા દાદાને બોલાવવા આવ્યા. 'સાધુદાદા! અમારો બાબો જોવા ચાલો.'" વાત કરતાં કરતાં સાધુદાદાને તે રાત યાદ આવ્યા વગર રહી નહીં.

"અં હું પણ દાદા! હું આ બેબીના જેવો તે વખતે હતો કે? બેબી તો કંઈ સારી નથી લાગતી ને એને રમતાં પણ નથી આવડતું. તદ્દન માંકડા જેવી તો છે."

"અરે જોજે ને એ તો એવી સરસ થશે! પરીઓને તો કંઈ છોકરાંને શીખવતાં આવડે નહીં. પણ એ જરા મોટી થશે ને કે આપણે એને રમતાં શીખવી દઈશું." દાદાને લાગ્યું કે આ વાત બહુ લંબાઈ. "પણ આજે તો તું દાદાની સાથે કંઈ રમ્યો જ નથી. પેલા ખુણામાંથી બોલ બેટ લાવ તો આપણે બાગમાં જઈ રમીએ."

વિક્રમ દોડયો. એના ઝુલફાવાળા ચપળ દોડતા આકારને જોતાં સાધુરામે સંતોષનો એક નિઃશ્વાસ નાંખ્યો.

બાળક વિક્રમ ખૂબ સ્વતંત્ર મિજાજનો હતો. એને દરેક કામ પોતાના હાથે કરવું ગમતું. એ પોતાનાં કપડાં હાથે પહેરતો ને ઘડી વાળતો. પોતાનાં રમકડાં પોતાના હાથે સરખાં કરીને મુકતો. કંઈ રમત ન આવડતી હોય તો કલ્લાકો સુધી કોઈની મદદ લીધા વગર તેની ઉપર તે મડતો.

## ( ૭ )

વિક્રમને આ જ અરસામાં પડોશના બંગલામાં રહેવા આવેલાં એક નાના છોકરા સાથે ઓળખાણ થઈ. થોડા દહાડામાં તો બંને આખો દિવસ સાથે જ રમનારા થઈ ગયા.

ને સમવયનો સાથી મળ્યો એટલે વિક્રમનું લક્ષ દાદા તરફથી થોડું ઓછું થવા માંડયું. દાદાની પાસે વાર્તા સાંભળે તો બંને જણુ સાંભળે. દાદાની સાથે ફરવા જાય તો બંને જણા જાય અને વખતો વખત તો રમવામાં દાદાની પણુ જરૂર રહેતી નહીં. સુમન જરા મોટો હતો તે દોરતો, વિક્રમ દોરાતો.

સુમનની દોરવણીએ વિક્રમ દોરવાતો. સુમનની સાથે તે ઝાડ પર ચઢતાં, ભુસ્કા મારતાં, તોફાન કરતાં શીખ્યો. સુમનની સાથે રમત રમતાં દાદાને અને મમીને એ કલ્લાકોના કલ્લાકો ભુલી જવા માંડયો. બંને જણુ બાગમાં રસ્તા પર ભટકયા કરતા. બંને જણુ સાથે ખાતા, સાથે ફરતા, લઢતા ઝઘડતા અને પાછા એકઠા મળતા. વિક્રમને સુમન વિના એક પળ પણુ ચાલતું નહીં.

સાધુરામનું હ્રદય ફરી પાછું ઘવાયું. ઘણાં વર્ષો એકાંત સેવી સેવી આણેલી શાંતિ વિક્રમના સહવાસે જતી રહી. નિર્જનતાથી કઠોર થયેલા હૃદયનાં પડો પણ આ બાળકના સંગાથમાં ઉડી ગયાં અને ફરી પાછો 'મારો કરેલો' ને 'મારો માનેલો' બાળક જીવનમાંથી સરી જતો હતો. કદાચ...કદાચ એક વાર એ એવો જતો રહેશે કે સાધુરામ દાદા કોઈવાર જુવાનીમાં એક વાત કરવાના વિષય શીવાય બીજી કોઈ રીતે એને નહીં સાંભરે.

સ્નેહનો અધિકાર એક પાસનો આપેલો ટકતો નથી, ને વયનું ઘણું મોટું અંતર હોય ત્યાં પણુ સ્નેહ કદી એક જ પ્રકારની સ્થિતિમાં રહી શકતો નથી. મોટાનો સ્નેહ નાના કરતાં વધારે તીવ્ર હોય છે. નાનાં નવા સ્નેહીઓના સાથમાં જુના સ્નેહીઓને સહેલાઈથી વીસરી જાય છે. મોટાં આખા જીવન સુધી તેને સાચવી રાખે છે ને તે ખોવાય ત્યારે શોકનાં આંસુ અનિવાર્ય થઈ પડે છે.

સાધુરામ દાદાએ એક પલકમાં જોઈ લીધું કે વિક્રમ હવે એનોએ નહીં રહે. દાદા, મમી, પપા સૌને એ ચહાશે પણુ એમની અગત્ય

દહાડે દહાડે એના જીવનમાંથી ઓછી થાય એવો ક્રમ કુદરતે એને માટે નીરધારી મુક્યો હતો. આજે સુમન, કાલે એનું મગજ વિકાસ પામશે તેમ સ્કુલના કોઈ બીજા બાળકો એના મનનો કબજો લેશે. મોટો થતાં સુધી એવા અનેક કબજાઓ લેવાશે ને છુટશે અને એક દિવસ કોઈ બાળકી કે સ્ત્રી એના સમગ્ર જીવનનો કબજો લેશે ત્યાં સુધી આ ક્રિયા ચાલવાની. પછી એ પત્નિ અને છોકરાંનો બનશે, ગમે તેનો થશે પણ સાધુરામ દાદાના જીવનમાં એ હતો એવો તો પાછો નહીં જ આવે. જવાની એણે શરૂઆત કરી હતી. પુરેપુરો જતાં કદાચ મહીનાઓ, વર્ષો લાગશે, પણ જવાનો એ તો ચોક્કસ.

સાધુરામને ફરી વૈરાગ્ય આવતો હતો. વિક્રમના જવાની વાટ જોઈ છેવટે અંધકારમય ઘડપણમાં ડુબી જવું એના કરતાં હમણાં જઈ બાળકના મન પર હંમેશની ન ભુસાય એવી સાધુદાદાની છાપ મુકવી એ સારૂં નહીં ? ને બાળકે પોતાને છોડયો તેના કરતાં બાળકના મનમાં પોતે જીવંત છે એ વિચારે દૂર દૂરથી પણ પોતાના મનને શાતા નહીં વળે વારૂ ?

સાધુદાદાએ રાત્રિ દિવસ આ વિષય પર વિચાર કર્યો અને છેવટે નિર્ણય પર આવ્યા. જવાની બધી તૈયારી એમણે કરી રાખી. વિમળ ને સરોજને કંઈક બહાનું કહાડી સાંજે મળી આવ્યા. રાત્રે વિક્રમને પાસે બોલાવ્યો. " વિક્રમ ! દાદા કાલે ગામ જાય છે. તું દાદાને યાદ કરશે કે ? "

વિક્રમને પહેલું તો કહેવાનું મન થયું. " દાદા ! મને લઈ જાઓ. " પણ પછી સુમન સાથે બીજા દિવસે જુહુ જવાનું હતું તે તેને સાંભર્યું. તે સાધુરામને વળગી પડયો. " દાદા ! ક્યારે આવશો ? "

સાધુરામે વિક્રમને છાતીસરસો દબાવ્યો. એમના ગળે ડુમો ભરાયો ને ક્યાં સુધી બોલાયું નહીં. છેવટે એમણે ગળું ખંખારી ઉત્તર આપ્યો, " થોડા દહાડામાં. પણ તું ડાહ્યો થજે, ને મમીને પજવતો નહીં. "

વિક્રમે ડહાપણથી ડોકી ધુણાવીને હા પાડી. દાદાએ એને માટે એક મેકેનો, એક ઘોડો, એક વાજું, એક એરોપ્લેન, એક મોટી મોટર ને એવાં બીજાં ખૂબ રમકડાં આણેલાં તેનો ઢગલો તેની આગળ કર્યો. આખા જન્મારાની ભેટ જાણે અત્યારે જ આપી દેતા હોય એવું એમનું વર્તન હતું.

વિક્રમનું બાળક હૃદય પીગળી ગયું ને બહાદુર છોકરા રડે નહીં એ સૂત્ર સાંભરી આવવાથી જ તેણે આંખમાં આવેલાં આંસુ બળજબરીથી રોકયાં. ઘેર જવાનો વખત થયો પણ એને ઘેર જવાનું મન નહોતું થતું. "દાદા મને અહીંઆ સુવા દોને!"

"ના, ભાઈ! આજે નહીં. મમી વાટ જુવે." દૃઢ હૃદય રાખી સાધુરામે કહ્યું ને ફરીવાર એકવાર ભેટીને માણસ સાથે એને મોકલી આપ્યો. એના ગયા પછી જીવનમાંથી જ્યોત જતી રહી હોય એમ એક આરામખુરશી પર પડીને સાધુરામ મોકળે મને રોયો.

ને બીજે દિવસે સવારે મળસ્કામાં જીવનભરની જાત્રા કરવાનો નિશ્ચય કરી સાધુરામ નીકળ્યા.

પણ એમનો ઉદ્દેશ સિદ્ધ થયો. વિક્રમના જીવનમાંથી એમની સ્મૃતિની સુવાસ કદી વાસી થવા પામી જ નહિ.

# જીવનસંધ્યાએ કૃષ્ણ

દિવસનો પાછલો પહોર નમતો હતો. સૂર્યનાં ઉગ્ર કીરણોની ગરમી નરમ પડવા માંડી હતી રસ્તા પર ચાલનારના ઓળા લાંબા થતા જતા હતા.

સામે એક પહાડ ક્યાંઈક તડકામાં ચમકતો અને ક્યાંઈક વાદળીની છાયામાં અંધારો બનેલો હતો. રસ્તાની બે બાજુ ખેતરો હતાં. પણ એકેમાં ઉગેલાં અનાજના તણખલાં ન હતા સામે રસ્તે થોડે થોડે અંતરે વૃક્ષો આવતાં. પણ મુસાફરનો થાક તેનાથી પુરેપુરો ઉતરતો નહીં.

આજ રસ્તેથી વૃદ્ધ, થાકેલો કૃષ્ણ આગળ ને આગળ ચાલ્યો જતો હતો. એનું ચોક્કસ સ્થાન એણે નક્કી નહોતું કર્યું. જ્યાં પૃથ્વી રહેવાની જગ્યા આપે અને જ્યાં પોતાને કોઈ ઓળખતું ન હોય એવો દુનિયાનો એક ખુણો તે શોધતો હતો.

એના પગ થાકેલા હતા. એનું ઘરડું શરીર વળવા માંડ્યું હતું. એની આંખો તેજ વિનાની હતી. વસ્ત્રો મેલાં અને અસ્તવ્યસ્ત હતાં.

યાદવોના યુદ્ધ પછી, સર્વ સ્વજનોના સંહાર પછી, કૃષ્ણ પોતાને માટે દુનીયાનો એક ખુણો શોધવા નીકળ્યો હતો. હજુ સુધી ભારતમા એને એકે ખુણો એવો ન જડયો જ્યાં એને કોઈ ઓળખતું ન હોય. એનાં પૂર્વ પરાક્રમો આખી દુનીઆને જાણવામાં હતાં. કોઈ એવું જન નહોતું કે એને દેખીને કાંપતું ન હોય. કોઈ એવું જન ન હતું કે એને જોઈ નહાસી જવાને તત્પર ન હોય!

કોઈ એને જોતાંને વાર પૂતનાવધથી માંડીને અનેક અમાનુષી દૈવી ઝપટમાં રખે આવી જવાય એમ માની દૂર ભાગતાં. કોઈ એના જરાસંધ, ભીષ્મ, શીશુપાલ અને બીજા અનેક વધોમાં દૈત્યનો છળ અને ક્રૂરતા જોતાં અને એના માર્ગમાંથી દૂર રહેવાય તેની સંભાળ લેતાં. રૂપાળી સ્ત્રીઓ કે બાળકીઓના પતિ ને પિતાઓ એનાં સ્ત્રી-પરાક્રમો એને જોતાંને વાર સંભારતા ને રખેને એ ભુરકી નાંખે એ બ્હીકે એ જાય ત્યાંથી પોતાના સ્ત્રીજનને ઘરના ઉંડા ભાગમાં, એની કામણગારી નજરે ન પડે એમ, સંતાડી મુકતા. પંડિતો વાદમાં હારવાની બ્હીકે ભાગતા. રાજાઓ રાજ્ય જવાની બ્હીકે નાસતા. સાધારણ જનસમાજ કંઈ સમજ ન પડે એવા એના ભયને લીધે દૂર રહેતો. નાનાં બાળકો પણ આ ઘરડા વિચિત્ર માણસની આંખો ને દેખાવ જોઈ દૂરથી જ દોડી જવાનું પસંદ કરતાં.

હારેલો ને થાકેલો દૈવી શ્રીકૃષ્ણ આગળ ને આગળ પોતાનો રસ્તો કાપ્યે જતો હતો. મહાભારતના યુદ્ધને જીતનાર, અર્જુનનો સખા ને સારથી, કંસને મારનાર, કાલીયા નાગને મર્દન કરનાર, અનેક દૈત્યનો કાળ અને અનેક ઋષિ મુનિઓનાં ભક્તિગાનોનો પાત્ર, ગોપીઓનો પ્રિય શ્રીકૃષ્ણ આજે અસહાય દશામાં વિશ્રામસ્થાનની શોધમાં ફોગટ ફાંફાં મારતો હતો.

એને એકે મિત્ર રહ્યો ન હતો. એકે સ્વજન રહ્યો ન હતો. જીંદગીમાં નાનાં મોટાં મહાભારત આદિ અનેક યુદ્ધોમાં અને છેવટે યાદવાસ્થલીમાં એ સૌ ખપી ગયાં હતાં. રહ્યો માત્ર એ એકલો,

ભક્તવિહોણો, મિત્રવિહોણો, સોળ હજાર ને આઠ પત્નિઓ વિહોણો. જેનો પડયો બોલ ઝીલવા માનવો ને દેવોનું આખું વિશ્વ ખડે પગે રહેતું તેમાંથી એક પણ આજે તેનો સાથ કરવાને નહોતું.

ખરા તડકામાં ચાલી ચાલીને તાપ ને ભુખથી કૃષ્ણના પ્રાણ આકુળવ્યાકુળ થતા હતા. સામે એક ઝુંપડીમાં એક ગોવાલણી ગાયો દોહતી હતી. આખી જીંદગીમાં સ્ત્રીજને કૃષ્ણનો આદરસત્કાર સૌથી વધારેમાં વધારે કર્યો હતો. કૃષ્ણે આશામાં ઝુંપડી તરફ પગલાં વાળ્યાં.

ગોવાલણી કૃષ્ણને આવતો જોઈ ચમકીને ઉભી થઈ ગઈ. કૃષ્ણ આ પ્રદેશમાં ફરતો હતો એવી વારતા એને કાને ક્યારની પહોંચી ગઈ હતી. આ વૃદ્ધ, મેલા, થાકેલા, હારેલા માણસના હાસ્યમાં ગોકુળની ગોપીઓ જીતાઈ એ શક્તિ જતી રહી હતી. એણે કંટાળેલા સ્વરે પુછયું, "ગોવાલણી ! મહી આપશે ?"

ગોવાલણીની ના કહેવાની હિંમત ચાલી નહીં. પાંદડાંની પેઠે થરથર ધ્રૂજતાં તેણે તાજા દુધનો ઘડો ઉંચકયો. પણ તે હાથમાંથી પડીને ઢોળાઈ ગયો. ગોવાલણી વગર બોલે ઘરમાંથી બીજું દધિનું માટલું લઈ આવી ને તે કૃષ્ણની અંજલીમાં રેડવા માંડયું. ઘણા દિવસના ભુખ્યા કૃષ્ણે એકી ટસે અંજલીમાં મુખ રાખી એ આખું માટલું પીધુ. એના નિર્ગત થતા શરીરમાં શક્તિનો સંચાર થવા માંડયો. આભારની એક ઉંડી દૃષ્ટિ એણે ગોવાલણી તરફ નાખી. ગોવાલણીની આંખોમાંથી હજુ ભય ગયો નહતો.

કૃષ્ણને જીવનમાં પહેલીવાર પોતાની જાત ઉપર તિરસ્કાર આવ્યો. કોઈ માનવીની સોબતને એ યોગ્ય રહ્યો નહતો એમ. નહીં પણ કોઈ માનવી એની સોબતમાં રહેવાને પોતાને યોગ્ય ગણતું ન હતું અને સૌ એને જોઈ ત્રાસતાં ને નાસતાં તે એ જોઈ શકયો હતો. હજારો સ્ત્રી પુરુષોના સંગમાં રહેનાર શ્રીકૃષ્ણ આવું ભયંકર એકાંત કેમ કરી સહન કરી શકે ? માનવીઓના ઉદ્ધારને માટે એણે અવતાર ધર્યો, માનવજાતની સેવામાં

પોતાની શક્તિઓ સમર્પી અને માનવીના યુદ્ધો જીવનભર પોતે લડયો. અને આ સવાસો વર્ષની ઘરડી ઉમ્મરે એક છાપરી એને આશ્રમ આપવાને ન હતી, એક આદમી એની સાથે વાત કરવાને ખુશી ન હતું. " ઓ પરમાત્મા ! આ જીવનનો તું છેડો આણ ! " કૃષ્ણે ચીરાઈ જતાં અંતરમાંથી પ્રાર્થના કરી.

સાંજનો પડછાયો લાંબો ને લાંબો થતો જતો હતો. ગોવાલણીનો આંખથી આભાર માની શ્રીકૃષ્ણે જંગલની વાટ લીધી. એને પૂર્વ જીવનની સ્મૃતિઓ એક પછી એક સતાવવા માંડી. દુનીઆની નજરે સૌથી વિજયી જીવન એણે ગાળ્યું હતું. રાજ્યો ખોયાં ને લીધાં ને આપ્યાં, શત્રુ રૂપી દુષ્ટોને સંહાર્યા, મિત્રોને તાર્યા ને મૂર્ખતામાંથી ઉગાર્યા, પ્રેમ લીધો ને દીધો, ચક્રવર્તીની સંપત્તિ મેળવી અને ખોઈ, આથી વધારે કોઈનાએ જીવનમાં શું હોઈ શકે ?

પણ આજે એ સૌ વર્ષો ગણતાં કઈ પળ પોતે શાતા કે સુખની ગાળી હતી ? એની દૈવી કે દાનવી શક્તિઓના ધાકમાં શત્રુ કે મિત્રે કદી એના પર પુરેપુરો વિશ્વાસ રાખ્યો હતો ? મિત્રો—કહેવાતા મિત્રો એના જેવા શક્તિશાળી જનની શક્તિ કે રક્ષા કોઈ દિવસ કામની છે એમ ધારી એની મિત્રતા શોધતા. જનો હંમેશાં એનું શરણ માંગતા અને પોતાનું કામ કઢાવી જતા. શત્રુઓ બને ત્યાં સુધી એને છેડતા નહીં. એના અંતઃપુરમાં વસતી સોળ હજાર સુંદરીઓ અને એના હજારો પુત્રો એની સાથે છેક નિર્ભયતાથી કે વિશ્વાસથી વર્તી શકતા નહીં. સૌ એને કપટી ને ક્રૂર ગણતા. ભક્તોને પણ જરૂર પડે ત્યારે ખુશામતના શબ્દો બોલી યાચના કર્યા શીવાય બીજું કંઈ કામ કૃષ્ણનું નહોતું. એ એક મોટો જુલ્મગાર હતો. એની ઇચ્છા પ્રમાણે સૌને ચાલવું પડતું. એને વાંકું પડતાં કઈ પળે એ શું કરશે એ વીશે એના મિત્રો પણ વિચાર કરી શકતા ન હતા.

પણ એનું કોઈ ખરેખરૂં મિત્ર હતું ? આટલે વર્ષે શ્રીકૃષ્ણને શંકા થવા માંડી. માત્ર પોતે કોઈ સાધારણ માનવી જેવો હોત,

પોતાની શક્તિઓમાં દૈવી કે દાનવી અંશ કોઈએ કલ્પ્યો ન હોત તો તો ... આટલા બધા કહેવાતા મિત્રો કરતાં થોડા પણ ખરા મિત્રો એને મળ્યા હોત તો જીવનના સંધ્યાકાળે આમ એને અસહાય અને એકલા રખડવું પડત? 'કોઈ પ્રેમાળ આત્મા એનો થાક વિસરાવવા ને એનું દુઃખ ભુલાવવા હાજર હોત તો ?!'

કૃષ્ણને થાક ખૂબ લાગ્યો હતો અને એક ડગલું એનાથી આગળ ભરાતું ન હતું. રસ્તાની પડખે આવેલા એક ઝાડ તળે જઈ એણે ભોંય પર પડતું નાખ્યું. વિચાર કરી કરી એનું મગજ બહેર મારતું જતું હતું. ચાલી ચાલી એનું અગ દુખી આવ્યું હતું. સુવર્ણના સિંહાસનને શોભાવનાર મુરારિએ ભોંય પર લંબાવ્યું ને હાથનું ઉશીકું કરી, દીલ પરની પછેડી ઓઢી, આંખો મીંચી. એને વિચાર નહોતા કરવા. પણ આખા વિશ્વને ડોલાવનાર આ દશામાં સ્વસ્થતાથી કેમ સુઈ શકે?

આંખો મીંચી ને એને શંકા થવા માંડી: "પોતે પૃથ્વીનો ભાર ઉતારવા જન્મ લીધો હતો પણ પોતાના આખા જીવન દરમિઆન પૃથ્વીને સૌથી વધારેમાં વધારે પીડા નહોતી થઈ?"

ગોકુળમાંથી જ એની શરૂઆત થઈ હતી. કૃષ્ણની શક્તિ પર ઝુઝતા ગોવાળીઆઓએ આસપાસનાં ગામડાંઓમાં પોતાનાં તોફાનોથી કેટલો ત્રાસ વર્તાવ્યો હતો? ને કંસના વધ પછી એના હાથ નીચે યાદવો ગર્વમાં ફાટયા નહોતા? એક દ્રૌપદીને કારણે પાંડવો જેવા મુર્ખાઓને રાજ્ય અપાવવા એણે મહાભારતના યુદ્ધમાં કરોડોનો સંહાર કરાવ્યો ને તેમાં પોતાના મિત્રો ને ગુરૂઓને મારતાં પણ પાછું વાળીને જોયું નહી. ને છેલ્લી યાદવાસ્થળી? એની શક્તિના બળે શક્તિશાળી બનેલા યાદવો છેવટે એટલા ફાટયા કે ન એમને ન્યાય કે અન્યાયનું ભાન રહ્યું; ન એમને નીત અનીતિનું ભાન રહ્યું, ને મદિરામાં રાત ને દિવસ મસ્ત રહેતા. આ

ગર્વીલા યાદવો...ને તેમાં બળરામ ને સાંબ ને પ્રદ્યુમ્ન ને લાડકો અનિરૂદ્ધ સૌએ... કૃષ્ણ જેવા જગતપુરૂષની આંખમાં પણ આ બધાના વિચારે પાણી આવ્યા વિના રહ્યાં નહિ.

"પરમેશ્વર! જે તેજના અંશમાંથી તેં મને ઘડયો ત્યાં મને હવે પાછો બોલાવ. તેં મારામાં રાખેલો સૌ વિશ્વાસ અફળ ગયો છે. મારી જીંદગીમાં નિષ્ફળતાની પરંપરા શીવાય મને બીજું કંઈ દેખાતું નથી. આખી જીંદગીમાં નાશ, નાશ, ને નાશ શીવાય મેં બીજું કંઈ કીધું નથી. મને ચાહનારાએ પણ કદી મારા પર વિશ્વાસ રાખ્યો નથી. પણ આજે તો એ ભભકો ને ભવ્યતા સૌ જતાં રહ્યાં. જીંદગીનાં તોફાન પણ પુરાં થયાં હવે તો અશક્ત ને એકલો જર્જરિત ને નિર્બળ તારો બાળ તને પુકારૂં છું. દીનાનાથ! આ જીવનલીલા હવે સંકેલી લે!"

શું ખરેખર આ વિશ્વપાલકે કૃષ્ણની પ્રાર્થના સાંભળી? ટુંકી પછેડીમાથી કૃષ્ણજીના પગ વગર ઢંકાયે બહાર રહ્યા હતા અને એ પાદ ઉપર લાલ પદ્મનું ચિહ્ન સધ્યાના ઝાંખા અજવાળામાં દૂરથી ચળકતું તેથી પગ ઝીણા સરખા પક્ષી જેવો લાગતો હતો. એક પારાધિએ દૂરથી જોયું ને તીર માર્યું. એક વિપળમાં કૃષ્ણનો પગ જખમાયો ને એણે એક ચીસ પાડી. "પિતા! તેં અરજ સાંભળી?"

પારાધિ પાસે આવ્યો ને ભુલ જોઈ પસ્તાયો. પણ તે પહેલાં તો આ જગતપુરૂષના પ્રાણ જગતનાં સનાતન તત્વોમાં જઈ મળ્યા હતા.

મૃત્યુ? જગતનો મહાપુરૂષ આમ વેરાનમાં પારાધિને હાથે મરે? ને છતાં કથા કહે છે તેમ એ વાત આમ જ બની હતી.

# એક નિર્ભાગી સ્ત્રી–

કેટલાંક જન્મે છે તે જીવવા માટે; કેટલાંક જીવે છે તે અવતાર એળે ગાળી મરવા માટે.

માણસના જીવનની વિધાતા કોણ છે? વિધાતાની એક ક્રૂર મશ્કરી પર આખા અવતારની ધુળધાણી થાય એ વિશ્વનિયમમાં શું રહસ્ય રહેલું છે?

વિધાતાની આવી જ ક્રૂરતાની આ એક ટુંકી ખરી કહાણી છે. તેની ભોગ બનેલી વ્યક્તિમાં નથી શક્તિ પોતાના દુર્ભાગ્ય સામે રડવાની કે એકે સામો પ્રશ્ન ઉઠાવવાની એણે તો જે આવ્યું તે સહ્યું–વગર બોલ્યે, વગર ફરીઆદ ઉઠાવ્યે. પણ માણસાઈનો કાયદો અને ન્યાય દુનીઆમાં છે જ નહી એના પ્રત્યક્ષ પુરાવા રૂપે એ જીંદગી ખડી છે. કેદખાનાંના સળીયા પછવાડેથી એની રાવ કે ફરીઆદ કોઈ સાંભળે એમ નથી. કોઈને એનો અવાજ પહોંચી શકે એમ પણ નથી. કેદખાના શીવાય બીજી દુનીઆ કેવી હોય એનો વિચાર પણ લગભગ એ ભુલી જવા માંડી છે. પેટ ભરવું અને રાત પડે ત્યારે ઉંઘવું એ ત્રણ વાનાં પશુની નિયમતાથી એ કર્યે જાય છે.

એ દુર્ભાગી સ્ત્રીની ટુંકી કથા આ પ્રમાણે છે. ટુંકી, કારણ કે રૂઢિની દુષ્ટતા માનવના અન્યાયી ન્યાય શીવાય બીજા કશા બનાવો એ જીંદગીમાં બન્યા નથી.

દક્ષિણમાં સતારા નામે એક પ્રખ્યાત ગામ છે. એની પ્રખ્યાતિ મહારાષ્ટ્ર નરકેસરી શિવાજી સાથે એનુ નામ સંકળાએલું છે તેમાં છે.

આ ગામમાં ખંડોબાનું એક મંદિર છે. મંદિરમાં હજારો યાત્રાળુ આવે છે, બ્રાહ્મણો વેદ ભણે છે, પુજા કરે છે અને યાત્રાળુઓની ભેટ સ્વીકારે છે. ને એમ લાગે છે કે દેવને માનવ ગુલામોની ભેટ પણ અપ્રિય નથી.

પરાપૂર્વથી આ દેવ પર લોકોની શ્રદ્ધા ખૂબ હતી. દેવ નિર્ધનને ધન આપતા, રોગિષ્ટને સારાં કરતા, અને વાંઝીયાંને છોકરાં આપતા ને બદલામાં દેવદાસીઓના રૂપમાં પોતાનું દાપું માગતા. ઘરમાં છોકરાં ન જીવે તેથી કે ઘરમાં છોકરાં વધી પડે તેથી, નિર્ધન માબાપો નાનીશી બાળકીને દેવને અર્પણ કરી ગર્વ માનતા. બદલામાં આ ભવની આકાંક્ષા અને પરભવનું કલ્યાણ બંને સધાશે એવી એમને સંપૂર્ણ ખાત્રી હતી.

ખડોબાના મંદિરની બહાર સંખ્યાબંધ ખોલીઓ, આવી દેવ-દાસીઓને માટે બાંધેલી હતી. આ દેવદાસીઓ દેવને પરણતી, મંદિરનું કામ કરતી, મંદિરની જમીનની ખેતી કરતી, મંદિરનાં ઢોર સાચવતી ને દહાડે ભીખ માગતી, ને રાત્રે કોઈ ગામના શેઠીઆની રખાત બની, તેની લાલસા તૃપ્ત કરતી, ને બદલામાં થોડા ઘણા પૈસા મેળવતી. આથી મંદિરને મફત ગુલામો મળતાં, ને ગામને વિષયલાલસા ફેંદ-વાનો મફતનો ઉકરડો મળતો. દેવની પ્રતિષ્ઠા વધતી ને ગામ ચોકખું નિર્મળ દેખાતું. આથી વધારે ફાયદો ગામ લોકને શો હોય ?

તાનીને પણ કુમળી ૭ વર્ષની ઉમ્મરે એનાં માબાપે દેવને અર્પણ કરી હતી. એ આવી ત્યારથી મંદિરમાં રહેતી. એક વૃદ્ધ દેવદાસીએ તેનો કબજો લીધો. તેને ઉછેરી, દેવની સાથે પરણાવી, મંદિરનું કામકાજ શીખવ્યું અને સ્ત્રીત્વની શરૂઆત થઈ કે તરત જ તેને એક શેઠ લાવી આપ્યો. હિંદુસ્તાનમાં જ્યાં અત્યાર સુધી હજારો બાળકીઓ અગીઆર બાર વર્ષની ઉમ્મરે કાયદેસર લગ્નવિધિવાળા શેઠ મેળવતી ત્યાં દેવને પરણેલી આ દેવદાસી એજ ઉમ્મરે દેવની સદેહ ગેરહાજરીમાં બીજો શેઠ કરે તેમાં નવાઈ શું ?

તાનીના જીંદગીના હેવાલમાં કંઈજ રસ નથી. કદી કદી તે એની બુઢ્ઢી મા સાથે મુંબાઈ જતી. મુંબાઈમાં જઈને આ સ્ત્રીઓ ઘણુખરૂં માગવાનુજ કામ કરતી. તાનીને આ અરસામા એક છોકરી પણ થઈ હતી તાની કદીક એના શેઠ સાથે પણ મુંબાઈ જતી. પોતાને ગામ પાછી આવતી ત્યારે મંદિર પછવાડેની નાની ખોલીમાં પોતાની બાળકી સાથે રહેતી. મંદિરમાં ને ખેતરમાં કામ કરતી, ને દેવની પૂજા કરતી. આ દેવદાસીઓને દેવની પૂજા રોજ કરવાની હોય છે.

તાનીની જીંદગીનાં વીસ કે બાવીસ વર્ષ આમ ગયાં હશે. તાનીને પોતાની ઉમ્મરની ચોક્કસ ખબર નથી પણ અત્યારે પણ એ જુવાન સ્ત્રી દેખાય છે; તો આજથી દસ અગીયાર વર્ષ પહેલાં એ આથી વધારે નહીં હોય !

પછી તાનીની જીંદગીનો એક કાળો દિવસ આવ્યો અને એણે એની આખી જીંદગી રંગી મૂકી. પડોશણ દેવદાસીની નાનીશી પાંચ છ વર્ષની છોકરી એક દહાડો ક્યાં સુધી કોઈને જડી નહીં. આ છોકરીની ઉમ્મર લગભગ તાનીની છોકરીની ઉમ્મર જેટલી જ હતી. છેવટ ગામના કુવામાંથી છોકરીનું મુડદું ને તાનીની ખોલીમાંથી ચુલા તળેથી છોકરીના દાગીના નીકળ્યા. પોલીસ તાનીને પકડી ગઈ. વખત-સર કેસ ચાલ્યો. તાનીને ફાંસીની સજા થઈ અને ગર્ભવતી હોવાથી તે ઘટીને વીસ વર્ષનાં કેદખાનાંની સજા થઈ. આજે આ સ્ત્રી દસ

અગીઆર વર્ષથી જેલના રોટલા ને ગંધાતું શાક ખાઈ પોતાના દિવસ નિર્ગમે છે. એની પુંજીમાં એક ટીનનું ટમલર ને વાટકો, ને તે પણ એનાં નહીં પણ સરકાર માબાપનાં. એનું બાળક કોઈને બહાર આપી દીધેલું છે. સારી ચાલચલગતને પરિણામે હાલ તે જમાદારણી નીમાઈ છે. આ તેની હકીકત.

પણ આજની ઘડી સુધી તાનીને ખબર નથી કે મરનાર છોકરીના દાગીના પોતાના ઘરમાંથી કેમ નીકળ્યા. એને પડોશણ જોડે અદાવત હોવાનું સાંભરતું નથી. અને આ કૃત્ય કોણે કર્યું હશે એ વિષે પણ એ કંઈ કહી શકતી નથી.

અને એક દેખીતો પુરાવો—દાગીના એના ઘરમાંથી નીકળ્યા એટલે પોલીસે આગળ તપાસ કરવાની તસ્દી લીધી હોય એમ પણ લાગતું નથી.

હજુ દશ વર્ષ એને કેદખાનામાં કહાડવાના છે. પણ કદાચ એની સારી ચાલચલગતને પરિણામે બીજાં ત્રણ વર્ષમાં એ છૂટે એવો સંભવ છે. પણ તે વખતે 'ખૂની', 'કેદખાનામાં જઈ આવેલી' સ્ત્રીની છાપ એના પર હશે. એના ગામમાં કે એના મંદિરમાં એને કોઇ સંઘરશે નહીં. એને ઘરમાં નોકરી રાખતાંએ લોકો બ્હીશે. ને પંદર વર્ષમાં દુનીઆ એટલી બદલાઈ ગઈ હશે કે જે દુનીઆમાં પોતે જન્મી એ જ આ દુનીઆ છે કે કેમ એ એને ઓળખતાંએ ભારે પડશે. ને આ ગભરાએલી સ્ત્રીને તે વખતે એમ નહીં લાગે, કે કેદખાનાનું જીવન આથી સારૂં ન હતું ?

નસીબે ને દુનીઆએ આ સ્ત્રીને દગો દીધો છે. એ જન્મી તે માત્ર દુઃખી થઇ મરવા માટે. જીવી પણ આખો અવતાર એળે ગાળવા માટે. દેવ, માણસ, રૂઢિ ને કાયદો એ સૌએ આ સ્ત્રીને કચડવામાં પોતાનો પૂરેપૂરો ફાળો આપ્યો છે.

દુનીઆના પડ પર કાંકરે કાંકરે આવી નિષ્ફળતાઓનો ઇતિહાસ લખેલો છે. આવું આ વિશ્વ કોણે બનાવ્યું ?

# આત્મભોગની કીંમત

## પંચાંકી નાટક

પાત્રો—

| | | | |
|---|---|---|---|
| દેવકુંવર<br>પદ્મા<br>વિજયા | પુત્રીઓ | રામરાય<br>દુલેરાય<br>કમલાકર | જમાઇઓ |
| ચંદાવહુ<br>વસંતવહુ<br>વિલાસવહુ | પુત્રવધૂઓ | નંદનાથ<br>વિધુવદન<br>પ્રભાત | પુત્રો |
| વિશાખા—રામરાયના<br>ભાઇની પુત્રી પાલિતા | | શ્યામરાય<br>પિનાકી | |

---

### અંક ૧ લો.

સ્થળ—સુરતના લાઇન્સના એક બંગલાનું દિવાનખાનું.

સમય—પ્રભાતના દસેક વાગતાનો સમય.

[રામરાયના વચલા પુત્રના દીકાને અન્નપ્રાશન નિમિત્તે આખું કુટુંબ એકઠું થએલું છે. તેર વર્ષની વિજયા દીકાને હાથમાં લઇ

ની પાસે વારા ફરતી ફરતી ફરતી રમાડે છે. રંગે તે ઘઉંવર્ણી અને કદરૂપી નહીં પણ સાદી છે. સ્થૂલ શરીરનાં દેવકુંવર અને ભપકાદાર લક્ષ્મી એક ખુણાના કોચપર બેસી કીકાને માટે કરાવેલાં ઘરેણાં લુગડાં કાઢી જુએ છે. બાવીસેક વર્ષની પદ્મા અને લગભગ એવડીજ વસંતવહુ હીંચકે બેસી દોરાનો રૂમાલ ગુંથે છે. બાજરમાન ચંદાવહુ અને શુક્રતારા સમી નાની વિલાસવહુ રસોડામાંથી વારેઘડીએ આવી દેવકુંવરની આજ્ઞા કે સલાહ પુછી જાય છે અને બધાંની વાતોમાં વારાફરતી બબ્બે અક્ષર બોલી પુરવણી કરતી જાય છે.

દિવાનખાનાને બીજે છેડે એક ટેબલની આસપાસ બેસી દુલેરાય, કમલાકર, નંદનાથ અને વિધુવદન ચાર જણ પાનાં રમે છે. પ્રભાત પાછળ ઉભો રહી બધાંની રમત જોયા કરે છે.

પદ્મા અને વસતવહુની વાતમાં રસ લેતી વિજયા ખડખડાટ હશી પડે છે, બધાંનું ધ્યાન ત્યાં દોરાય છે.]

વિધુવદન—કેમરે વિજયા ! કેટલી ગડબડ કરે છે ! મારો હાથ ચુકાવ્યો.

( વિજયા વધારે મોટેથી હસે છે. પદ્મા અને વસંતવહુ પણ હસતી દેખાય છે. )

વિજયા—વિધુભાઈ ! એ તો પેલા શ્યામરાયની વાત. પદ્માબહેન એની નવી વાત લાવી છે.

કમલાકર—(પાનામાંથી ઉંચું જોઈ પદ્મા તરફ હસતાં ) અરે જવા દેને ! અત્યારમાં એનું પુરાણ ક્યાંથી કાઢ્યું !

પદ્મા—( આંખોથી સ્મિતનો ઉત્તર વાળતાં ) તે લ્યો, વાત પણ ના કરીએ ?

( લક્ષ્મી કોચ પરથી ઉઠી પદ્મા પાસે આવી ઉભી રહે છે. )

લક્ષ્મી—શું છે અલી ? એ નવી શી વાત લાવી ?

વસંતવહુ—મોટીબહેન ! એ તો પેલી એના ઘરમાં એની વિધવા ભાભી છે ને—પેલી કમળી.

લક્ષ્મી—હાય હાય ! તે એને પણ......

વસંતવહુ—ના ના, સાંભળો તો ખરાં. એ તો માથાની નીકળી. એણે તો હાથમાં ચલાણું હશે તે છુટ્ટું ફેંક્યુ અને ભાઈના નાક અને હોઠ બંને ચીરાઈ ગયા કહે છે કે એક દાંત પણ પડી ગયો.

વિજયા—(જોરથી હસતાં) હાય હાય ! એ મોંએ પાટો બાંધીને ફરતાં કેવો લાગતો હશે ! કાળા કાળા શીળીવાળા કલેઢા જેવા વદન પર ગોરો ગોરો પાટો ! હા, હા, હા !

લક્ષ્મી—(તેને ન ગણકારતાં) હવે વાત ઘર સુધી આવી પહોંચી છે ! જે એને પાને પડશે તેણે સાત ભવ પાપ કર્યા હશે. (દેવકુંવરને) બા ! બા ! સાંભળ્યું ?

દેવકુંવર—(બધુ સંકેલી ઘરેણાંની દાબડી હાથમાં લઈ ઉભા થતાં) શું ? પેલા શ્યામરાયની વાત ને ! બાળને એનું સવારના પ્હોરમાં નામ.

લક્ષ્મી—(ચંદાવહુને આવતાં જોઇ) ભાભી ! ભાભી ! આ વાત સાંભળવા જેવી છે. (ફરી બધી વાત કરે છે.)

ચદાવહુ—ઓય મા ! દહાડે દહાડે હવે તો એ હાથથી ગયો. બીચારી કમળીનું હવે શું થશે ?

પદ્મા—અરે ! એ તો એના માથાની છે. એ તો એટલે આવી છડેચોક ગાળો દેતી હતી.

દેવકુંવર—પણ બચારીને રોટલા માટે રઝળાવશે હોં ! (બધાં વાતમાં વારાફરતી પુરવણી કરે છે. બારણામાં વિલાસવહુ દેખાય છે.)

વિલાસવહુ—બા ! તૈયારી કરાવું ?

દેવકુંવર—હા, વખત થવા આવ્યો છે. અલી વીશુ ! ક્યારની બેઠી બેઠી ગુંથ્યા કરે છે, તે જરા કામમાં હાથ તો દે. તૈયાર પાટલે આવીને બેસવાનીજ વાત.

વિશાખા—(ઝટ ઝટ ગુંથવાનું સંકેલીને ઉભી થતાં) કાકી! હું સવારની રસોડામાંજ હતી. મોટી ભાભીએ કહ્યું કે હવે કશું કામ નથી એટલે અહીંઆ આવીને બેઠી.

ચંદાવહુ—(ધુરકીને) ચપચપ જવાબ જ દેતાં આવડે છે. તે વખતે કહ્યું પણ ફરી પાછું મોં દેખાડયું! બધા વિજયાના વાદ કરે છે, તે તેને કેમ પાલવશે? ભાંડી ઘસી ઘસીને હાથનાં છાલાં નીકળશે. બહુ શાહજાદીવેડા શા?

(વિશાખા નીચે મોંએ વગરબોલે ચાલી જાય છે. બધી સ્ત્રીઓ કટાણે મોંએ એને જતી જોઈ રહે છે. વિજયા કીકાને હાથમાં ઉંચો ઉછાળી ડચકારી બોલાવી હસાવવાનો પ્રયત્ન કરે છે.)

લક્ષ્મી—જાણે રાજકુંવરી! પરમેશ્વરે એક જરીક રૂપ આપ્યું છે તેમાં અભિમાન કેટલું કરે છે? મારી પાસે તો એક ઘડી પોસાય નહી.

વસતવહુ—(કીકાને હાથમાં લેતાં) જવા દોને મોટીબહેન! મીંઢી તો એવી કે એના પેટનું પાણી હાલે નહીં.

પદ્મા—એ તો ઠીક છે કે બા ને બાપા આવાં આવાંને પોષનારાં બેઠાં છે. બાકી કાકાની તો પાઈની વસ્તુ કે ચાંગળું પાણી આપણે કદી દીઠાં નહોતાં.

વસતવહુ—હોય શું તે તેડે?

ચદાવહુ—સાસુજી વચ્ચે ન પડે તો હું તો એને સીધી દોર કરી દઉં.

દેવકુંવર—(નિસાસો નાંખે છે) શું કરીએ દુનીઆની લાજે કંઈ કર્યા વિના છુટકો થાય! આ વૈશાખ મહીને પરણીને એને ઘેર જાય એટલે નીરાંત. એનું થઈ જાય એટલે આ વિજયાનુંએ કંઈ સુઝે. લોક નર્યા એવા છે કે જરી જેટલું રૂપ જોઈ એનેજ મોહે છે.

પદ્મા—બા! નક્કી થઈ ગયું?

દેવકુંવર—હા, પેલા પિનાકીની જોડે ગોઠવ્યું તો છે.

વસંતવહુ—પણ સાસુજી! એનું કુળ તો હલકું. અને જઈને ખાશે શું?

દેવકુંવર—( આંખો કહાડી એને દબાવતાં ) હવે હલકું ને ભારે. આટલું મળ્યું તે કહેને! છોકરો એણ બી. એ. માં છે અને પાસ થઈ કમાવા લાગશે. બધાંને માટે કંઈ પૈસાવાળા વર ટાંગી મુકયા છે! ( મમતાથી દુલેરાય અને કમલાકર તરફ જુએ છે. દુલેરાય એકદમ પત્તા પછાડી ઉભા થતા જણાય છે. )

દુલેરાય—ન–ન–ના. હ–હું ખ–ખ–ખરૂં કહું છું કે તમે સ–સ સાઇન કરી હતી.

કમલાકર—( ગુસ્સે થઈ ઉભા થાય છે. ) સાઇન કોણે કરી હતી? હાર્યા એટલે રમવું નથી એમ કહો.

દુલેરાય—( વીંટીઓવાળો હાથ ટેબલ પર પછાડે છે ) ક–કહું ક–ક–કહું છું કે ક–ક કરી હતી.

( નંદનાથ બંનેને શાંત પાડે છે. અને હાથમાં ઘડીઆળ કાઢીને જુએ છે. )

નંદનાથ—અરે, કેટલા વાગ્યા કંઈ ખબર છે! સાડા અગીઆર થયા. કેમ બા! આજે જમવાની તૈયારી કયારે થવાની?

લક્ષ્મી—હજુ બાપા કયાં આવ્યા છે? ( દેવકુંવરને ) બા! આજે વિશુના વરને તેડયો છે?

દેવકુંવર—અલી ચંદાવહુ! તેં મને સંભાર્યુંએ નહીં કે? એને કહાવવું તો રહી ગયું.

ચંદાવહુ—( બેદરકારીથી ) હશે. હવે એકવાર નહીં જમે તો શું અપશાસ્ત્ર થઈ જવાનું હતું, સાળું યાદ તે કયાં સુધી રહે? કોઇવાર ભુલીયે જવાય.

લક્ષ્મી—( હસતાં હસતાં ) કાલ તો ભાભી, તમે મારે ઘેરે નોતરૂં મોકલતાં ભુલી જશો.

ચંદાવહુ-તમે એ શું બોલ્યાં મોટીબહેન ! તમે અને એ સરખાં ?

( બહાર બારણે ગાડીનો અવાજ સંભળાય છે. બધાં વાતો કરતાં બંધ થાય છે અને બારણા તરફ જુએ છે. રામરાય હાથમાં કાગળોના બંડલ સાથે પ્રવેશે છે. એમનો ઘાટ મોટો, કદરૂપો છતાં ભવ્ય છે. એમના ગળામાં સામાને દાબવાની શક્તિ છે. એમના વદન પર ચિંતાની રેખાઓ સ્પષ્ટ દેખાય છે. ઉંડી ઝીણી આંખે બધાંને એક નજરે જોઈ લે છે. વસંતવહુ અને પદ્મા એમને જોઈને હીચકેથી ઉઠે છે. )

વિજયા—( દોડતી હોય તેમ કીકાને હાથમાં લઈ તેમની સામે જાય છે. ) બાપાજી ! જુઓ આ લુચ્ચો. હું ક્યારની હસાવું છું પણ હસતો નથી.

રામરાય—( કીકાને ગાલે આંગળી લગાડી જરા સ્મિત કરે છે. એને લેવાનો એમનો વિચાર દેખાતો નથી. ગંભીર વદને નંદનાથ તરફ ફરે છે ) નંદનાથ ! આજના તાર જોયા ?

નંદનાથ—બાએ સવારે ના કહી એટલે આજે હું મીલમાં મોડો જવાનો છું. કેમ કંઈ વધારે નવાજુની છે ?

રામરાય—બજાર ઘણો નરમ છે. કાલ રાત ને આજમાં સાઠ ટકા નીકળી ગયા.

નંદનાથ—કમલાકર—( બંને સામટા ) શું ?

દુલેરાય—વ–વ–વખત ઘણો ખ–ખ–ખરાબ આવે છે.

રામરાય—નંદનાથ ! મારા ખંડમાં આવી જજે મારે જરા વાત કરવી છે. વિદ્યુ ! તમે બંને દુલેરાય અને કમલાકર સાથે ગપ્પાં મારો. અમે હમણાં આવીએ છીએ. ( દેવકુંવર તરફ ) જમવાની તૈયારી કરાવજો. મારે જમીને તરત મીલમાં જવું છે.

( તેમના ગયા પછી બધા સમજે અણસમજે એકમેકની સામે જોઈ રહે છે. કમલાકર એક સીગાર કાઢી સળગાવે છે. )

કમલાકર—દુલેરાય! જબરી ઉથલપાથલ થવાની હોં. આપણે પણ જરા વહેલા જઈ બજારનો રંગ જોઈશું.

---

## અંક ૨

સ્થળ—તેજ બંગલો સાંજના ચારેક વાગતાનો સમય.

(વધુવદનનો સુવાનો ખંડ. વિધુ. કમલાકર અને પ્રભાત એક ટેબલની આસપાસ અને લક્ષ્મી, પદ્મા, ચંદાવહુ અને વસંતવહુ જમીનપર બેસી ચ્હા પીએ છે. બધાં વાતો કરવામા તલ્લીન થએલાં લાગે છે. વિજયા કુદતી કુદતી બારણામાં પ્રવેશે છે.)

વિજયા—મોટીબહેન! પેલી માધવી મંડપમાં બેસી એકલી એકલી રડે છે. હું છાનીમાની જોઈ આવી.

લક્ષ્મી—રડવાદે. એને તો નથી સુખી થવું અને નથી સુખી કરવાં.

કમલાકર—(ચાનો પ્યાલો મુકી સીગાર સળગાવતાં) કોણ રડે છે?

લક્ષ્મી—આ અમારા વિશાખાકુંવરજ તો હમણાં એમના ભાવ વધી ગયા છે, તે રડીને લોકોને ઓશીઆળા કરે છે.

કમલાકર—પણ છે શું? તમે બધાં ક્યારનાં વાતો કરો છો તેમાં મને કંઈ સમજ પડતી નથી.

(બધાં એક બીજાની સામું જુએ છે.)

વિધુવદન—(ગળું ખખારીને) જુઓને કમલાકર! વાત જાણે એમ છે. તમે આપણી મીલવાળી વાત તો જાણો છો ને?

કમલાકર—હા, ઉડતી ઉડતી વાત સાંભળી છે ખરી. પણ તમો કહો નહીં ત્યાં સુધી મને પૂછવું ઠીક નહીં લાગ્યુ

વિધુવદન—જાણે વાત એમ છે...(અચકે છે વાક્ય આગળ કેમ ચલાવવુ તે સૂઝતું નથી) કે બાપાનો હાથ હમણાં ઘણો ભીડમાં— છે, અને રૂપીઆ પાંચ લાખની હાલ તરતને માટે જરૂર છે.

કમલાકર—( ગંભીર થઈ જાય છે ) એમ! ( 'ટ્રે' માં રાખ ખંખેરે છે. સૌના વદન પર પણ એના જેવો જ ભાવ છવાય છે. કોઇ કાંઈ બોલતું નથી. થોડીવારે ) પણ આપણે વાત તો કંઇ બીજી જ કરતા હતા. તેમાં આ વાત ક્યાં આવી !

વિધુવદન—ના, તેને ને આ વાતને ઘણો મોટો સંબંધ છે.

કમલાકર—( રસ લઈને ) તે શું ?

વિધુવદન—લક્ષ્મી ! તું જ કહે. મને કહેતાં બરાબર નહીં ફાવે.

લક્ષ્મી—તમારો પાડોશી પેલો શ્યામરાય છે ને ?

કમલાકર—કોણ, પેલો બદમાશ ?

ચંદાવહુ—હં, હં, સંભાળીને બોલો. આપણે કોઈને એવું શા સારૂ કહેવું જોઈએ ?

કમલાકર—( પીત્તો ઉછળે છે ) શું સંભાળીને બોલે ? એવા ગામના ઉતાર, લુચ્ચ......

લક્ષ્મી—હં હં, ઘણું થયું.

કમલાકર—( અજાયબીથી વારાફરતી બધાંને જુએ છે ) કેમ ! તમને બધાંને આજ થયું છે શું ? શ્યામરાય વિષેનો બધાંનો અભિ-પ્રાય એટલામાં ક્યાંથી ફરી ગયો ?

લક્ષ્મી—( ખીજવાઈને ) તમારે પૂરી વાત સાંભળવી છે કે નથી સાંભળવી ?

કમલાકર—( નરમ પડી જઈને ) વારૂ. હવે નહીં બોલું. પછી કંઈ ? પછી એ શ્યામરાયનું શું ?

( લક્ષ્મી જરા અચકાય છે. પદ્મા વચ્ચે બોલી ઉઠે છે. )

પદ્મા—લ્યોને હું કહું. તેણે બાપાને પાંચ લાખ રૂપીઆ આપ-વાની ખુશી બતાવી છે. કેમ પ્રભાત ! એ કે બીજું કંઈ?

પ્રભાત—( આડું જોઈ ) તમે વાત પૂરી કરો.

કમલાકર—( એકદમ ખુરશીપર ટટાર બેસતાં ) શ્યામરાયમાં

આટલી ઉદારતા હશે એની મને ખબર નહીં. ખરેખર, એને વિષે મેં બાંધેલો અભિપ્રાય ઘણો ભૂલભરેલો હતો.

પ્રભાત—( શુષ્ક અવાજે ) હજુ વાત પૂરી નથી થઈ.

કમલાકર—હં ! ( જોરથી નાકમાંથી ધુમાડો કહાડે છે. )

પદ્મા—પણ એણે એક શરત કરી છે.

કમલાકર—જો, સા.....લુચ્ચો. હું નહોતો કહેતો ? એ કંઈ કાચો નથી

લક્ષ્મી—( ચીડવાઈને ) પુરૂં સાંભળો તો ખરા !

પદ્મા—એની શરત એમ છે કે આપણે એને વિશાખા દઈએ તો એ બાપાને મદદ કરે.

કમલાકર—( ખુરસી પરથી કૂદતાં ) ઓહો ! એટલું જ ! હું તો ધારતો હતો કે બીજું કંઈ ભારે હશે. ના, સારો માણસ તો ખરો હોં. નહીં તો આવા વખતમાં આવી બાદશાહી રકમ કાઢવી કંઈ સહેલી છે ?

પ્રભાત—( હીંમત આણી ) તમને આમાં કંઈ મુશ્કેલી નથી લાગતી, ખરૂં ?

કમલાકર—મુશ્કેલી ? એમાં શી મુશ્કેલી છે ?

પદ્મા—એનો વિવાહ તો પિનાકી સાથે થયેલો છે.

કમલાકર—( સહેલાઈથી ) તે તો તોડી નંખાય. ઘણું થશે તો ન્યાતમાં દંડ ભરવો પડશે એજ ને ?

પદ્મા—પણ.....પણ......

લક્ષ્મી—( કડવાશથી ) વિશાખા ના પાડે છે.

કમલાકર—( ન માનતો હોય તેમ ) શું ?

( થોડીવાર કોઈ કાંઈ બોલતું નથી. )

કમલાકર—એમાં એને પૂછવાનું શું ? મોટાં વરાવે તેમ છોકરાંને તો વરવાનું.

ચંદાવહુ—એજ વાંધો છે ને! બધો જમાનો જ ફરી ગયો ત્યાં શું થાય? અમારી વખતમાં તો છોકરાંને કોઈ પૂછે એ નહીં ને એને ઊં કે ચું કરવાનો અધિકારે નહીં.

કમલાકર—પણ એ છોને ના કહે. એ બાળક સમજે શું? આવો લક્ષાધિપતિ વર એને મળવાનો કયાં હતો? એ તો છોકરીનું નશીબ તેજ કરતું હશે તે આમ લક્ષ્મી ચાંલ્લો કરવા ઘેર બેઠાં આવે છે. નહિ તો પાણી ભરતાં ભરતાં હાથ ને માથાની તાલ બંને છોલાઈ જતે. (વિધુવદનનો વાંસો ઠોકે છે) વિધુવદન! તમારે બારણે આવીને છોકરી સુખી થશે ખરી.

વિધુવદન—પણ......

કમલાકર—એ પણ ને બણ. આજકાલ પહેલાં ના કહેવાની તો છોકરીઓમાં ફેશન થઈ પડી છે. આમાં બીલકુલ વિચાર કરવા જેવો નથી.

વિધુવદન—પણ આમાં તો બીજો વાંધો છે. બાપા કહે છે કે 'હું છોકરીની મરજી વિરૂદ્ધ પરણાવવાનો નથી. મારા સ્વાર્થ ખાતર એ છોકરીનો ભવ નહીં બાળું.'

કમલાકર—(વિચારમાં પડી જાય છે. થોડીવારે) બાપા તો ઘરડા થયા. પરોપકારી થઈ વિશુની વહારે ધાવા નિકળ્યા છે, ત્યારે એમનાં આટલાં બધાં છોકરાંનો વિચાર કરવો કેમ ભુલી ગયા?

લક્ષ્મી—(ક્રોધથી) હું તેજ કહું છું.

વિધુવદન—પણ એ તો સિદ્ધાંતનો સવાલ છે.

કમલાકર—(વાતના રસમાં હોલવાએલી સીગારને ફરી સળગાવતાં) આવો તે સિદ્ધાંત! ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને........પણ એ તો ઠીક. ઘણાંનું ઘણું સુખ જેમાં સમાયુ હોય તે કરતાં થોડાંના થોડા સુખનો વિચાર આડે ન આવી શકે, એ પણ એક એવો બીજો સિદ્ધાંત છે કેની? સમષ્ટિના સુખને ખાતર વ્યક્તિનો ભોગ આપવોજ જોઈએ.

( પ્રભાત તેની સામે ક્રોધથી જુએ છે. )

વિધુવદન—( કંટાળતો હોય તેમ ) તે ગમે તે હો, પણ બાપા માનવાના નથી.

કમલાકર—( વિચારમાં પડી જઈને ) આનો કંઈ રસ્તો કરવો જોઈએ. ( એકદમ સુઝી આવ્યું હોય તેમ ) પણ વિશાખા પોતેજ હા પાડે તો કેમ ?

ચંદાવહુ—તેજ પીડા છે ને ? કોઈ જાણે કે એના મોંમાં તો જીભે નથી, પણ એ તો એવી હઠીલી છે........એ કંઈ વિજયા બ્હેન જેવી નથી તે કહ્યું હોય તેમ ચપ લઈને કરે. ( એના સામું જોઈ મીઠાસથી હસે છે. )

વિજયા—( ધૃષ્ટતાથી ) આહા ! આવું હોય તો હું તો તરત મારાં માબાપને દુઃખમાંથી ઉગારૂં.

( સભ્યતાઈ દાખવવાનો ડોળ કરી બધાં હસી પડે છે. વિજયા શરમાઈને નાશી જાય છે. )

કમલાકર—તમે એ કામ મને સોંપો. ના નો જવાબ જાય નહીં એટલું ધ્યાન રાખજો. ( થોડીવારે કંઈ યાદ આવ્યું હોય તેમ ) તમે બધાં કેવાં છો ? એકલી એકલી એ બીચારી છોકરીને રડવા દો છો. તેમાંજ એનું મગજ બગડી જાય છે.

( પદ્મા તરફ જોઈને ) જા તો, એને શોધી કહાડી લઈ આવ. ચાલો, આપણે છ જણા ' ગેમ ' રમીએ. જા, જલદી આવજે હોંકે. ( પદ્મા ઉતાવળી અદૃશ્ય થાય છે. ) વિધુવદન ! પાનાં કહાડો તો, હું, પદ્મા ને વિશાખા, ને તમે, લક્ષ્મીબ્હેન ને ચંચળભાભી. ( બધાં જુએ તેમ આંખ મીચકારે છે. સૌ હસી પડે છે. પ્રભાત ચાલ્યો જાય છે ) વસંતભાભી ! તમે રહી ગયાં હો.

વસંતવહુ—( હસીને ) ના, હું એમની બાજી જોઈશ.



## અંક ૩

---

સ્થળ—દીવાનખાનું, રાતના વાળુ પછીનો સમય.

( રામરાય અને નંદનાથ શીવાયની બધી મંડળી હાજર છે. વિશાખા શીવાય બધાં કોઈ રસભરી ચર્ચામાં નિમગ્ન દેખાય છે. )

કમલાકર—મારો તો દૃઢ મત છે કે જેટલાં મહાન કાર્યો સ્ત્રીઓએ કર્યાં છે તેથી સોમા ભાગનાં પણ પુરૂષોએ કર્યાં નથી.

દુલેરાય—શ-શ-શું ? મ-મ-મનુ મ-હારાજ તો ક-ક-કહે છે કે ન-ન-નારી પ-પ-પ્રત્યક્ષ રાક્ષસી.

વસતવહુ—( ખોળામાં લીધેલા કીકાને નીહાળતાં ) મનુ મહારાજ તો પુરૂષ હતા કેની ?

વિધુવદન—( જરા હસતાં ) કેમ ! તારે પણ હવે સમાન હક્ક જોઈએ છે કે ?

કમલાકર—એમ વસંતભાભીને દબાવે છે શાનો ? તારે જોઈએ તો હું હજાર દાખલા દલીલોથી પુરવાર કરવા તૈયાર છું. સ્ત્રીઓએ જેટલો આત્મભોગ આપ્યો છે તેટલો કોઈએ નથી આપ્યો.

દુલેરાય—( ઉશ્કેરાઈ ને ) ક-ક-કરો જોઈએ.

કમલાકર—હા, જુઓને. સાદી જ વાત. જેટલી સતીઓ છે તેટલા સતાઓ છે ?

દેવકુંવર—તેતો સતીઓ થોડી તેથી નામ ગણાયાં અને ધર્માત્માઓ ઘણા તેથી નામ રહી ગયાં.

કમલાકર—ના, ખોટી વાત. એવા પુરૂષો હતા જ થોડા. સ્ત્રીઓએ જેટલું ધર્મને ખાતર, જેટલું વડીલોની આજ્ઞાને ખાતર, જેટલું લોકહિતને ખાતર કર્યું છે તેટલું બહુ થોડા પુરૂષોએ કર્યું હશે.

વિધુવદન—એ વાત એમ ગળે ન ઉતરે, દાખલા આપી સિદ્ધ કરો.

કમલાકર—હા, જુઓને સુકન્યા. એ બાપને અને રાજ્યને શ્રાપમાંથી બચાવવા ખાતર ઘરડા ચ્યવનને પરણી કેની ! એવો કયો પુરૂષ એવા સંયોગોમાં કોઈ ઘરડી સ્ત્રીને પરણવા તૈયાર થશે ? (ક્ષણવાર સૌ નિરૂત્તર થાય છે. મળેલી સફલતાથી ઉત્તેજીત થઈ) બીજો દ્રૌપદીનોજ દાખલો લો. એણે તો એકલા અર્જુનને જ પસંદ કર્યો હતો પણ સાસુની આજ્ઞાને ખાતર બીજા ચાર ડોબાને એણે ખુશીથી જીંદગી સુધી સ્વીકાર્યા.

ચંદાવહુ—લક્ષ્મી—હાય હાય ! આવું શું બોલો છો ?

દેવકુંવર—ધર્મરાજાદિને માટે આવું ન બોલાય.

વિધુવદન—બા, એ ખરૂં કહે છે. કેટલીએ રજપુત સ્ત્રીઓ, માબાપનાં રાજ્યો બચાવવા ધર્મદ્રોહી મુસલમાન બાદશાહોને પરણી.

વસંતવહુ—એમ તો કેટલાક પુરૂષોએ મુસલમાનીઓને પરણ્યા છે.

વિધુવદન—પણ તે તો પ્રેમને ખાતર. એ કંઈ આત્મભોગ ન કહેવાય.

કમલાકર—નહીંજ તો. ઇચ્છાતૃપ્તિમાં ને આત્મભોગમાં ઘણો ફેર છે. બીચારી સ્ત્રીઓને પોતાની મહત્તા ગાતાં નહીં આવડે એટલે પેલા પ્રેમની બાંગ પોકારનાર ફાવી જાય અને મોટા ગણાય.

પ્રભાત—(ઉશ્કેરાઈ જઈને) ચાલો ચાલો. આવા ખોટા તર્કવાદ કરી બધાંને અમથા ભમાવો નહીં.

કમલાકર—(આંખો કહાડીને) કેમ વારૂ ! તને એમાં શું ખોટું લાગે છે ? પ્રેમ કરતાં આત્મભોગ મોટો એમ તો પરાપૂર્વથી મનાતું આવ્યું છે. નહી તો રામચંદ્રજી સીતાનો ત્યાગ શા માટે કરતે ?

પ્રભાત—(નરમ પડી જતાં) ના, હું એ વાત ખોટી છે એમ નથી કહેતો, પણ તમે તો ઉંધી રીતે એ સિદ્ધાંતને સમજાવો છો.

કમલાકર—(દીવાસળી ચેતાવી સીગાર સળગાવતાં) તું ઉંધું

સમજે તેમાં કોઈ શું કરે ? એવા તો બીજા હજારો દાખલા છે. દેવયાનીની દાસી થવાનું કબુલ કરી શર્મિષ્ઠા યયાતિ રાજાને પરણી તે શાને માટે ? પિતાને-કુટુંબીઓને ઋષિ શુક્રાચાર્યના કોપથી બચાવવા માટે જ કેની ? નહીં તો આવી સૌંદર્યવતી અભિમાની રાજકુંવરી કોઈ કાળે આવી શરત કબુલ કરે ? પણ એને મન પોતાના કરતાં પોતાના કુટુંબીઓની કીમત વધારે હતી !

દેવકુંવર—( વાતનો મર્મ જરાક સમજવા માંડે છે. ) હાસ્તો, એ તો સતજુગનો કાળ હતો. હવેની છોકરીઓ કંઈ એવું કરે ? હવે તો બાઈ, દુધ પાઈને નાગ ઉછેરીએ તેમ પાળીપોષીને મોટી કરીએ અને જરા કંઈ વડીલોને માટે કરવું પડે તો સામી ફુંફાડા મારે.

વિજયા—( લાડતાં લાડતાં ) બા ! એવું શું કહેતી હોઈશ ? જરૂર પડે તો હું તો તમારાં બધાંને માટે પ્રાણ આપું. મારે કંઈ કરે મારાં કુટુંબીજનનું દુઃખ મટતું હોય તો હુ તો પાણી પીવા જેટલો એ વિચાર કરવા ના રહું.

( બધાં તેની સામે પ્રસંશાથી જોઈ રહે છે. વિજયા શરમાઈ જાય છે. )

કમલાકર—શાબાશ, હું કહુ છું ને કે સ્ત્રીઓમાં જે જાતનો આત્મભોગ આપવાનો જુસ્સો હોય છે તેવો પુરૂષોમાં હોતો જ નથી.

દુલેરાય—બ-બ-બોલવા પ-પૂરનો.

કમલાકર—(ડોળા કકડાવતાં) હજુ તમારી ખાત્રી નથી થઈ ?

લક્ષ્મી—એમને તો કશામાં શ્રદ્ધા જ નથી.

દુલેરાય—ગ-ગ ગપ્પાં મારે સ-સ સરધા આવે કેમ ?

વિધુવદન—( તેને શાંત કરવા ) દુલેરાયજી ! એ તો માત્ર એક મત દર્શાવે છે.

કમલાકર—હજુ તમારે જોઇએ તો હું વધુ પુરાવા આપવા તૈયાર છું. છેલ્લી રશીઆ અને જાપાનની લડાઈ વખતે કેટલીએ જાપાનીસ ખાનદાન સ્ત્રીઓ રશીઅનોને ભોળવી પોતાના દેશને માટે

બાતમી મેળવવાના કામમાં મંડી પડી હતી. તમારા મત પ્રમાણે તો આ તો પરણવા કરતાંએ વધારે હલકું કામ પણ જેમ કામ વધારે હલકું તેમજ તેની કિંમત વધારે. એમણે તો પોતાના દેશને માટે તો આ લોક તો શું પણ પરલોક પણ બગાડયો. અને દેશપ્રેમ તે શું ? કુટુંબપ્રેમનું મોટા સ્વરૂપમાં રૂપાંતર. ધર્મશાસ્ત્રોની આજ્ઞા પણ એમને આત્મભોગ આપતાં ન ડરાવી શકી. ધન્ય છે એવી સ્ત્રીઓને.

વસંતવહુ—( આતુરતાથી ) હેં ! ખરેખર ! ધર્મ કરતાંએ આત્મભોગ મોટો ?

વિધુવદન—( જરા કડક સ્વરે ) બધાં મોટાં આપણને ન સમજાય એવા વિષયમાં વાત કરતા હોય ત્યારે વચ્ચે બોલીએ નહીં.

વસંતવહુ—(છોભીલી પડી જતાં) ના, પણ મેં એમા શું કહ્યું ?

( એક ખૂણામાં બેઠેલી વિશાખા, પાસે બેઠેલી વિલાસવહુના ખભા પર માથું નાંખી આંખો મીંચી દે છે. સખીભાવથી વિલાસ તેનો હાથ લઈ પંપાળે છે. કમલાકર બાડી નજરે ન જોતો હોય તેમ તે જોઈ લે છે વિધુવદન બગાસાં ખાય છે અને આડી નજરે વસંતવહુ તરફ જુએ છે. નંદનાથ પ્રવેશે છે. )

નંદનાથ–ઓ હો હો હો, આજ તો બધી મંડળી જામી છે ને કંઈ ?

કમલાકર—આવો નંદનાથ. અમે એક સરસ વિષય ચર્ચીએ છીએ. ( દીવાસળી અને સીગાર ધરે છે ) એક બાજુ આત્મભોગ અને બીજી બાજુ પ્રેમ, ધર્મ વગેરે. હું કહું છું કે બધાં કરતાં આત્મભોગ મોટો છે.

નંદનાથ—વાત ખરી છે. આત્મભોગ વિના પ્રેમ કે ધર્મ કંઈ ટકતાં જ નથી.

કમલાકર—મારો બીજો એવો મત છે કે સ્ત્રીઓના જેટલો આત્મભોગ પુરૂષોથી આપી શકાતો નથી.

નંદનાથ—( વિચારમાં પડી જતાં ) હા, એ સિદ્ધાંતમાં પણ કંઈક સત્ય તો છે જ.

કમલાકર—(એકદમ એક નવો દાખલો સુઝી આવે છે એટલે) આપણે ગયે અઠવાડીએ જેસલ તોરલનું નાટક જોવા ગયા હતા તેમાં પણ એજ હતું કેની! એના જેવી ભક્તસ્ત્રી પ્રેમાળ, ભક્તપતિને આશરો છોડી લુટારા જેસલ સાથે ગઈ. એણે કર્તવ્ય આગળ પ્રેમને તુચ્છ ગણ્યો ત્યારેજ ને. નહિ તો એના વરને ઘેર રહી મોજ મજાહ કરતાં અને ભજનના રાગડા તાણતાં એને કોણ અટકાવતું હતું?

(વધુવદન ક્યારનો કંટાળ્યો છે તે નંદનાથ આવવાથી લાગ મળતાં ધીરે રહી ઉઠી જાય છે. કીકાને ઉંઘાડવાનું બ્હાનું કહાડી વસંતવહુ પણ પાછળ જાય છે)

દુલેરાય—(એમને જતાં જોઈ લક્ષ્મીને) મ-મ-મોડું થાય છે. ઘ-ઘ ઘેર નથી જ જવું?

લક્ષ્મી—હવે અત્યારે ગામમાં કોણ જાય-અહીં જ રહીશું.

દેવકુંવર—ઉપલા દિવાનખાનાની જોડેવાળો ઓરડો તમને ફાવશે. જા, તૈયાર કરાવ.

(લક્ષ્મી માતાની આજ્ઞા પ્રમાણે દુલેરાયને સાથે લઈ જાય છે. ચદાવહુ અડધી ઉંઘતી વિજયાનો હાથ ઝાલી સુવા લઈ જાય છે.)

દેવકુંવર—કેમ જમાઈરાજ! તમારો શો વિચાર છે?

કમલાકર—(વાતમાં ભંગ પડવાથી કટાણું મોં કરતાં) ચાલો ત્યારે હુ પણ માંડી જ વાળું.

દેવકુંવર—પન્ના! ઊઠ. કમલાકરની પથારીની તૈયારી કરાવ. વિલાસવહુ! પ્રભાત! વિશાખા! સુઈ જાઓ હવે. (વિશાખા ચમકે છે અને વિલાસનો ટેકો છોડી ઉંઘમાંથી જાગતી હોય તેમ સફાળી ઉઠે છે. દેવકુંવર ઢાંકોઢુંમો કરવા જાય છે. વિલાસ અને પ્રભાત આગલે બારણેથી કેદમાંથી છુટયા હોય તેમ ઉતાવળા ઉતાવળા અદૃશ્ય થાય છે. બારણા સુધી ગએલી વિશાખાને કમલાકર બોલાવે છે. નંદનાથ અજાયબીમાં જોઈ રહે છે.)

કમલાકર—(અતિશય ગંભીરતા ધારણ કરીને) બહેન વિશાખા!

તારો મત તો તેં કશામાં દર્શાવ્યો જ નહીં. ધાર કે તારે જ ધર્મસંકટનો પ્રસંગ આવ્યો હોય તો તું શું કરે ?

(વિશાખા ટગર ટગર ઉત્તર આપ્યા વિના જોઈ રહે છે. એની વિશાળ ચચળ આંખોમાં બે મોટા અશ્રુબિંદુઓ ચમકે છે.)

કમલાકર—જો બહેન ! આવો પ્રસંગ આવે તો ક્ષુદ્ર સુખની લાલસામાં સ્ત્રીજાતિની મહત્તા તારે ભુલવી ન જોઈએ. તુ ધારે તો તારા પાલકોને એક પલમાં સુખી કરી શકે એમ છે. તારો આત્મભોગ સ્વીકારવાને કોઇ ખુશી નથી એ તેમની ઉદારતા છે, પણ તારી ફરજ તું ચુકશે તો નિમકહરામ ગણાશે.

(વિશાખા ઉત્તર આપવાને બદલે દિગ્મુઢ જેવી ઉભી રહી છે. દયા ખાતો હોય તેમ થોડીવાર કમલાકર તેની સામે જોઈ રહે છે. ઉત્તર ન મળવાથી થોડીવારે ) જા હવે. (વિશાખા યંત્રવત્ બારણુંમાંથી બહાર નીકળે છે.)

નંદનાથ—કમલાકર ! આ બધું શું છે ?

કમલાકર—કૈં નહીં એક પ્રયોગ (બંને વગર બોલે સીગાર પીએ છે અને તેના ઉચે જતા ધુમાડા તરફ હવામાં જોતા હોય તેમ જોઈ રહે છે. )

## અંક ૪

સ્થળ—રામરાયના બંગલાની આગળના ભાગનો બગીચો. સાંજના સાડા છએક વાગતાનો સમય.

(બગીચાના મધ્યમાં ફુવારો છે. વચમાં ફરતી પુતળી સૂર્ય કિરણથી રંગીન થએલા જલશીકરો ઉરાડે છે. ફુવારાની આજુબાજુ આસનો ગોઠવેલાં છે. એક પર વસંતવહુ અને પદ્મા સુદર લાગતાં વસ્ત્રો પહેરેલી વિશાખાને લઈને બેઠેલાં છે. વિશાખાની આંખો સુઝેલી દેખાય છે. ઘડીકમાં પાસે અને ઘડીકમાં દૂર જતી વિજયા આમતેમ ફરી ફૂલો ચુટે છે. દૂર લક્ષ્મી અને ચંદાવહુ વાતો કરતાં ફરે છે.

વિજયા થોડાં ફુલો એકઠાં કરી લઈ આવે છે. )

વિજયા—વસંતભાભી ! વિશુબ્હેનને માટે આની વેણી કરૂં ? ( લાડતી લાડતી બધાં ફુલો એના ખોળામાં નાખે છે. )

પદ્મા—કેટલાં બધાં આણ્યાં ? વેણી કરતાં તો વાર લાગશે.

( વિશાખાનું માથું ઉઘાડી બે ત્રણ ફૂલ ખોસે છે અને હેતથી એને નીહાળતી હોય તેમ ) વિશુ ! તને જે કરે તે બધું શોભે !

( વિશાખા ડોકી નમાવી આંખો નીચી ઢાળે છે. એની આંખમાંથી એક અશ્રુબિંદુ પડે છે. બધાં જોયું ન જોયું કરે છે. )

પદ્મા—( થોડીવારે ) ગાંડી છે ? આવું સારૂં વર ને ઘર તને ક્યાં મળવાનાં હતાં ? તારી જગાએ આવવાને તો ન્યાતની ભલભલી છોકરીઓ કહે તે કરે આ મારી વિજયાનુંજ માગું કર્યું હોત કેની તો તે તો ક્યારની વિવાહ કરી પરણીને ઘર ચલાવતી હોત. પચાસ લાખની ગાદી પર બેસવાનું તે કયી છોકરીના નશીબમાં લખ્યું હોય ? પિનાકીને પરણીને તો સાત અવતારે આટલું સુખ પામત નહીં.

( વિશાખા આવતાં આંસુ ખાળવાનો મહા પ્રયત્ન કરતી હોય તેમ નીચું જોઈ રહે છે. )

વસંતવહુ—( એનું મોં હાથવતી ઉંચું કરી હેતથી જોતી હોય તેમ ) ક્યાં સુધી આવાં ગાંડાં કહાડયાં કરશે ? સસરાજી જો જુવે કેની તો તો કાલે તારા વિવાહ મેળવવાનું પણ માંડી વાળે. આજે તારી ફોઈજી આવી હતી તે 'કહેતી હતી તે સાંભળ્યું કે ?

પદ્મા—( હસીને ) આજથી ફોઈજી ?

વિજયા—( આતુરતાથી ) શું ભાભી ! એ શું કહેતી હતી ?

વસંતવહુ—વિશાખાને માટે બંગડી કરવાને પચીસ હજારના હીરા લીધા. ( આંખો મીચકારીને ) બાઈ! વિવાહ મળ્યા પહેલાં આટલુ ગાંડપણ તો પછી તો કોણજાણે શુંએ કરશે ?

( પદ્મા અને વિજયા બન્ને હસી પડે છે. વિજયા વિશાખાનો ખભો હલાવે છે. )

વિજયા—વિશુબહેન! મને પહેરવા આપજે હોં. આપશે ને?

(દૂરથી ચંદાવહુ અને લક્ષ્મી પાસે આવતાં દેખાય છે.)

લક્ષ્મી—(ખોટું ખોટું હેતનું વઢતાં) અલીઓ! શું કરો છો અહીયા બધી એકઠી થઇને? અત્યારથી મારી વિશાખાને ભોળવવા માંડી કે?

ચંદાવહુ—ના, તે તમારી વિશાખા કંઈ કાચી નથી હોં! થોડું બોલે ને થાંભલા કોરે એવી છે. આપણને કંઈ થોડાં ભમાવ્યાં?

(દરવાજામાં ગાડી દાખલ થાય છે. તેમાં બેઠેલાં દેવકુંવર અને વિલાસ બધાંને જોઈ બંગલામાં જવાને બદલે ત્યાંજ ઉતરી પડે છે. બીજી બે નવી આધેડ વયની સ્ત્રીઓ પણ તેમની સાથે છે. બંનેએ સાદાં ઘરનાં ધોએલાં છાયલ અને સફેદ ચોળી પહેરેલાં છે.)

લક્ષ્મી—(બેમાંથી એકને) આવો માનકોર ફોઈ! કાલે અમારી વિશુના વિવાહ મેળવીએ છીએ.

માનકોર—હા, તારી બાએ મને કહ્યું, અને બધી રીતની વાત કરવા માટે મને અહી તેડી લાવ્યાં. (વિશાખાને ધારી ધારીને જોઈ રહે છે.) નરી અપ્સરા જેવીજ લાગે છે હોં. બહેન, ઘણું સુખ પામજે અને લીલી વાડી વધારજે. તારી બા ને મારે તો બહેન બહેનનાં સાટાં હતાં. (આંખમાં આંસુ આણી) આજ જીવતી હોય તો તને જોઈને ગાંડી ગાંડી થઈ જાય. (આંખો લોહી, મુંગી થઈ જાય છે. થોડીવારે ન રહેવાવાથી) અલી દેવકોર! તમને આ તે શું સુઝયું? આવી ફુલ જેવી છોકરીને માટે શ્યામરાવ શીવાય તમને કોઈ ન જડયો? પિનાકી શો ખોટો હતો? ગરીબ તો ગરીબ, પણ છોકરીને સુખ તો આપને! પૈસાને તે શું ઓઢે કે પાથરે?

(બધાંના મોંપર ઝાંખપ વળે છે. છાસીયું કરી દેવકુંવર જરા કરડાગીથી ઉત્તર વાળે છે.)

દેવકુંવર—હવે રાખો માનકોર! તમને પારકે ઘેર શિખ દેવી સુઝે છે. પણ તમારી બહેનની છોકરી માટે ત્યાં વાત થતી હતી

ત્યારે કેમ કંઈ કહેતાં નહોતાં (એને ખોટું લાગ્યું એમ જુએ છે એટલે ફેરવી તોલે છે) બહેન ! આપણે તો દલાલ છીએ. કંચન કે કથીર, તે તો છોકરીના નશીબમાં હોય એવું નીવડે.

બીજી સ્ત્રી—હા, બહેન હા. એનું ભાગ્યજ એને ત્યાં ખેંચી જતું હશે. એના નશીબમાં ધનરેખા લખેલી હોય તે કંઈ મિથ્યા થાય !

દેવકુંવર—(વાત બદલવા ચંદાવહુ તરફ જોઈને) બધાં અહીં એકઠાં થયાં છો પણ રાતે શ્યામરાય જમવા આવવાના છે તેનું કોઈને ભાન છે ? આટલાં વસ્તારી ખાનારાં ને એકલો ભટ તે શું કરશે ? વિલાસવહુ ! તું વિશાખા સાથે અહીંઆ બેસવું હોય તો બેસ. ચાલો સાત તો વાગીએ ગયા. (દેવકુંવર વિલાસ અને વિશાખા સિવાય બધાંને લઈને જાય છે. બન્ને જણ બધાંને છેક પગથીઆં ચઢી બારણામાં અદૃશ્ય થતાં જુએ છે. બધાંના અંદર ગયા પછી વિલાસ વિશાખાની પાસે આવી બેસે છે, અને તેનો એક હાથ હાથમાં લે છે. અત્યાર સુધી રોકી રાખેલાં અશ્રુઓ વિશાખાની આંખમાંથી ટપ ટપ પડે છે. વિલાસ એને મુંગી મુંગી રડવા દે છે અને એની આંખમાંએ ઝળઝળીઆં ભરાય છે.)

વિલાસ—(અત્યંત માર્દવથી) વીશુ ! ત્યારે તેં શું કામ હા પાડી ? તું જાણે છે કે પિનાકી પણ આ વાત સાંભળીને શુદ્ધસાન ખોઈને બેઠો છે.

(વિશાખાની આંખમાંથી બિંદુઓને બદલે પુર રૂપે અશ્રુ ઉલટે છે. એને હીબકાં પર હીબકાં આવે છે.)

વિલાસ—(પસ્તાતી) વિશુ ! બહેન ! મને માફ કર. પણ હજુએ તું સસરાજીને કહે તો આ બધું અટકશે. કહેશે ?

(વિશાખા ડોકી ધુણાવી ના કહે છે અને વધારે જોરથી રડે છે.)

વિલાસ—(એને જોરથી બાઝી પડે છે) વિશુ ! તું રડે તો તને મારા સમ. મારી બહેન કરૂંને ? (કંઈ વિચાર આવતાં) તારે બદલે હું સસરાજીને કહું ? (વિશાખા ફરી ડોકી ધુણાવે છે.)

વિલાસ—( ચીડવાય છે ) શું ના ના કરે છે? આમને આમ તો એ રાક્ષસને પરણીને તું મરી જશે.

વિશાખા—( બ્હાવરી જેવી ) બધાં જીવશે ને !

વિલાસ—બધાં જાય જહાન્નમમા. ( બોલેલા શબ્દોનો વિચાર આવતાં જીભ કરડે છે. કેટલીકવારે) ગરીબ થઇ જવાશે એ જ કેની ! ( છેલ્લું બ્રહ્માસ્ત્ર ફેંકે છે ) તને પિનાકીની પણ દયા નથી?

( ફાટેડોળે વિશાખા એને જોઈ રહે છે. મનમાં પિનાકી, પિનાકી એવું કંઈ બબડતી જણાય છે. અને ભ્રમિત જેવી એ બેસી રહે છે. થોડીવાર વાટ જોઈ વિલાસ એને ઢંઢોળીને જગાડે છે. )

વિલાસ—આમ ગાંડાં કહાડશે તો હું જતી રહીશ હોં !

વિશાખા—ના, ના, ના. હું તો એને પરણવાની

વિલાસ—એને એટલે કોને ? પિનાકીને ?

વિશાખા—ના, ના, શ્યામરાયને. એનું નામ હવે મારી આગળ દે નહી.

વિલાસ—( પ્રયત્ન નિરર્થક ગયાથી ગુસ્સે થએલી લાગે છે ) વારૂ, વારૂ, પરણજે એને. ( જતી હોય તેમ પીઠ ફેરવે છે. પણ વિશાખાની મૂઢ જેવી સ્થિતિ જોઈ પાછી એને દયા આવે છે. હોજમાં રૂમાલ બોળી આવી એના મોં પર ફેરવે છે. છેલ્લો પ્રયત્ન કરતી હોય તેમ મૃદુ સ્વરે એને સંબોધે છે. ) વિશુ ! મારૂં માન હોં ! આમ હાથે કરીને શા સારૂ કુવામાં પડે છે? સ્વાર્થનાં માર્યાં અત્યારે સૌ કહેવા આવે છે. પણ પછી કોઈ આડી આંખે જોવાનાં નથી.

( વિશાખા નીચું જોઇ રહે છે. પોતાના કહેવાની કંઈ અસર થાય છે એમ માનીને ) ગાંડી ! તને બધાંયે ભ્રમણામાં ભુલાવી છે. અત્યાર સુધી તો તું મરે કે જીવે તેનીએ કોઈને દરકાર નહોતી અને હવે આટલાં હેત ભાવ શાં ? અને તને ફરજ શીખવવાની આટલી બધી કાળજી શી? નકામી ભમાઈ જઈને તમારા બે જીવની ખુવારી કરવા તું તો બેઠી છે.

( જવાબ મળશે જાણી થોડીવાર બોલતી બંધ થાય છે. પણ વિશાખાને નિરૂત્તર જોઈ ) વિશુ ! તું મારી સખી છે અને પિનાકી મારા માજણ્યા ભાઈ જેવો છે, તેમાંજ આટલું કહું છું હોં. બીચારો અત્યાર સુધી એકલવાયો હતો, તે તારા પર કેટકેટલી આશા બાંધીને બેઠો છે ? તારા ભાઈને પણ તમારા બને માટે જે લાગે છે તે તું શું જાણે ? પણ તુંજ જાણી જોઈને ખાડામાં પડવા તૈયાર થઈ છે ત્યાં કોઈ કરે એ શું ?

( વિશાખા માત્ર રડયા જ કરે છે. વિલાસ જોરથી ઉધરસ ખાય છે, અને જરા થંડી વાતી હોય એમ ધ્રુજે છે. બંગલામાંથી બનેના નામની બુમો પડે છે. વિશાખાનો હાથ પકડી વિલાસ ઢંઢોળે છે. ) જો ! શું કહું છું ? સસરાજીને આજે કહેજે હોં. ચાલ હવે ! ઘરમાં બુમો પડે છે. જઈએ. ( વિશાખાનો હાથ પકડી એને ઉઠાડે છે અને ઘસડે છે. બીજી એક ગાડી દરવાજામાં દાખલ થાય છે. ) સસરાજી આવ્યા. ચાલ ઝટ. જો ભૂલતી નહીં હો ! ( ઉતાવળા જવાનું કરે છે. રામરાય બંનેને એકલાં જોઈ ત્યાંજ ઉતરી પડે છે અને પાસે આવે છે. વિલાસ સંકોચાઈને બાજુએ ઉભી રહે છે. ઉતરતી રજનીના ઝાંખા અંધારામાં રામરાયનો ચહેરો ભવ્ય અને લાગણીભર્યો લાગે છે. પાઘડીમાંથી જરી જરી દેખાતા સફેદ કેશ અને પવનમાં ફરફરતો દુપટ્ટાનો છેડો તેમાં વધારો કરી એમની સદાની અસ્પૃશ્યતાને ઓછી કરે છે. )

રામરાય—( વિશાખાને માથે હાથ મુકી અત્યંત લાગણીભર્યા સાદે ) કેમ બેટા ! અત્યાર સુધી બંને જણ બહાર ફરો છો ?

( ગભરાતી હોય તેમ વિશાખા નીચું જોઈ અનુત્તર રહે છે. વિલાસ સોડીઆમાં હાથ નાંખી જરા સળવળે છે )

રામરાય—( ઉત્તરની વાટ જોઈ થોડીવારે અચિંત્યા ) બેટા ! તારે મને કંઈ કહેવું છે ? ( ઉત્તરની રાહ જોઈ નથી મળતો એટલે )

સંકોચ્યા નહીં. બેટા! જો હું એક પ્રશ્ન પૂછું. તું શ્યામરાય સાથે પરણવા ખુશી છે?

( અવાજમાં અત્યંત ભાવ અને દયાર્દ્રતા લાગે છે. )

( વિશાખા હા પાડતી હોય તેમ માત્ર ડોકી ધુણાવી નીચું જુએ છે. વિલાસની ક્રોધભરી બે આંખો અંધારામાં ચમકે છે.)

રામરાય—( એકદમ શુષ્ક અવાજે ) ચાલો બેટા, બંને જણ ઘરમાં ચાલો. કંઈ જીવજંતુ કરડશે. ( ભયભીત હરિણીઓ સમી બંને ઉતાવળે પગે જતી રહે છે. એક નિઃશ્વાસ નાખી રામરાય તેમની પાછળ દૃષ્ટિ માંડે છે અને જરાક મોટેથી બબડે છે ) આખરે સ્ત્રીજાતિ! પૈસાની આગળ એને કંઈ સુઝતું નથી.

---

## અંક ૫

---

**સમય**—બે મહીના પછી.

**સ્થળ**—બંગલાનું દિવાનખાનું. સ્હવારના દસ અગીઆર વાગતાનો સમય.

( નંદનાથ અને કમલાકર ઓટલાપર દીવાનખાનાના દરવાજા પાસે ઉભા ઉભા ધીરે ધીરે વાતો કરે છે. કોઇ અણધાર્યા બનાવની ગંભીરતા ધારણ કરી અંદર બેઠેલો સ્ત્રીવર્ગ એ બંનેની વાત કાન માંડીને સંભળાય તેટલી સાંભળવા પ્રયત્ન કરે છે. )

કમલાકર—આ બધી ક્યારે ખબર પડી?

નંદનાથ—ત્રણ દિવસથી આની આજ ધમાલ ચાલે છે ને!

કમલાકર—ત્યારે તો તમે પણ ગુંચવાયા જ હશો. પેલા પાંચ લાખનું શું થયું?

નંદનાથ—લગ્ન પહેલાં ત્રણેક લાખ જેટલા આપ્યા તેટલા આપ્યા. કોણ જાણે એ પણ એણે શી રીતે આપ્યા. કારણ કે તે વખતે એને માથે ચક્ર તો ભમતું જ હોવું જોઇએ.

કમલાકર—કંઇ પતે એવું લાગે છે?

નંદનાથ—કોણ જાણે. એણે ખોટી હુંડીઓ બહુ લખી છે. વખતે સાત વર્ષ ઠોકાઈ જશે. અમારી પાસે પણ એના પૈસા પાછા આપવા જેટલી સગવડ નથી. નહીં તો તે પણ હાલ તરત પુરતા ચાલે ! ( જરાવારે ગંભીરાઇથી એકદમ ) કમલાકર ! તમે હમણાં કઇ કરી શકો એમ છો ? હાલ તરત બે એક લાખની લોન આપો તો અમે સગવડે ભરી દઇશું

કમલાકર—( ચમક્યો હોય તેમ ) કોણ હું ? ના રે, મારે પરમ દિવસે દસ હજાર ભરવાના છે તેજ હું તમારી પાસે માગવાના વિચારમાં હતો. હમણાં નાણાભીડ એટલી સખત છે.

નંદનાથ—એમ !

કમલાકર—નંદનાથ, તમને હું ના કહું એવું બને જ નહી, પણ અત્યારે વખત જ ખરાબ છે. ( વાત ફેરવવા ) અત્યારે ક્યાં જાઓ છો ?

નંદનાથ—વિશાખાને લેવા. ત્રણ દિવસ તો ગરબડમાં એને લઇ આવવાનું કોઇને સૂઝયું નહીં. શ્યામરાયની ધમાલ અને અમારી પીડા બંને હમણાં તો એકઠાં થઇ ગયાં છે. આજે બાપાએ સંભાર્યું ત્યારે. એના ઘરમાંએ કોઇ છે નહીં. બિચારી એકલી ગભરાઈને ઝુરતી હશે. ( ગાડી આવતી જોઇ પગથીઆં ઉતરે છે ) ચાલો ત્યારે જમવા રહેશોને ! હું હમણાં આવી પહોંચું છું.

કમલાકર—હા, હા, તમે જઇ આવો, હું અહીં જ છું. ( ગાડી ચાલે છે એટલે દિવાનખાનામાં જાય છે. જાણે તેની જ રાહ જોવાતી હોય તેમ સૌ તેની તરફ આતુરતાથી જુએ છે. )

લક્ષ્મી—ભાઇ શી વાત કરતા હતા ?

કમલાકર—કઈ નહીં. સહેજ ધંધાની. હમણાં એ વિશાખાને તેડવા ગયા છે. ( થોડીવાર સુધી કોઇ કાંઈ બોલતું નથી. ચંદાવહુના અવાજે શાંતિમાં ભંગ પડે છે. )

ચંદાવહુ—ખરૂ કહું ! એ છોકરી જ અભાગીઆ પગલાની છે. જ્યા એનાં પગલાં થાય ત્યાં ઉત્પાત થયા વિના રહેતો નથી.

વસંતવહુ—( આંખો ચગાવી ) ભાભીજીની વાત તો ખરી છે. એ ગઇ ત્યારથી બધાં જંપીને બેઠાં હતાં. તે પાછી આવશે ને કોણ જાણે શુંએ થશે. મને તો એના આવવાની વાત સાંભળી ત્યારથી પેટમાં ફાળ પડી છે. ( ભારે ઉદાસીમાં હોય તેમ ગંભીર થઇ જાય છે. )

લક્ષ્મી—બા ! તું બાપાને કહીને એને ધેરજ રાખવાની ગોઠવણ કરને. જોઇએ તો પચીસ પચાસ રૂપીઆ મહીને દહાડે મોકલી આપજો. રોજ ઉઠીને તે અભાગીઆ માણસનું મોં જોવુ કેમ પરવડશે ?

દેવકુંવર—બહેન ! એમના મનમાં આવ્યું એટલે કંઇ ધાર્યું કર્યા વિના રહેવાના છે ? ( નીસાસો નાંખે છે. )

લક્ષ્મી—કમલાકર ! તમે બાપાને કંઇ ના કહો ?

કમલાકર—કોઇના ઘરની વાતમાં મારાથી વચ્ચે શી રીતે પડાય ?

પદ્મા—( વિચાર કરતી હોય તેમ ) મોટી બહેન ! બિચારી દયા આવે એવી તો થઇ ગઇ છે હોં. હું તો મારી પાડોશમાં છે એટલે રોજ જોઉં છું. જાણે પહેલાંની વિશાખા જ ન હોય !

વિજયા—(ઉદ્ધતાઇથી) તે હીરાની બંગડીઓ પહેરવી સહેલી છે ? ( બધાં એની સામે આંખો કહાડે છે એટલે ચૂપ થઇ જાય છે. )

દેવકુવર—કોણ જાણે શું થવા બેઠું છે તે એક દહાડો ઠરવા વારો આવતો નથી. ( આંખમાં ભરાએલાં પાણીને છેડા વતી લહોતાં) આમ ઘરમાં બધાંનો જીવ ઉંચો; આમ આ છોકરીનું આવું થયું; આમ દુલેરાય તો માંદા. વિલાસવહુનું કોણ જાણે શુંએ થશે. ભગવાન, હવે તો તું મને જ ઉપાડી લે. બધાંની લીલી વાડી મૂકી જાઉં એટલે પત્યું.

લક્ષ્મી—( આંખમાં આંસુ આણતાં ) બા ! આમ વલોપાત કરે શું વળશે ? કોઇ એવા માણસનું પાનું પડે ત્યારથી બધું એવું જ થાય. બા ! હું ખરૂં કહું છું. જો એ નેશ પગલાંની ઘરમાં રહેશે તો કંઈ નવું જુનું થયા વિના રહેવાનું નથી. ગમે તેમ કર, પણ એ આપણા ઘરમાં નહી જોઇએ.

( ચન્દાવહુ અને વસંતવહુ એની વાતમાં ટેકો દેતાં હોય તેમ ડોકું ધુણાવે છે. )

દેવકુંવર—બહેન ! એ તે કંઈ મારા હાથમાં છે ?

( રામરાય અને વિધુવદનને પ્રવેશતા જોઇ બધાં સ્વસ્થ દેખાવાનો પ્રયત્ન કરે છે. રામરાયના મુખપર અનેક પ્રકારની દારૂણ ચિંતાનાં ચિન્હો દેખાય છે છતાં તેમની આંખો દૃઢતાનું સ્થિર તેજ ધારણ કરી રહી છે. નફીકરા વિધુવદનના મુખ પર પણ અસાધારણ પ્રસંગને સૂચવતું ગાંભિર્ય છે. એક ક્ષણ ઓરડામાં શાંતિ પ્રસરી રહે છે. )

રામરાય—( શાંત સ્વરે ) શ્યામરાયને બે લાખના જામીનપર છોડાવવાનું નક્કી કરીને આવ્યો. ( સૌ આભા બનેલાં દેખાય છે. ) વિશાખા આવી ? ( કોઇ જવાબ દેતું નથી. કોઇકિવાર દેખાડે છે તેવા ખીજવાટથી ) બધાં બહેરાં થયાં છો ? નંદનાથ વિશાખાને લઇને આવ્યો કે નહીં ?

કમલાકર—ક્યારના ગયા છે પણ હજુ આવ્યા નથી. ( જરા ખંખારે છે અને હીંમત આણી ) તમે શું કહ્યું ? બે લાખ રૂપીઆના તમે જામીન આપ્યા ? વખત બહુ ખરાબ છે એટલે જરા અઘરૂં પડશે, અને છેવટે એનું કંઇ વળે એવું લાગતું નથી.

રામરાય—( પાઘડી ઉતારી હીંચકા ઉપર બેસે છે. મનમાં કંઈ ઘડભાંગ કરતા હોય તેમ જવાબ દેતા નથી. થોડી વારે નિશ્ચયાત્મક સ્વરે ) હમણાં જ હુ જીવણચંદ ઝવેરીને ત્યાં દાગીના મુકવાનું નક્કી કરી આવ્યો. ( સૌ ચમકે છે ) એના મારી પાસે ત્રણ લાખ માગણા છે તે આવી વખતે ન આપીએ તો કેમ ચાલે ? ( વાચાવાળું મૌન હોય તેમ સૌના મુખપર વંચાય એવા સ્પષ્ટ ભાવો તરવરે છે. રામરાય અધીરાઈથી બારણા તરફ જોયાં કરે છે.)

લક્ષ્મી—(ધીરજની અવધિ આવી હોય તેમ હીંમત એકઠી કરતાં ) બાપા ! વિશાખાને આપણે ઘેર આણીશું તે ઠીક નહીં દેખાય.

રામરાય—( ન સમજ્યા હોય તેમ ) કેમ ?

લક્ષ્મી—( શું કહેવું તે ન સૂઝવાથી ) એનાં પગલાં સારાં નથી.

રામરાય—( કડક સ્વરે ) શું ?

લક્ષ્મી—( ગભરાઇને ફેરવી તોલતાં ) તે–તે આવે વખતે આપણે ઘેર આણીએ તો લોકો કહેશે કે ગરજ પતી એટલે...

રામરાય—એટલે એને ત્યાં મરવા દેવી કેમ ?

લક્ષ્મી—( નીચી નજરે ) એમ હું કયાં કહું છું ?

( રામરાય વાત કરવાની ઇચ્છા દર્શાવ્યા વગર બારણા તરફ જોયાં કરે છે. બીજું બધું મંડળ પણ મૌન ધારી તેજ પ્રમાણે કરે છે.

પાંચેક મીનીટે ગાડીનો સ્વર સભળાય છે. સૌનાં ઉત્સુક નયનો દ્વાર તરફ વળે છે. ગાડી પોર્ટીકોમાં આવી ઉભી રહે છે અને નંદનાથ વિશાખાને હાથ ઝાલી ઉતારતો દેખાય છે પ્રેત જોયું હોય તેમ સૌ ચમકે છે

પગમા ચેતન ન હોય તેમ વિશાખા પગથીઆં ચડે છે. અતિશય પાંડુવર્ણી કાયાથી એ અસ્વાભાવિક લાગે છે. એના કપાલનાં હાડકાં અને મોટી લાગતી ચક્ષુઓ આગળ તરી આવેલાં છે. એના બંને હાથો જીવ વિનાના હોય તેમ લટકે છે.

એને આવકાર આપવાને બદલે એકમેકની સામે સૌ જોયાં કરે છે. રામરાય ઉઠીને આગળ ઓટલા ઉપર આવે છે અને એના માથે હાથ ફેરવે છે. )

રામરાય—બેટા ! આવી !

વિશાખા—હા, કાકા ! ( લથડીયું ખાય છે. રામરાય એનો હાથ ઝાલી અંદર દોરે છે અને કોચ ઉપર બેસાડે છે. )

રામરાય—બેટા ! તું આવી માંદી હતી અને અમને કહાવ્યું એ નહીં ?

( વિશાખાના ગાલ પરથી બે અશ્રુબિંદુઓ સરતાં દેખાય છે. થોડીવાર શાંતિ પથરાય છે. પાસેની ઓરડીમાંથી અતિશય માંદી હોય એવી થથરતી વિલાસ ભીંતને ટેકો દેતી દેતી બહાર આવે છે. કોઇની પરવા કર્યા વિના તે વિશાખા પાસે જાય છે અને તેને ભેટે છે. કોઇ વિચિત્ર શક્તિથી સ્તબ્ધ બન્યા હોય તેમ કોઇ તેને અટકાવતું નથી. )

વિલાસ—વિશુ ! મારા બોલ આખરે સાચા પડયા. બધાંને જીવાડતાં તું મરવા પડી. હવે તને જીવાડવાની કોઇને દરકાર નથી. (રામરાય વિસ્મયના અને બીજાં બધાં ઠપકાના દૃષ્ટિકટાક્ષ તેના તરફ ફેંકે છે. કોઇને ન ગણકારતાં) સસરાજી! વિશુ ને હું બંને મરવા પડયાં છીએ, એટલે છોરૂ જાણી કંઇ વધારે પડતું બોલાય તો માફ કરજો. બધાંએ ભેગાં મળી આ બિચારીને ગરદન મારી. ને હવે એને કોઇ ઘરમાં આશરો આપવા પણ રાજી નથી. (હાંફી જાય છે. થાક ખાઇને) તમે તે દિવસ રાત્રે પૂછ્યું ત્યારે કહ્યું હોત તો આ દિવસ ન આવત. પણ ભાવિ કંઇ મિથ્યા થાય !

(વધારે હાંફે છે અને કોચનો ટેકો લે છે.)

વિશાખા ! સારૂં થયું કે તું આવી. હવે તું ને હું સાથે મરીશું. તારૂં આક્રંદ મને રોજ સ્વપ્નામાં સંભળાતું અને તેથી મારાથી ઉંઘાતું એ નહીં. (મમતાથી વિશાખાનો હાથ પકડે છે અને તેનાં આંસુ લુછે છે. ભાન ભૂલેલાં હોય તેમ સૌ જોયાં કરે છે. ગળગળે સાદે) વિશાખા ! પેલો એ મરી ગયો.

(નિર્જીવ લાગતી વિશાખા ચીસ પાડી ઉભી થવા જાય છે અને બેભાન થઇને પડે છે. પડતી વિલાસને પાછળથી પ્રભાત ઝીલે છે....

(પડદો પડેછે.)

---

# સત્યાગ્રહ

## પાત્રો:

| | |
|---|---|
| સુજનભાઈ | ... ... ... ... |
| સુનંદા | ... ... ... ... તેમનાં પત્ની |
| કાંતુ<br>સુદર્શન | ... ... ... ... તેમના પુત્રો |
| સુવાસિની | ... ... ... ... તેમની પુત્રી |
| કેશવ | ... ... ... સુજનભાઈનો મિત્ર |

## અંક પહેલો.

**સ્થળ :** રાજકોટના શહેર બહારનો એક નાનોશો અમલદારનો બંગલો.

**સમય :** ૧૯૨૧ ની કોંગ્રેસ પહેલાંનો.

[ સુનંદા અને સુજનભાઈ બહાર વરંડા પરની આરામ ખુરશીમાં પડયાં છે. સુનંદા ચાળીસેક વર્ષનાં, શરીરે ભરેલાં ને ગોરાં છે. એમનું મુખ મીઠું ને રોનકદાર છે. સુજનભાઈ પીસ્તાળીસના, ઉંચા ને સુક્કા છે. એમની રીતભાત આકર્ષક છે.

દિવસ અને રાત્રિનો સંધિકાળ છે, અને ચંદ્રનાં અજવાળાં ઘડી વારમાં ચમકશે એમ લાગે છે. બંગલાની આગળ નાનોશો બાગ છે, અને તેમાં થોડા ફુલછોડ ને બાકીની સુઘડ રેતી પાથરેલી છે. ]

સુજનભાઈ—(હાથમાંની ચીરુટમાંથી રાખ. ખખેરતા) ત્યારે સુનંદા ! તમે છેવટે શો નિશ્ચય કર્યો?

સુનંદા—આવું શું બોલો છો? નિશ્ચય આમાં મારે શો કરવાનો છે?

સુજનભાઈ—પણ તમારી પરવાનગી વગર હું કયાં કશું કરું એવો છું?

સુનંદા—(અચકાય છે. પણ પછી કહી દેવાના નિશ્ચય ઉપર આવે છે.) ત્યારે મને ખરેખર શું થાય છે તે કહું? આપણને આ પ્રવાહમાં ખેંચાવું પરવડશે? આટલા મોટા વસ્તાર સાથે આમ નોકરી છોડી દઈએ તો આપણુ તો ઠીક, પણ છોકરાંઓનું શું થશે? તમારા ઉદાર સ્વભાવને લીધે આપણે કૈં એકઠું પણ કરી શકયા નથી.

સુજનભાઈ—સુનંદા, તમે આખરે સ્ત્રી જ રહ્યાં હો! દેશની આવી જરુરને વખતે પણ તમારાથી ઘરની ને છોકરાંની મમતા છોડાતી નથી અને એશઆરામ વગર જીવવું અશકય લાગે છે.

સુનંદા—(એનું અંતર ઘવાય છે.) નાથ! તમે આમ કહેશો એવું મેં નહોતું ધાર્યું.

સુજનભાઈ—બીજુ શું ત્યારે? તમને ગરીબાઈની આટલી બધી બીક કયારથી લાગવા માંડી? (સુનંદા બોલ્યા વિના હાથમાં હડપચી ટેકવી નીચું જુએ છે.) ચાલો હવે એમાં ખોટું લગાડવાનું કૈ કારણ નથી, ને તમારો એમાં કૈ વાંક પણ નથી. દેશમાં યુદ્ધ જાગે ત્યારે સર્વસ્વ આપવું એ સૂત્ર આપણે જન્મથી શીખ્યા જ નથી. અત્યારે આ સત્યાગ્રહનું પણ યુદ્ધ જ છે. સ્વતંત્રતાની આટલી બધી વાતો કર્યા

પછી અને આટલા મનોરથો સેવ્યા પછી પ્રસંગ આવ્યે હું ઘરમાં ભરાઈ બેસું અને પરિસ્થિતિનો વિચાર કરવા લાગું તો કેવું કહેવાય? (થોડી વાર મુંગા રહે છે. પણ પછી શાંત સ્વરે) તમારું કહેવું પણ હું સમજું છું. તમે છોકરાંઓના દૃષ્ટિબિંદુથી વિચાર કરો છો. મારી શક્તિ પ્રમાણે મે આજ લગી છોકરાંઓને પોષ્યાં. પણ જીંદગીમા દેશની લડત વખતે બીજી બધી ફરજો ગૌણ બને છે તે તમને ભાગ્યેજ સમજાવવું પડશે.

સુનંદા—(ખુરશીમાં ટટાર થાય છે.) નાથ! હુ નારી છું ને તેથી નિર્બળતાએ આવે. બાકી મારો ધર્મ તો સ્પષ્ટ છે.

(સુજનભાઈ ખુરશી પરથી ઉઠી વિચારમાં હોય તેમ વરંડા પર આંટા મારે છે. થોડી વારે સુનંદાની પાસે આવી ઉભા રહે છે.)

સુજનભાઈ—(સુનંદાનું મુખ હાથ વડે ઉચું કરતાં. આર્દ્ર સ્વરે) દેવી! તમે એમ સમજો છો કે મને પણ એ બધા વિચાર નથી આવતા? આપણી સ્થિતિ, છોકરાઓ, આટલી બધી આવક છતાં આપણે કૈં જ બચાવ્યુ નથી તે! પણ તે બધુજ છતાં, આવે અણીને વખતે મારાથી વાટ જોતા ઉભા કેમ રહેવાય?

સુનંદા—(સુજનભાઈનો હાથ હાથમાં લઈ પંપાળતાં) મારી ક્ષણભરની નબળાઈ માટે માફ કરો. હું તમને બીજો કૈં વિચાર કરવાનું કહેતી જ નથી.

સુજનભાઈ—મને ખાત્રી જ હતી. આવા મુશ્કેલીના વખતમાં તમારા ટેકાની આશા હું નહિ રાખું તો કોની રાખું? (રસ્તા પર છોકરાંઓના હસવાનો અવાજ સંભળાય છે અવાજ પાસે આવતો જાય છે.) દેવી! ઉઠો, છોકરાંઓ આવ્યાં. આપણે ઝાંપા સુધી જઈએ.

(બંને પગથીઆ ઉતરી ધીરે પગલે સામે જાય છે. સુદર્શન અને સુવાસિની એક નોકરની સાથે ઝાંપામાં પ્રવેશે છે. સુવાસ

વર્ષની અને સુદર્શન ચૌદ પંદરનો હોય એવાં દેખાય છે. બન્ને છોકરા સુનંદા અને સુજનભાઈને જોઈને દોડતાં સામાં આવે છે.)

સુદર્શન ને સુવાસિની–(બન્ને એકી સામટાં) સુજનભાઈ! આજે તો અમને ખુબ મજાહ પડી. વિનોદિનીને ત્યાં અમે એટલી ગમ્મત કીધી કે ન પુછો વાત.

સુજનભાઈ—(બંને છોકરાના ખભા પર બે હાથ મુકીને તેમના સામું જોતા, હેતાળ સ્વરે) જરા ધીરે.

સુવાસિની—પણ ભાઈ તો કંદર્પ સાથે વઢી પડયો.

સુજનભાઈ—કેમ, કેમ?

સુદર્શન—(શરમાતાં શરમાતાં) તે અમે સત્યાગ્રહની વાત કરતાં હતાં. કંદર્પ કહે કે મહાત્માજી જેવાજ બધા દેશનું સત્યાનાશ વાળે છે, ને મારો પીત્તો ઉછળી ગયો.

સુવાસિની—(વચ્ચે ડાહ્યલાપણાથી) ને કંદર્પે કહ્યુ કે તારા સુજનભાઈ જ સરકારી નોકરી છોડવાના નથી, બહુ લાચારી કરે છે તે.

(સુનંદા અને સુજનભાઈ એકબીજાની સામે હેતુપૂર્વક જુએ છે.)

સુદર્શન—સુજનભાઈ! હું તો કાલથી સરકારી નીશાળે નથી જવાનો.

સુનંદા—(સખ્તાઈથી) મોટા આગળ એવી રીતે વાત ન થાય.

(સુદર્શન શરમાઈને નીચું જુએ છે)

સુજનભાઈ—સુનંદા! એને વઢો નહિ. સુદર્શન! ધાર કે હું તને નીશાળ છોડવાની પરવાનગી આપું તો તું શું કરશે?

સુદર્શન—હેં! ખરેખર સુજનભાઈ? હુર્રે! ત્યારે તો કાલથી નીશાળે નહિ જવાનુ.

સુજનભાઈ—હં! એટલા માટે સત્યાગ્રહ કરવો હતો કેમ?

સુદર્શન—(છોભીલો પડીને) પણ પછી આપણી રાષ્ટ્રીયશાળા નીકળશે ને?

સુજનભાઈ—હં, ઠીક, ઠીક. અને સુવાસ! તું શું કરવાની?

સુવાસિની—ભાઈ તો ગાંડો છે. હું કૈં નીશાળ છોડવાની નથી. મને આ વખતે પહેલું ઇનામ મળવાનું છે તે જાય ને! કેમ બા! ખરું ને?

સુનંદા—બહેન! આપણે બધાંને સત્યાગ્રહ કરવાનો છે. તારા બાપુજીએ નોકરી છોડી દેવાનું નક્કી કર્યું છે.

સુદર્શન ને સુવાસિની—(ઉત્સાહમાં, સમજ્યા વિના) હેં! શું બા, સુજનભાઈ નોકરી છોડી દેવાના છે?

સુનંદા—હા. તમને ગમ્યુ કેની?

સુદર્શન—(આનંદમાં) જો, હું નહોતો કહેતો કે સુજનભાઈ આવી વખતે બીજું કૈં કરે જ નહિ?

સુજનભાઈ—(સુદર્શનના આવા વિશ્વાસથી આત્મસંતોષ અનુભવતા હોય એમ લાગે છે. થોડી વારે) હજુ ભાઈ નથી આવ્યો? જમવાનો વખત થઈ ગયો ને?

સુદર્શન—પાછળ આવે છે. એમને રસ્તામાં કેટલાક મિત્રો મળ્યા એટલે વાત કરવા ઉભા રહ્યા. કેશવકાકા પણ આજે આવવાનું કહેતા હતા.

સુજનભાઈ—ચાલો ત્યારે સુનંદા! તૈયારી કરાવો. હમણાં બધાં આવી પહોંચશે.

(ધીરે ધીરે સૌ વાતો કરતા બંગલા ભણી વળે છે.)

[ પડદો પડે છે. ]

---

## પ્રવેશ ૨.

[ તેજ રાત. જમ્યા પછી રાતના સાડા દશેક વાગ્યાનો સમય. કેશવ અને સુજનભાઈ કોમ્પાઉંડમાં ખુરસીઓ નાંખી બેઠેલા છે. ચંદ્રિકામાં બંનેના ઓળા પડે છે. ]

કેશવ—સુજન! હજુ પણ વિચાર કરવા જેવો છે હોં. આમ ઉતાવળે નક્કી કરી જન્મભર પસ્તાવું ન પડે.

સુજનભાઈ—શું તું એમ ધારે છે કે આ બાબત મેં આજે જ નક્કી કરી છે અને તે ક્ષણભરની લાગણીનું પરિણામ છે?

કેશવ—હું એમ નથી કહેતો. પણ આનું પરિણામ શું આવશે તેનો વિચાર કર્યો?

સુજનભાઈ—દરેક વખતે પરિણામનો વિચાર કરવા નથી બેસાતું. મહાન બનાવો, ઉર્મિ, પ્રેરણા, કોઈ ગેબી આવ્હાન અને એવાં બધાંથી જ સધાય છે. દરેક વખતે ગણત્રી કરવા બેસવી એ તો વાણીઆશાહી હીસાબ છે.

કેશવ—પણ પછી તારે આશરે પડેલાં બીજાં બધાંનું શું?

સુજનભાઈ—( જરા અચકાય છે પણ પછી કઠણ સ્વરે ) પ્રભુએ બધાંને હાથપગ આપ્યા છે કેની?

કેશવ—( જરાક ચીઢવાય છે. ) તે આજે જાણ્યું! જો સુજન! તું ધુની છે, પણ તારી સ્થિતિનો જરા વિચાર તો કર! તને અત્યારે છસો રુપીઆનો પગાર મળે છે. પણ તે તો હમણાં—આ છેલ્લાં બે વર્ષ થયાં. તે પહેલાં તેં બધું બાપદાદાનું દેવું પીટાવ્યું. તેં હજુ સુધી તો કૈં બચાવ્યું નથી. છોકરાંઓની કેળવણી પણ પુરી નથી થઈ. નહિ તો એ પ્રશ્ન બહુ વિચારવા જેવો ના રહેત. સુનંદાભાભીએ પરણ્યાથી માંડીને આ છેલ્લાં બે વર્ષ શીવાય અત્યાર સુધી તો માત્ર દુઃખ જ અનુભવ્યું છે. તને કોઈને માટે જરાય લાગણી નથી?

સુજનભાઈ—( થોડીવાર સુધી માથું નીચું નમાવી રાખે છે. ) કેશવ ! તું કહી રહ્યો ? તેં કહ્યું તે બધું હું નથી જાણતો એમ નહિ. પણ માણસની જીંદગીમાં એક સમય એવો આવે છે કે જ્યારે એને ડહાપણથી વિચાર કરવાનો અવકાશ રહેતો નથી. તું કહે છે કે મારી સ્ત્રી, સંતાનો સૌ દુ ખી થશે. પણ આ દેશમા કરોડો સ્ત્રીઓ અને બાળકો–જેમના દુઃખનો આરો નથી, જેમને એક વખત ખાવાને અન્ન કે શરીર ઢાંકવાને પુરાં વસ્ત્ર નથી, એવાઓના દુઃખનો વિચાર કરું છું ત્યારે તુ કહે છે તેવા દુઃખો મને બહુ કાલ્પનિક લાગે છે. એમનો વૈભવ જશે એ કબુલ, પણ દાળ રોટલો તો મળી રહેશે.

કેશવ—( ગુંચવાઈ ગયો હોય તેમ ) આ બધું ડહાપણ આટલું મોડું કેમ સુઝયું ?

સુજનભાઈ—કારણ........કે મારો મોહ ખસતો ન હતો અને બીજુ, સમય પણ આવ્યો ન હતો. મને મારા એકલાને માટે આ કાર્ય બહુ મોટું લાગતું.

કેશવ—તને હવે એમ લાગે છે કે સમય આવ્યો છે ?

સુજનભાઈ—હા, હવે હું એકલો નથી. મારા જેવા હજારો માણસો અત્યારે તો કુદી પડયા છે. અને સૌથી અગત્યનું તો એ કે સૌને દોરનાર એક નાયક મળ્યો છે.

કેશવ—સુજન ! હજુ વિચાર કરી જો લાગણીના આવેશમાં કરેલાં કામો હમેશા બહુ ડહાપણભર્યાં નથી નીવડતાં.

સુજનભાઈ—ડહાપણ ! તેં આજે કેટલી વાર એ શબ્દ વાપર્યો ? મારે ડહાપણ નથી જોઈતું. માત્ર આ એકજ શબ્દે આ દેશનું જેટલું સત્યાનાશ વાળ્યું છે તેટલુ બીજા કશાએ વાળ્યું નથી.

કેશવ—( ખિન્નતાથી ) તારી મરજી. મારો મિત્રધર્મ હતો તે મેં બજાવ્યો. ( જરા વાર રહીને ) તેં સુનંદાભાભીને પુછ્યું ?

સુજનભાઈ—( હસીને ) એણે મને કશામા ના પાડી છે તે આજે પાડે ?

કેશવ—મારી ખાત્રી જ હતી. અને ના પાડયે તું કૈં માનવાનો-એ હતો ?

સુજનભાઈ—( મજાકમાં ) કેમ હુ મોટો જુલ્મગાર છું કે શું ?

કેશવ—(થોડી વારે અચકાતાં અચકાતાં ) જુલ્મગાર કહેવાઈને જુલ્મ કરે તે સારો, પણ તારી પેઠે સામા માણસને સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ અને છૂટ દેખડાવી, દરેક વખતે પોતાનો કક્કો ખરો કરનાર જુલ્મી તો ખોટો.

સુજનભાઈ—( કડક સ્વરે ) એટલે ?

કેશવ—( હીંમતભેર ) એટલે એમ કે તારી સાથેના સંબંધમાં માણસને પોતાને નિર્ણય કરવાની છુટ જ રહેતી નથી. વિચાર કરવાની સ્વતંત્રતા એટલે તારી, એમના અંતરની નહિ.

સુજનભાઈ—( અતડાઈથી ) હું કોઈને ફરજ પાડતો નથી.

કેશવ—તે જ દુ:ખ છે ને ! જેમને પાલવે તે તને છોડીને ચાલ્યાં જાય. તું એમને રાખવાને સળી સરખીએ હલાવવાનો નહિ. અને તને ન છોડી શકે તે તારા કહ્યા પ્રમાણે કરે, ને તને અનુસરે. એ શીવાય બીજી એકે શરતે તારી સાથે રહી શકે નહિ.

સુજનભાઈ—( નરમ પડીને ) મેં કોઈ દિવસ એવું કહ્યું છે ?

કેશવ—કહ્યું નથી, પણ કરાવે છે ખરો. પણ બીજો ઉપાય નથી. તને જેનાથી છોડાવાનો નથી તેમની સ્વતંત્રતાની વાતો કરે શું વળે ?

સુજનભાઈ—કેશવ ! તું બહુ ક્રૂર થાય છે હોં. આ વાત મારા જીવનના આદેશની ન હોત તો હું ફરી વિચાર કરત, ( જરાક અચકાઈને ) કે જતી કરત.

કેશવ—ગભીર ન હોય એવી બાબતો તારે મન હોય છે જ ક્યારે ?

( સુનંદા બગલાના પગથીઆં આગળ દેખાય છે અને એક પળ ઉભી રહી નીચે ઉતરી આવે છે. )

સુનંદા—કેટલા વાગ્યા ખબર છે? આજે આમ વાતો જ કર્યાં કરવી છે? સુવું નથી? (કોઈ જવાબ દેતું નથી)

કેશવ—ભાભી! આ તમારા સ્વામિનાથ માનતા નથી.

સુનંદા—શું નથી માનતા?

કેશવ—આ બધાંને ભૂખે મારીને એમને દેશસેવા કરવા નીકળવું છે. તમે કૈં કહેતાં નથી?

સુનંદા—(મુખ પર સ્મિતાભાસ આણીને) એમાં એ ખોટું શું કરે છે? આ વખતે એ નહિ નીકળે ત્યારે ક્યારે નીકળશે?

સુજનભાઈ—(પ્રસન્ન થઈને) કેશવ! સાંભળ્યું? તું ધારે છે એવો હું જુલ્મગાર નથી.

કેશવ—નથી શું? છે. સુનંદાભાભીના શબ્દો જ તેનો મોટો પુરાવો છે. (ખેદથી) ઠીક ભાઈ, ધણીને ઢાંકણીમાં સુઝે, ને પડોશીને આરસીમાંયે સુઝે નહિ. પણ ભાભી! પતિભક્તિનું રહસ્ય દરેક વખતે પતિ કહે તે કરવામાં નથી, પણ એ ગાંડાં કાઢે ત્યારે તેને પુરી મુકવામાં પણ છે. (સુનંદા ખેદભર્યું હસે છે.)

સુજનભાઈ—(ચીઢવાય છે પણ હસી કાઢવાનો પ્રયત્ન કરે છે.) કેશવ! તું કોઈ દિવસ સમજવાનો નથી.

કેશવ—મારે સમજવું જ નથી તે! જાઓ, લહેર કરી આવો. આટલા દિવસ અમલદારી કરી, હવે સત્યાગ્રહના સીપાઈ બની જેલખાનાની હવા ખાઈ આવો. ચાલો, ભાભી! રાત ઘણી ગઈ. હવે તો હું જાઉં. (વરંડા પરથી કોટ અને ટોપી લઈ આવે છે) હજુ વખત છે. બને તો આ ગાંડાને કૈં સમજાવજો. સાહેબજી, સુજન! (જવાબની વાટ જોયા વગર ચાલ્યો જાય છે. સુજનભાઈ અને સુનંદા પણ બોલ્યા વગર ઉઠીને બંગલા તરફ જાય છે.)

[ પડદો પડે છે. ]

---

# અંક બીજો.

[ સમય : સવાએક વર્ષ પછી.

સ્થળ : અમદાવાદ. રાયપુરમાં કામનાથ મહાદેવની પોળ.

[એક નાનાશા જુના ઘરની પરસાળમાં સુનંદા ચોખા વીણવાના લઈ બેઠાં છે. ચોકમાં પાટ પર સુદર્શન ચોપડી લઈ વાંચે છે. સુવાસિની સગડી પરનું દુધ રસોડાની ઓરડીની બહાર પરસાળમાં જ બેસી ઉનું કરે છે. ]

સુવાસિની—બા, ભાઈને જેલમાં ગયે આજ છ મહીના પુરા થયા ?

સુનંદા—( નીચેથી ઉંચું જોયા વિના ) હા, બહેન ! ( સુદર્શનને ) ભાઈ ! સવારના પહોરમાં ચોપડી શું વાંચ્યા કરે છે ? લેસન ક્યારે કરશે ?

સુદર્શન—( ચોપડી બંધ કરતાં ) અરે બા, જવા દોની લેસનની વાત ! અહીંઆં લેસન કરવાનું છે જ કોને ? આપણે તો નિયમસર રેંટીઓ કાંતીએ એટલે પત્યું. કેમ સુવાસ, તારું પણ એમજ કેની ?

સુવાસિની—( નાક ચઢાવી ) મારી શાળાની તો તું વાત જ કરતો નહિ. આ તે શાળા છે કે વેશ ? મારી સ્કુલમાં હોત તો આજે તો હું ફીફ્થમાં જાત ને પહેલે નંબર પાસ થવાનું ઇનામ મળત તે જુદું.

સુનંદા—( જરા સખ્તાઈથી ) સુવાસ ! તારી બોલવાની રીત મને ગમતી નથી હોં.

સુવાસિની—( ગરવાઈને ) બા, ભુલ થઈ.

સુદર્શન—બા, તમને કહેતાં હું ભુલી ગયો. કાલે આપણો દાણાવાળો મળ્યો હતો તે આજે પૈસા લેવા આવવાનું કહેતો હતો.

સુનંતા—આજે કેમ ? હજુ પહેલી તારીખ તો થઈ નથી.

સુદર્શન—તે તો કોણ જાણે, પણ ઘણું કરીને એ એને ગામ જવાનો છે.

સુવાસિની—બા, આજે મારી શાળા જોવા પ્રફુલ્લચંદ્ર રાય આવવાના છે.

સુનંદા—કાણ ?

સુવાસિની—પ્રફુલ્લચંદ્ર રાય. કલકત્તેથી આવ્યા છે. બા, આજે હું નવી ઓઢણી પહેરી જાઉં ?

સુનંદા—( ચોખા વીણાઈ રહ્યા એટલે ઉભાં થઈ જતાં ) હા, પહેરી જજે.

સુવાસિની—( માને તપાસે છે અને રોજ કરતાં કૈંક વધારે ખુશમીજાજમાં છે એમ લાગવાથી ) બા ! ભાઈ ! એક વાત કહું ? મારાથી તો આ જાડાં લુગડાં નથી પહેરાતાં, ને તમે પાછાં હાથે ધોવડાવો છો તે નીચોવતાં નીચોવતાં હાથ તો એવા દુખી જાય છે !

સુનંદા—( મીઠાશથી ) સુવાસ ! તારી તો બાઈ, એકે એક વાત દહાડે દહાડે વધતી જાય છે સુજનભાઈ દેશને સારુ આટલુ દુઃખ ભોગવે ને તારાથી આટલુંએ નથી થતું ?

સુવાસિની—( શરમાય છે પણ વધારે હિંમત ધરે છે. ) પણ બા ! તમે અમનેજ શું કામ કહો છો ? મોટાભાઈ કોલેજમાં જાય છે તેનું કૈં નહિ ? તેની પાસે કેમ કોલેજ છોડવાનો આત્મભોગ અપાવતાં નથી ?

સુનંદા—( હસી કાઢે છે. ) જો, રાષ્ટ્રીય શાળામાં જવાથી તારામાં આટલી હોંશીઆરી આવી કે તું આવા વાદવિવાદ કરી શકે છે. મોટા ભાઈ તો મોટા છે અને છોકરાં વીસ વર્ષનાં થયા પછી પોતપોતાની બાબતમાં નિર્ણય કરવાની છૂટ તેમને આપવી જોઈએ. ( વળગણી પરથી લુગડા ઉતારે છે. )

સુવાસિની—( સાંભળી શકાય એમ બબડે છે. ) ને નાના રહે તેના ભોગ

સુદર્શન—સુવાસ ! તારો બડબડાટ બહુ વધી ગયો છે. તું બાને કેટલું દુ.ખ દે છે ? એમ નહિ કે આવી વખતે બાને જરા

મદદ કરીએ. બા ! એ તો ગાંડી છે. તમે એનું કહ્યું કશું મનમાં આણશો નહિ હોં. ( સુનંદા મીઠાશથી હસીને ડાહ્યા દીકરા તરફ જુએ છે ને નહાવાની ઓરડીમાં પેસે છે. )

સુવાસિની—( પાસે આવીને સુનંદા ન સાંભળે એટલે ધીમેથી ) હા, એમ કરીને બાને વહાલો થા. ભાઈને ભણવાનું ગયું કે જીવડા ખુશ. જો બીજાને શીખામણ આપવા બેઠા ભાઈ !

સુદર્શન—( ધીરેથી પણ અસરકારક રીતે ) ને તું ભણીને મોટી નામું લખવાની ! બા બીચારાં રાંધે, સીવે, આખા ઘરનું કામ કરે ને નીશાળમાં નોકરી કરી આપણને ખવડાવે ને ભણાવે, ને સુજનભાઈ દેશને ખાતર જેલમાં જાય ને બહેન સાહેબને ઘડી ઘડીમાં બધું ઓછું પડી જાય. આજે લુગડાં જાડા પડયાં ને કાલે ખાવાનું નહિ ભાવે, ને પરમ દિવસે ઘર સાંકડું પડશે.

સુવાસિની—( આંખમાં ઝળઝળીઆં ભરાઈ આવે છે. ) જો ભાઈ, આવું કહે છે ? હું કૈં બાને દુઃખ દેવા નથી માગતી, પણ મારું ભણવાનું બગડયું ત્યારની મને એવી ચીઢ ચઢી છે !

સુદર્શન—પણ તેમાં બા શું કરે ? એ બીચારાં તો આપણને સુખી રાખવાને આટલો પ્રયત્ન કરે છે ને તેમાં ભાઈ આવો પાકયો. આવી વખતે એણે તો બાને મદદ કરવી જોઈએ, ને તેને બદલે ભાઈ તો કોલેજમાં ભણે છે (ગર્વથી) હું તો કયારનો નોકરી લવાનો વિચાર કરું છું પણ બા મને લેવા દેતાં નથી. ( ટપાલવાળો આવીને એ કાગળ ફેંકી જાય છે. ) ઓહો ! આ તો સુજનભાઈનો કાગળ. ( બંને સાથે ધાંટા પાડે છે. ) બા, ઓ બા, સુજનભાઈનો કાગળ આવ્યો છે. ( સુનંદા એકદમ બહાર આવે છે ને આતુરતાથી છોકરાંઓ પાસેથી કાગળ લઈ લે છે. ) બા સુજનભાઈએ અમારા ઉપર કૈંક લખ્યું હોય તો અમને આપજો હોં.

( સુનંદા કાગળ ફોડે છે અને છોકરાંઓનાં નામની બે કાપલીઓ તેમાંથી નીકળે છે તે તેમને આપે છે. છોકરાં તે લઈ મેડે ચઢી જાય છે. સુનંદા કાગળ વાંચે છે ને તેનું મોઢું ઉતરી જાય છે.)

સુનંદા—( એકલી ) સ્વામિનાથ! તમને આ શું સુઝ્યું? અંતે મારી બીક ખરી ઠરી ( આંખમાંથી બે આંસુ ખરે છે તેને પાલવ વડે લોહી નાખે છે. કેશવ ઓટલે ચઢે છે. )

કેશવ—( એની રીતભાત પહેલેથી વક્રોક્તિભરી છે ) કેમ ભાભી! છો કે ?

સુનંદા—( કાગળ ચોળીમાં સતાડતી ) કેમ કેશવભાઈ! તમે ક્યાંથી ? બહુ દિવસે દેખાયા ?

કેશવ—સુજનની ખબર પુછવા ખાસ રાજકોટથી આવ્યો છું. કેમ, ભાઈને જેલમાં કેમ છે ? ત્યાંની હવા બરાબર સદે છે કે નહિ ?

સુનંદા—એ વાત પછી પણ તમે ઉતર્યા છો ક્યાં ? તમારો સામાન ક્યાં ?

કેશવ—( હસીને ) ભાભી! ખરું કહું તો હું મુંબઈ જતો હતો તે રસ્તામાં ઉતર્યો. સામાન સ્ટેશન પર છે અને બીજી ટ્રેનમાં તો મારે જવું છે. હુ જમવાનો તો અહીંઆ છું. (પાટે બેસે છે)

સુનંદા—તે તો કૈં ચાલે ? ચાલો, તમે આવ્યા તે સારું થયું હમણાં જ મને એમનો કાગળ મળ્યો. ( જરા વારે ) એમને દર ત્રણ મહીને એક કાગળ ઘેર લખવાની છુટ છે.

કેશવ—એમ ? શું લખે છે ? ખુશીમાં તો ખરા ને ?

સુનંદા—હા, તબીયત તો સારી છે. એમ લખે છે-જો કે શરુઆતમાએ મને જરા કઠણ લાગતું હતુ ખરું. સાધારણ કેદીમાં અને એમનામાં કશો ફેર જ ગણતા ન હતા. ને એ માટે તો એમને કેટકેટલો સત્યાગ્રહ કરવો પડ્યો.

કેશવ—ત્યારે તો બહુ દુબળો થઈ ગયો હશે !

વહેમથી તેના સામું જુએ છે. કેશવ એનો વહેમ પરખે છે. ) ભાભી ! એ તો હું અમસ્થો એમ બોલું છું. તમે તો જાણો છો કે એણે આ બધું કર્યું તે મને પહેલેથી પસંદ ન હતું.

સુનંદા—(મક્કમતાથી) પણ ભાઈ, હવે કર્યું તે કૈં ન કર્યું થાય ?

કેશવ—ખરી વાત છે. સુજન કાગળમાં શું લખે છે ?

સુનંદા—( ન કહેવાના નિશ્ચય પર આવે છે. ) ખાસ કૈં નહિ. ખુશીખબર. ચાલો ભાઈ ! તમે કપડાં ઉતારો ચાહ બા પીઓ. પછી હું રાંધવા લાગું.

કેશવ—હું ચાહ સ્ટેશન પર પીને આવ્યો છું. નકામી ખટપટ કરશો નહિ. ( એટલે મગનલાલ મહેતાજી ચઢે છે. )

મગનલાલ—સુનંદાબહેન છે કે ?

સુનંદા—કેમ ભાઈ આવો ! શું કામ છે ?

મગનલાલ—મને શેઠે મોકલ્યો છે. બહેન ! તમે ગયા મહીનાનું ભાડું નથી ભર્યું ને આ બીજો મહીનો થયો.

સુનંદા—( કેશવના દેખતાં કહ્યું તે ન ગમવા છતાં નિરુપાયે ) ભાઈ ! મને આ મહીનેજ શાળામાં નોકરી મળી. હું આવતે મહીને બને ભાડાં સામટાં ભરીશ.

કેશવ—( ખીસ્સામાંથી પાકીટ કાઢતાં ) ભાભી ! કેટલાની જરુર છે ?

સુનંદા—ના ભાઈ, રહેવા દો. મારે હમણાં ભીડ નથી. મહેતાજી ! ફીકર કરશો નહિ. આવતે મહીને જરુર ભાડું ભરી દઈશ.

મહેતાજી—( એક પળ કેશવ સામું જુએ છે. ) વારુ બહેન. (જાય છે.)

કેશવ—( ખોટું લાગ્યું હોય તેમ ) ભાભી ! હું કૈં પારકો છું ? જરુરની વખતે હું કામ ન આવું ત્યારે ક્યારે આવું ?

સુનંદા—( એને ખોટું લાગ્યું છે તે જુએ છે. ) ભાઈ! ખપ પડે ત્યારે તમને નહિ કહું તો કોને કહીશ ? પણ અત્યારે જરુર જ નહોતી.

કેશવ—ભાભી ! તમે નોકરી કરો છો ?

સુનંદા—( ઘણીજ નજીવી વાત હોય તેમ ) હા. આ મહીનેજ અહીંની કન્યાશાળામાંથી એક શિક્ષિકા ચાલી ગઈ, ને બીજું કોઈ તરત મળે એમ ન હોવાથી બીચારાં નર્મદાબહેન બહુ મુઝવણમાં પડયાં હતાં. એમણે મને પુછ્યું ત્યારે થયું, લાવ બપોરે નવરી બેસું છું ત્યારે એક પંથ ને દો કાજ જેવું થાય. ( વાત આગળ વધતી અટકાવવા ) સુવાસ ! સુદર્શન ! નીચે આવો. કેશવકાકા આવ્યા છે.

( બંને છોકરાં સાંભળતાને વાર ધબડ ધબડ દાદર ઉતરે છે ને દોડતાં કેશવ તરફ જાય છે. )

સુવાસ } સુદર્શન } કેશવકાકા ! કેશવકાકા ! કયારે આવ્યા ?

( સુનંદા કેશવને રોકાએલો જોઈ રસોડામાં જાય છે. )

કેશવ—( સુવાસને વહાલથી દાબે છે. સુદર્શનની પીઠ થાબડે છે.) કેમ લુચ્ચાંઓ ! તમે તો બંને બહુ મોટાં થવા માંડયાંને શું ? અમદાવાદનુ પાણી તમને સદ્યું લાગે છે. બોલો, ભાભીને કેટલું દુઃખ દો છો ?

સુવાસિની—( સુદર્શન તરફ જોતા ) હું બાને જરાય દુઃખ દઉ છું ભાઈ ?

સુદર્શન—( ખડખડ હસતાં ) અરે કાકા ! એની તો વાત જ જવા દો. એ બહેન સાહેબ બાને દુઃખ નથી દેતાં પણ એમને અહીંનું કૈં પસંદ આવતું જ નથી. અહીંની નીશાળ, અહીંનું ઘર, અહીનાં... ... ...

સુવાસિની—( એના મોં પર હાથ દાબે છે. ) જો ભાઈ ! વળી એવું કહે છે ?

કેશવ—( હસતાં ) ચાલ ચાલ, નાની બ્હેનની ફજેતી નહિ કરીએ. ને તું શું કરે છે?

સુદર્શન—હું! હું તો ખાસ કૈં નથી કરતો. અહિંના વિનય મંદિરમાં હું છેલ્લા વર્ષમાં છું. રેંટીઓ કાંતું છું ને બાને કંઈક સામાન જોઈએ તો લઈ આવવામાં મદદ કરૂં છું. ( થોડી વારે ) પહેલાં અમારી શાળામાં ખુબ ઉત્સાહ હતો પણ ગાંધીજી પટકાયા પછી જરા ગડબડ ચાલવા માંડી છે ખરી.

કેશવ—( એનો આત્મા સહાનુભૂતિથી દાઝે છે પણ સુનંદાને ખાતર ટીકા કરવાનું માંડી વાળે છે. ) કાંતુ ક્યાં છે?

સુદર્શન—ભાઈ તો મુંબાઈની હોસ્ટેલમાં છે. એણે તો પહેલેથી કોલેજ છોડીજ નથી. ( કેશવની પ્રશ્ન પૂછતી નજરના ઉત્તરમાં )ત્યાં એ ટ્યુશન આપે છે અને થોડીક મદદ બા એને મોકલે છે આ વખતે એનું બી. એ. નું છેલ્લું વર્ષ છે.

સુનંદા—( રસોડામાંથી ) સુદર્શન, ઘરમાં શાક નથી હોં ભાઈ!

સુદર્શન—હા, બા. આ ચાલ્યો. કાકા! તમે રહેવાના છો ને?

કેશવ—હું અહીંઆંજ જમવાનો છું.

સુદર્શન—ત્યારે હું હમણાં આવું છું ( ખીંટીએ ભેરવેલી સફેદ ટોપી અને શાકની ઝોળી લઈ ચાલવા માડે છે. અમલદારના છોકરાને કૈં કરતા નહિ જોએલા એટલે તેને આમ જતો જોઈ કેશવની આંખો ઝંખવાય છે.

( ગળુ ખંખારીને ) આવ સુવાસ! આપણે વાતો કરીએ. ( સુવાસિની પોતાને અગત્ય નહોતી મળી તે જોઈ દૂર પાટના એક ખુણામાં જઈ બેઠી હતી તેને જોઈ) કેમ રીસાઈ ગઈ કે? હારે ઓ લુચ્ચી!

સુવાસિની—( પાસે આવી લાડની લાડતી ) કાકા! અમારે હવે રાજકોટ કોઈ દિવસ પાછા નહિ જવાનું?

કેશવ—ના બ્હેન, હવે કૈં પાછાં જવાય ? ( સુવાસનું મોં ઉતરી જાય છે તે જોઈ ) તું મોટી થા ને ભણ. પછી તને ત્યાંની શાળાની લેડી સુપ્રીન્ટેન્ડન્ટ બનાવીશું.

સુવાસિની—પણ કાકા, હું તો રાષ્ટ્રીય શાળામાં જાઉં છું તો મને કોણ લેડી સુપ્રીન્ટેન્ડન્ટ બનાવે ?

સુનંદા—( રસોડામાંથી બ્હાર આવે છે. ) બ્હેન, તું રસોડામાં જો. હું જરા કાકા સાથે વાત કરૂં છું.

કેશવ —( સુવાસ જાય છે એટલે ધીરેથી ) ભાભી ! આ છોકરાં સાચવવાનું કામ તમારે માટે બહુ અઘરૂં છે.

સુનંદા—કેશવભાઈ ! મારે તમારી બહુ બહુ સલાહ લેવાની છે. એકલાં છોકરાંની બાબતમાં નહિ, પરંતુ એમની બાબતમાં પણ.

કેશવ—કેમ સુજનને શું થયું ?

સુનંદા—ના, થયુ કશું નથી પણ મને એમનામાં પરિવર્તન થતું દેખાય છે. એમને આ અસહકાર નિષ્ફળ ગયો હોય એવું લાગવા માંડયું છે.

કેશવ—ચાલો. સારૂં, સુખી થશે.

સુનંદા—એવું બોલો છો કેશવભાઈ ? એમણે નોકરી છોડવામાં ઉતાવળ કરી. હવે પાછા જવામાં હું આટલી ઉતાવળ નહિ કરવા દઉં.

કેશવ—કેમ ભાભી, હવે તમને શું થયું ? સુજન અસહકારી થઈ રહ્યો. હવે શું તમારો વારો આવ્યો છે ?

સુનંદા—જુઓ કેશવભાઈ ! હું પુરુષ નથી ને મારામાં પુરૂષ જેવા વિચારવિપ્લવો ઝડપથી થતા નથી. ને તેથી એક વાત ખરી કે ખોટી મારા અંતરમાં ઉતરે ને હું એને સ્વીકારૂં પછી મારાથી એને તરત ફેંકી નહિ દેવાય. હવે તો તમારા ભાઈ ધારે તોયે એમનાથી પાછા નહિ ફરાય.

કેશવ—ભાભી ! તમે આ ઠીક નથી કરતાં હો. છોકરાંનો તો વિચાર કરો. સુજન જીદ કરે તો જૂદી વાત. પણ એ જીદ છોડે

કેશવ—( હસતાં ) ચાલ ચાલ, નાની બ્હેનની ફજેતી નહિ કરીએ. ને તું શું કરે છે?

સુદર્શન—હું! હું તો ખાસ કૈં નથી કરતો. અહિંના વિનય મંદિરમાં હું છેલ્લા વર્ષમાં છું. રેંટીઓ કાંતું છું ને બાને કંઈક સામાન જોઈએ તો લઈ આવવામાં મદદ કરૂં છું. ( થોડી વારે ) પહેલાં અમારી શાળામાં ખુબ ઉત્સાહ હતો પણ ગાંધીજી પકડાયા પછી જરા ગડબડ ચાલવા માંડી છે ખરી.

કેશવ—( એનો આત્મા સહાનુભૂતિથી દાઝે છે પણ સુનંદાને ખાતર ટીકા કરવાનું માંડી વાળે છે. ) કાંતુ ક્યાં છે?

સુદર્શન—ભાઈ તો મુંબાઈની હોસ્ટેલમાં છે. એણે તો પહેલેથી કૉલેજ છોડીજ નથી ( કેશવની પ્રશ્ન પૂછતી નજરના ઉત્તરમાં ) ત્યાં એ ટ્યુશન આપે છે અને થોડીક મદદ બા એને મોકલે છે. આ વખતે એનું બી. એ. નું છેલ્લું વર્ષ છે.

સુનંદા—( રસોડામાંથી ) સુદર્શન, ઘરમાં શાક નથી હોં ભાઈ!

સુદર્શન—હા, બા. આ ચાલ્યો. કાકા! તમે રહેવાના છો ને?

કેશવ—હું અહીંઆંજ જમવાનો છું.

સુદર્શન—ત્યારે હું હમણા આવું છું. ( ખીંટીએ ભેરવેલી સફેદ ટોપી અને શાકની ઝોળી લઈ ચાલવા માંડે છે. અમલદારના છોકરાને કૈં કરતા નહિ જોએલા એટલે તેને આમ જતો જોઈ કેશવની આંખો ઝંખવાય છે.

( ગળુ ખંખારીને ) આવ સુવાસ! આપણે વાતો કરીએ. ( સુવાસિની પોતાને અગત્ય નહોતી મળી તે જોઈ દૂર પાટના એક ખુણામાં જઈ બેઠી હતી તેને જોઈ) કેમ રીસાઈ ગઈ કે? હારે ઓ લુચ્ચી!

સુવાસિની—( પાસે આવી લાડતી લાડતી ) કાકા! અમારે હવે રાજકોટ કોઈ દિવસ પાછા નહિ જવાનું?

કેશવ—ના બ્હેન, હવે કૈં પાછાં જવાય ? ( સુવાસનું મોં ઉતરી જાય છે તે જોઈ ) તું મોટી થા ને ભણુ. પછી તને ત્યાંની શાળાની લેડી સુપ્રીન્ટેન્ડન્ટ બનાવીશું.

સુવાસિની—પણુ કાકા, હું તો રાષ્ટ્રીય શાળામાં જાઉં છું તે ! મને કોણુ લેડી સુપ્રીન્ટેન્ડન્ટ બનાવે ?

સુનંદા—( રસોડામાંથી બંહાર આવે છે. ) બ્હેન, તું રસોડામાં જો. હું જરા કાકા સાથે વાત કરૂં છું.

કેશવ—( સુવાસ જાય છે એટલે ધીરેથી ) ભાભી ! આ છોકરાં સાચવવાનું કામ તમારે માટે બહુ અઘરૂં છે.

સુનંદા—કેશવભાઈ ! મારે તમારી બહુ બહુ સલાહ લેવાની છે. એકલાં છોકરાંની બાબતમાં નહિ, પરંતુ એમની બાબતમાં પણ.

કેશવ—કેમ સુજનને શું થયું ?

સુનંદા—ના, થયુ કશું નથી પણ મને એમનામાં પરિવર્તન થતું દેખાય છે. એમને આ અસહકાર નિષ્ફળ ગયો હોય એવું લાગવા માંડયું છે.

કેશવ—ચાલો. સારૂં, સુખી થશે.

સુનંદા—એવું બોલો છો કેશવભાઈ ? એમણે નોકરી છોડવામાં ઉતાવળ કરી. હવે પાછા જવામાં હું આટલી ઉતાવળ નહિ કરવા દઉં.

કેશવ—કેમ ભાભી, હવે તમને શું થયું ? સુજન અસહકારી થઈ રહ્યો. હવે શું તમારો વારો આવ્યો છે ?

સુનંદા—જુઓ કેશવભાઈ ! હું પુરુષ નથી ને મારામાં પુરૂષ જેવા વિચારવિપ્લવો ઝડપથી થતા નથી. ને તેથી એક વાત ખરી કે ખોટી મારા અંતરમાં ઉતરે ને હું એને સ્વીકારૂં પછી મારાથી એને તરત ફેંકી નહિ દેવાય. હવે તો તમારા ભાઈ ધારે તોયે એમનાથી પાછા નહિ ફરાય.

કેશવ—ભાભી ! તમે આ ઠીક નથી કરતાં હો. છોકરાંનો તો વિચાર કરો. સુજન જીદ કરે તો જૂદી વાત. પણ એ જીદ છોડે

કેશવ—( હસતાં ) ચાલ ચાલ, નાની બ્હેનની ફરજેતો ફરીએ. ને તું શું કરે છે?

સુદર્શન—હું! હું તો ખાસ કૈં નથી કરતો. અહિંના મંદિરમાં હું છેલ્લા વર્ષમાં છું. રેટીઓ કાંતું છું ને બાને સામાન જોઈએ તો લઈ આવવામાં મદદ કરૂં છું. ( થોડી પહેલાં અમારી શાળામાં ખુબ ઉત્સાહ હતો પણ ગાંધીજી પછી જરા ગડબડ ચાલવા માંડી છે ખરી.

કેશવ—( એનો આત્મા સહાનુભૂતિથી દાઝે છે પણ ખાતર ટીકા કરવાનું માંડી વાળે છે. ) કાંતુ ક્યાં છે?

સુદર્શન—ભાઈ તો મુંબાઈની હોસ્ટેલમાં છે. એણે કોલેજ છોડીજ નથી. ( કેશવની પ્રશ્ન પૂછતી નજરના ઉ એ ટ્યુશન આપે છે અને થોડીક મદદ બા એને મો વખતે એનું બી. એ નું છેલ્લું વર્ષ છે.

સુનંદા—( રસોડામાંથી ) સુદર્શન, ઘરમાં શ ભાઈ!

સુદર્શન—હા, બા. આ ચાલ્યો. કાકા! તમે રહે

કેશવ—હું અહીંઆંજ જમવાનો છું.

સુદર્શન—ત્યારે હું હમણાં આવું છું. ( ખીંટીએ ટોપી અને શાકની ઝોળી લઈ ચાલવા માંડે છે. અમલદાર કૈં કરતા નહિ જોએલા એટલે તેને આમ જતો જોઈ કેશ ઝંખવાય છે.

( ગળુ ખંખારીને ) આવ સુવાસ! આપણે વાતો ( સુવાસિની પોતાને અગત્ય નહોતી મળી તે જોઈ દૂર પાટ ખુણામાં જઈ બેઠી હતી તેને જોઈ) કેમ રીસાઈ ગઈ કે ઓ લુચ્ચી!

સુવાસિની—( પાસે આવી લાડતી લાડતી ) કાકા! ૨ હવે રાજકોટ કોઈ દિવસ પાછા નહિ જવાનું?

નીચે ઉતરે છે. આંગણામાં આખી પોળના ને પોળ બહારના લોકોની મેદની મળી છે; સુજનભાઈ આજે જેલમાંથી છૂટી આવ્યા તેને જોવા સહુ લોક એકઠાં મળ્યાં છે. એમને જોતાંની સાથે લોકો " મહાત્મા ગાધીની જય," " સુજનભાઈની જય," " હિંદ માતાની જય " વગેરે જયો બોલવા મંડી પડે છે.

સુજનભાઈ દુબળા અને શામળા દેખાય છે એમની આંખો અસ્થિર બનેલી લાગે છે એમને આ બધાં લોકોને એકઠાં થએલાં જોઈ ખાસ આનંદ થતો લાગતો નથી. સુનંદા સસ્મિત મુખે સૌનું સ્વાગત ઝીલે છે અને ચારે બાજુ જોતાં જોતાં મીઠું હસે છે બધાં ઓટલે ચઢે છે. ]

લોકો—' સુજનભાઈની જય, મહાત્મા ગાધીની જય, અસહકારની જય. '

કેટલાક જણ—( મોટેથી ) સુજનભાઈ ! અમને કંઈ સંદેશો આપો, અમને દેશભક્તિના પાઠ શીખવો

સુજનભાઈ—( પાછા ફરી કંટાળેલા જેવુ હસે છે. ) ભાઈઓ ! આ ક્ષણે મને એક શબ્દ બોલવો સૂઝતો નથી, અને તેથી હું કે બોલવા જઈશ તો એવું બોલાશે કે તમને ગમશે નહિ ( લોકોમાં ગણગણાટ પ્રસરે છે. )

સુનંદા—( તક સંભાળતાં મીઠું હસી ચારે તરફ જુએ છે ) ભાઈઓ ! અત્યારે એ બહુ થાકી ગયા છે, ને જેલના અનુભવ તો એમના મુખ પર લખાએલા જ છે. તમારે જો દેશભક્તિ શીખવી હોય તો ખાલી શબ્દોમાં ન રાચો; કૃત્યોથી શીખો ( લોકોને વિદાય કરી, સુજનભાઈનો હાથ પકડીને પાટે બેસાડે છે પાછળ છોકરાંઓ આવે છે ને સુજનભાઈની આસપાસ વીંટળાય છે. સુજનભાઈ એક પછી એક સૌને પાસે બોલાવી વાંસે હાથ ફેરવે છે થોડાક કુતુહલપ્રિયો શીવાય લોકો ધીરે ધીરે વીખેરાવા માંડે છે. )

ત્યારે તમારે કરવી ઘટતી નથી. ( પટાવતો હોય તેમ ) આ ઘરમાં હું આવ્યો ત્યારથી તમારી સ્થિતિ જોઈને તો મારો જીવ બળી જાય છે.

સુનંદા—( નીચું જોઈ પાલવના છેડા સાથે રમત કરે છે ને આંખમાં આવેલાં ઝળઝળીઆં સંતાડવાનો મિથ્યા પ્રયત્ન કરે છે. થોડી વારે આંસુ શમાવી, હિમતથી ઉંચું જોઈ) ભાઈ! છોકરાં તો મને યે વહાલાં છે ને તેથીજ હું પાછા જવાની ના કહું છું. મારાં છોકરાં દેશદ્રોહીનાં છોકરાં નહિ કહેવાય ?

કેશવ—( વાદવિવાદ કરવો નકામો ગણે છે. ) ભાભી ! તમને જે સુઝે તે ખરૂં.

સુદર્શન—( શાક લઈ આવે છે. ) બા ! મને તો એકલી ભાજી ને દુધી મળી. ( સુનંદા ને કેશવ પરસ્પર સામું જોઈ એની અણઆવડત પર સ્મિત કરે છે. )

સુનંદા—હશે ભાઈ ! કાકા ક્યાં પારકા છે ? ચાલ, હવે મોડું થાય છે. મને ઝટ ઝટ શાક સમારી આપ. હું તૈયારી કરૂં.

સુદર્શન—હા, બા. એક પાંચ મીનીટમાં તો તૈયાર.

( સુનંદા રસોડામાં જાય છે. કેશવ સુદર્શન તરફ હેતથી જુએ છે. )

[ પડદો પડે છે. ]

---

## અંક ત્રીજો.

[ સ્થળઃ—તેનું તેજ. સમયઃ—વર્ષ દિવસ પછી.

સુનંદાના ઘર આગળ એક ભાડાનું શીગરામ આવે છે ને તેમાંથી સુનંદા, સુજનભાઈ, સુવાસિની, સુદર્શન ને કાન્તુ વારાફરતી

નીચે ઉતરે છે. આંગણામાં આખી પોળના ને પોળ બહારના લોકોની મેદની મળી છે. સુજનભાઈ આજે જેલમાંથી છૂટી આવ્યા તેને જોવા સહુ લોક એકઠાં મળ્યાં છે. એમને જોતાંની સાથે લોકો " મહાત્મા ગાંધીની જય," " સુજનભાઈની જય," " હિંદ માતાની જય " વગેરે જયો બોલવા માંડી પડે છે.

સુજનભાઈ દુબળા અને શામળા દેખાય છે. એમની આંખો અસ્થિર બનેલી લાગે છે. એમને આ બધાં લોકોને એકઠાં થએલાં જોઈ ખાસ આનંદ થતો લાગતો નથી. સુનંદા સસ્મિત મુખે સૌનું સ્વાગત ઝીલે છે અને ચારે બાજુ જોતાં જોતાં મીઠું હસે છે બધાં ઓટલે ચઢે છે. ]

લોકો—' સુજનભાઈની જય, મહાત્મા ગાંધીની જય, અસહકારની જય. '

કેટલાક જણ—( મોટેથી ) સુજનભાઈ ! અમને કંઈ સંદેશો આપો, અમને દેશભક્તિના પાઠ શીખવો

સુજનભાઈ—( પાછા ફરી કંટાળેલા જેવું હસે છે. ) ભાઈઓ ! આ ક્ષણે મને એક શબ્દ બોલવો સૂઝતો નથી, અને તેથી હું કંઈ બોલવા જઈશ તો એવું બોલાશે કે તમને ગમશે નહિ ( લોકોમાં ગણગણાટ પ્રસરે છે. )

સુનંદા—( તક સંભાળતાં મીઠું હસી ચારે તરફ જુએ છે ) ભાઈઓ ! અત્યારે એ બહુ થાકી ગયા છે, ને જેલના અનુભવ તો એમના મુખ પર લખાએલા જ છે. તમારે જો દેશભક્તિ શીખવી હોય તો ખાલી શબ્દોમા ન રાચો; કૃત્યોથી શીખો ( લોકોને વિદાય કરી, સુજનભાઈનો હાથ પકડીને પાટે બેસાડે છે. પાછળ છોકરાઓ આવે છે ને સુજનભાઈની આસપાસ વીંટળાય છે. સુજનભાઈ એક પછી એક સૌને પાસે બોલાવી વાસે હાથ ફેરવે છે. થોડાક કુતુહલપ્રિયો શીવાય લોકો ધીરે ધીરે વીખેરાવા માંડે છે )

સુજનભાઈ—( સુવાસને પાસે લઈ વહાલ કરતાં ) કેમ સુવાસ ! તું તો આ વર્ષ દહાડામાં કેટલી મોટી થઈ ગઈ? મારી ગેરહાજરીમાં તારી બાને દુઃખ દીધું હતું કે ? ( સુવાસ શરમાઈ નીચું જુએ છે. ) ડાહી દીકરી છે. બહેન ! શાળામાં જાય છે કે ?

સુનંદા—( વચમાં ) હા, તેમાં એને કૈં પૂછવું પડે ? શાળામાં એનો એકડો તો પહેલો ને પહેલો જ છે.

સુજનભાઈ—કેમ કાંતુ ! તું શું કરે છે ?

કાંતુ—સુજનભાઈ ! હું બી. એ. આ વર્ષે પાસ થયો ને લૉ કલાસમાં જોડાયો છું.

સુજનભાઈ—ઠીક કર્યું. ને સુદર્શન તું ?

સુદર્શન—( શરમાઈને નીચે જુએ છે. ) હું વિનીત થયો, સુજનભાઈ !

સુજનભાઇ—ચાલો સારું થયું. તમારાં બધાંનું ભણવાનું બગડશે તેની મને રોજ ચિંતા થયાં કરતી.

સુનંદા—ના, ના, તમે જેલમાં ગયા ત્યારથી અમે આ ઘરમાં રહ્યાં છીએ, ને છોકરાં નિયમિત ભણે છે. ગયું વર્ષ તો ગામેગામ ભાષણો કરવામાં ને ફરવામાં ગયું તેમાં બગડયું.

કાંતુ—સુજનભાઈ ! મેં કૉલેજ ન છોડી તેથી તમે ગુસ્સે થયા હો તો માફી માગું છું.

સુજનભાઈ—( ઘરમાં ચારે તરફ નજર નાખતાં નાખતાં કચવાટથી ) ના, ના. હું ગુસ્સે શા માટે થાઉં ?

કાંતુ—હું પ્રમાણિકપણે માનતો હતો કે કૉલેજ છોડવામાં......

સુજનભાઈ—( આગળ વાત ચલાવવાને નાખુશ ) હા, હું જાણું છું.

સુનંદા—છોકરાઓ ! હવે તમે મેડીએ જાઓ તો. સુજનભાઈ થાકી ગયા છે. (સુજનભાઈને) હું તમારે માટે દુધ લાવું ? ( સુજન- ભાઈએ બરાબર ભાવથી ન બોલાવ્યાથી નિરાશ થએલાં છોકરાંઓ

ચાલ્યાં જાય છે. ) તમે કેમ આમ થઈ ગયા છો ? શરીરને સુખ નથી ?

સુજનભાઈ—ના રે ના ! એવું કશું નથી. માત્ર મારું ચિત્ત ચકડોળે ચઢ્યું છે.

સુનંદા—( ઉઠીને લોકોની દૃષ્ટિએથી બચવા ઓટલા પરનાં બારણાં વાસી આવે છે. ) નાથ ! એવું શું છે ? મને નહિ કહો ? ( સુજનભાઈનું માથું બે હાથમાં લઈ દાબે છે. ) જુઓ, તમારું માથું તો અંગારા જેવું ધીખી રહ્યું છે.

સુજનભાઈ—( સુનંદાના બને હાથ પોતાના હાથમાં લઈ દાબે છે. ) દેવી ! જ્યારે જ્યારે મેં તમારું કહ્યું માન્યું નથી, ત્યારે ત્યારે દરેક વખતે મેં ખત્તા જ ખાધી છે ને આ વખતે પણ એમજ.

સુનંદા—નાથ ! અત્યારે આ પળે તમે આવું કેમ બોલો છો ? તમારા એકના આત્મભોગે દેશમાં આજ આટલા જણને જગાડ્યા છે, તે વખતે મારા નિર્બળ શબ્દો મને યાદ દેવડાવો છો ? ( પાટ પર બેસે છે. )

સુજનભાઈ—ના, સુનંદા, તમે ઉંધું સમજ્યાં છો. મને મારા કાર્યની નિષ્ફળતા જેટલી આ પળે સાલે છે એટલી બીજી કોઈ વાર સાલી નથી. મેં જેલમાં આજે વર્ષ દિવસ થયાં આ શીવાય બીજો વિચાર જ કર્યો નથી.

સુનંદા—( હેતથી ) શો વિચાર કર્યો, નાથ ?

સુજનભાઈ—કે એક સમુદ્રની ભરતી જેવા અસ્થિર જુવાળમાં મારું ને મારા કુટુંબનું જીવન મેં નષ્ટ કર્યું.

સુનંદા—( ઘણા દિવસનો ને ઉચ્ચારેલો પ્રિય નામોચ્ચાર અદ્ભુત રીતે ઉચ્ચારતાં ) સુજન ! આ બોલો તમારા મુખમાં શોભે ?

સુજનભાઈ—( ખેદથી ) સુનંદા ! તમે મને એનો એ ધારતાં હશો, પણ હું બહુ બદલાઈ ગયો છું હોં !

સુનંદા—નાથ! તમે બદલાઓ તે પહેલાં તો મારે મન આખી દુનીઆ બદલાઈ જાય, ખબર છે?

સુજનભાઈ—(અકળાઈને) દેવી! આટલો બધો વિશ્વાસ તમે મારામાં શું કામ મુકો છો? હું તો ભુલોની પરંપરા કરવાને સરજાયો છુ, ને કર્યે જ જાઉં છું. સૌથી મોટી, ન ફરે એવી ભુલ તે આ. એ ભુલમાં મેં તમને, છોકરાંને, મારી જાતને, સૌને હોમ્યાં, ને ફળ શું આવ્યું? અત્યારે અસહકાર તો લગભગ ભૂતકાળના ઇનિહાસરૂપ થઈ ગયો છે. લોકોનાં અનિશ્ચિત મન નથી આત્મભોગ આપવાને તૈયાર, નથી એમની કાયરતા કાઢવાને તૈયાર ને નથી સ્વરાજ્ય લેવાનેએ તૈયાર. આખા દેશમાં હજુ સ્વાતંત્ર્યની ધુન ખરી કોઈને લાગી જ નથી. માત્ર તાત્કાલિક ધુનમાં લોકો થોડી વાર ગાંડાં થાય તેમ થયાં ને તેથી ભરમાઈ, દુધના ઉભરા જેવી આ ખોટી જાગ્રતિને ખરી જાગ્રતિ ગણી મારા જેવા થોડાક મૂર્ખાઓ હોમાયા. લોકોએ થોડી વાર તાળીઓ પાડી, એમનાં નામોની જય બોલાવી ને પછી એમનાં નામનિશાન સુદ્ધાંને ભુલી ગયાં, ને દેશને કશો ફાયદો કર્યા વગર એવા આત્મભોગો અફળ–વ્યર્થ ગયા.

સુનંદા—(શાંતિથી) એમ તમે માનો છો એ જ તમારી ભૂલ છે.

સુજનભાઈ—(ચકિત થઈને) કેમ? (થોડીક વારે) સુનંદા, તમને એમ નથી લાગતું કે આવાં નિરર્થક આત્મભોગના ખાડામાં મારી જાત ઉપરાંત મારે આશરે પડેલાંઓને હોમવાનો મને શો હક્ક હતો?

સુનંદા—મને તમે સામટા પ્રશ્નો પુછો નહિ પહેલાં તો તમે એમ માનો છો કે, આ આત્મભોગો નિરર્થક ગયા છે. એ તમારી માન્યતા જ ખોટી છે. (વધારે મૃદુતાથી) નાથ! કોઈ દેશ કે રાષ્ટ્ર આવા આત્મભોગોને પાયામાં પુર્યા વિના સજીવન થયું છે? ને કેમ જાણ્યું કે તમે આથી છોકરાંઓનુ હિત બગાડયું છે? કાંતુએ તો

પોતાની જાતે પોતાનો રસ્તો શોધી લીધો છે, ને સુદર્શનમાં તો તમે મહાન દેશભક્ત થવાનાં બીજ આજથી રોપ્યાં છે. એક પણ આવો છોકરો દેશમાં વધે એ દેશને લાભ કે હાનિ? ને સુવાસની ફીકર તમે શા માટે કરો છો? એ તો અમલદારની દીકરી તરીકે સારે સાસરે જાત, ને દેશભક્તની પુત્રી થતાં એનું સારું સાસરું કૈં જતું રહેવાનું નથી. દેવેંદ્રપ્રસાદને ત્યાં તો તમારા છુટવાની વાટ જ જુએ છે. અમલદાર હોત તોએ સુવાસને એથી સારું બીજું આપણે શું અપાવવાનાં હતાં?

સુજનભાઈ—( અજાયબીથી ) સુનંદા! તમે મને ખુબ બદલાઈ ગએલાં લાગો છો.

સુનંદા—( મીઠાશથી ) ખરે?

સુજનભાઈ—જ્યારે હું અમલદારી છોડતો હતો ત્યારે ના કહેનાર તમે, ને હવે અસહકાર છોડવા ઇચ્છું તોએ ના કહેનાર તમેજ!

સુનંદા—( ગંભીરતાથી ) નાથ! ત્યારે સમય જુદો હતો. તમે અમલદારી છોડી ન હોત તો હું જન્મભર અમલદારની પત્ની થઈને રહેત. પણ હવે દેશભક્તની પત્નીનું એથીએ ઉચું સ્થાન પામ્યા પછી તે છોડું એવી હું મૂર્ખ નથી.

સુજનભાઈ—( અકળામણથી ) સુનંદા! તમને થયું છે શું? મેં આજે બાર બાર મહીનાથી જે વિચારો કર્યા તેને તમે સાંભળતાંએ નથી ને પહેલેથી દેશભક્તની પત્ની થવાનું જાણે પણ લઈ બેઠાં છો! દેશનો કૈં અર્થ સરતો હોય તો તો વાત ખરી, પણ વિનાકારણે આવો ભીખારી જેવો જન્મારો જીવવું તેનો શો અર્થ?

સુનંદા—( જરા સખ્તાઈથી ) સુજનભાઈ! તમારા જેવા એક પાછા ફરે તેની અસર આખી અસહકારની હીલચાલ પર થાય તે વાત તમે ભુલી જાઓ છો.

સુજનભાઈ—અસર! અસર! તમે એમ માનો છો કે બધા

અસહકારીઓ સત્યવાદી છે? શું અત્યાર સુધી બધા શાળાના, કોર્ટના, કે ધારાસભાના બહિષ્કારને વળગી રહ્યા છે? એક નેતા ધારાસભા શોધે, બીજા મ્યુનિસિપાલિટી કબજે કરે, હજારો સત્યાગ્રહીઓ કોર્ટોમાં દાવા નોંધાવે, ને સરકારી શાળાઓ પાછી ભરચક થઈ જાય; એ શું બહિષ્કારનાં લક્ષણો છે? દરેક આ હીલચાલની નિષ્ફળતા સમજી ગયા છે, અથવા પોતાને ન ફાવે તેમ હોવાથી તેને નિષ્ફળ બનાવવા મથી રહ્યા છે.

સુનંદા—( નિશ્ચયથી ) પણ નાથ! હું તમને તેમ નહિ કરવા દઉં.

સુજનભાઈ—( સમજાવટથી ) દેવી! તમે સમજતાં નથી. હું આ બધું માત્ર સ્વાર્થ પુરતું નથી બોલતો. ત્રણસો ને સાઠ દહાડા સુધી રાત્રિ ને દિવસ જે વિચારો કર્યા તેના પરિણામે હું આ બોલું છું. આ હીલચાલનો બધો વેગ જ કૃત્રિમ હતો, અને ક્ષણભરને માટે કોઈ જાદુગરે ઈંદ્રજાળ ખડી કરી હોય એવું બધું આ હતું. તેથી જ જેટલા વેગથી એ પુર આવ્યું તેટલા વેગથી જતું રહ્યું.

સુનંદા—સુજન મારા! તમને આ શોભે? દેશની અણીને વખતે આવા બધા વિચાર કરવાના ન હોય, એવું કહીને તો તમે બધાનો ત્યાગ કર્યો હતો.

સુજનભાઈ—સુનંદા! તે વખતે હું આંધળો બન્યો હતો, મારી આંખો આખા દેશભરમાં આવેલી આંધીથી પુરાઈ ગઈ હતી. મને ખબર નહિ કે જેટલા કામના માણસો છે તેમને આ હીલચાલ નકામા કરી મુકનારી છે. એકે જેલમાંથી છુટયા પછી કયારનો બળવો શરુ કરી દીધો છે; બીજાનુ ચાણાકય જેવું માનસ ખાદીના તારોમાં ગુંચવાઈ નકામું બની ગયું છે; અને ત્રીજાનું માનસિક પરિવર્તન કયાં અટકશે તે કહેવાતું નથી. માત્ર જેલની વાત નથી; જેલની

બહાર પણ દેવી! જે શુદ્ધ, પ્રેમલ વાતાવરણમાં નહાવા અમે બધા પડયા હતા, ત્યાંના રાગ દ્વેષો અમારા બધા પર કેમ લેપાતા તે તમે ક્યાં નથી જાણતાં?

સુનંદા—(પ્રેમથી) સુજન! તમે અત્યારે થાકી ગયા છો અને જેલના કલુષિત એકાંતમાં રહી તમારા વિચારો બધા એકમાર્ગી થઈ ગયા છે. અત્યારે આ વાત જવા દો. હજુ ઘણા દિવસ વિચાર કરવાના છે.

સુજનભાઇ—(ચીઢવાઈને) તમે મને બાળક જેવો ગણી કાઢીને પટાવો નહિ. સુનંદા! કાં તો મારા અંતરની ગુંચવણો સમજો, કાં તો મને એકલાને એ ગુંચવણો સાથે માથું ફોડવા દો. મારું આખું જીવન અત્યારે વમળમાં પડયું છે તે પળે તમે આટલી શાંતિથી વાત કેમ કરી શકો છો?

સુનંદા—(આ પ્રશ્નનો નીકાલ અત્યારે કર્યે જ આરો છે, એવું સમજે છે. એનું આખું વલણ બદલાય છે અને હવે તે વધારે દૃઢતાથી બોલે છે.) સુજન! તમે આટલાં બધાં કારણો આપ્યાં. તમે મને એવું મનાવવા મથો છો કે તમે બધુ અમારે માટે કરો છો. પણ ખરું કહું તો, માફ કરજો. તમે બધું છોડતી વખતે કે આ નવા વિચારો જેલમાં કરતી વખતે મારો કે છોકરાંઓનો રજ માત્ર વિચાર કર્યો નથી.

સુજન—(ચમકીને) કેમ?

સુનંદા—તમારે અત્યારે સત્ય જોઈએ છે, અને એ કડવું સત્ય હું આજે પહેલવહેલું સંભળાવું છું. પરમાર્થના બધા આડંબર નીચે તમે સ્વાર્થ શીવાય કૈં પોષ્યુ નથી. (સુજનભાઈ સમજણ ન પડતી હોય એમ નિઃશબ્દ બની જોયા કરે છે.) તમે અમલદારી છોડી તે વખતે તમે મારો કે છોકરાંઓનો વિચાર કરી અટક્યા નહિ, પણ આખા દેશના વિચારને નામે, નાના બાળકને એક નવા રમકડાનો મોહ લાગે તેમ, તમે સ્વદેશભક્તિને

રમકડે રમવા ગયા. હવે પાછા ફરવાનો વિચાર કરો છો, તે પણ અમારે ખાતર નહિ, પણ તમને એ રમકડાનો કંટાળો આવ્યો છે. અને પાછી અમલદારીની સાહ્યબી તમારે જોઈએ છે તેટલા માટે.

સુજનભાઈ—( અકળામણથી ) સુનંદા ! સુનંદા ! તમે......

સુનંદા—( વચ્ચેથી અટકાવીને ) સત્ય કડવું લાગે તેથી આટલા અકળાઈ નહિ જાઓ. તમારે ગુંચવણનો ઉકેલ જોઈએ છે. મને પણ લાગે છે કે જેટલો વહેલો એ ઉકેલ થાય તેટલું વધારે સારું. તમે કરોડો નિરાધાર સ્ત્રી બાળકોના દુઃખના વિચારે, અમારી ચિંતા ઈશ્વરને સોંપી, તેમની વહારે ધાયા. હવે અમારી ખાતર એ કરોડો સ્ત્રી બાળકોને રઝળતાં મુકશો ? તમે છોડયું તે અમારે ખાતર નહીં. હવે અમારે બહાને પાછા ફરવાનો વિચાર કેમ કરો છો ?

સુજનભાઈ—( શું બોલવું તે સુઝતું નથી. ) પણ સુનંદા ! તમે મને પુરું સમજ્યાં જ નથી.

સુનંદા—( સ્વરમાંથી સખ્તાઈ ઓછી કરે છે. ) ના, નાથ ! હું તમને પુરેપુરી સમજી છું. પણ તમે માનતા હો કે તમે એક ભુલ કરી છે તો હું તમને બીજી ભુલ કરવા નહિ દઉં. ( અત્યંત મૃદુતાથી ) નાથ ! મારાં છોકરાં દેશદ્રોહીનાં કહેવાય ? હું કાયરની પત્ની ગણાઉં ? અત્યાર સુધી છોકરાં તમને દેવ જેવા ગણતાં આવ્યાં છે. તેમની આદર્શમૂર્તિ તમે ભાંગી નાખશો ? ( આંખમાં આંસુ સાથે ) તમે અમારા માટે પાછા ફરવાનું કહો છો અને હું તમને અમારા માટે જ રહેવાનું કહું છું.

સુજનભાઈ—( ગળામાં ડુમો ભરાય છે. સુનંદાના બંને હાથ પકડે છે. ) સુનંદા ! દેવી ! મારા જેવા કર્તવ્યપથ ભુલેલાનો ઉદ્ધાર, તમારા જ હાથમાં છે.

સુનંદા—મારા નાથ !

( ઉમળકાના આવેશમાં ફરી જુવાની જેવું કંઇ થઈ જાય છે.)

( પડદો પડે છે. )

---

# જીર્ણ મંદિર ને યાત્રાળુ*

## ( ૧ )

### રઝળતા યાત્રાળુને-

યાત્રાળુ ! શા માટે આવ્યો ? તને અહીંઆં કોણ લઈ આવ્યું ? અવનિ પર ઘણાંએ બીજાં મંદિરો પડયાં છે. નિર્દય ! તું મારી પાસે ક્યાંથી ભુલો પડયો ?

ગાંડા ! મારો ઘુમ્મટ તુટયો છે. મારા ગર્ભદ્વારના સ્તંભો નમી ગયા છે. મારાં પગથીઆંની હારો ખરી ગઈ છે. અરે ! મારી ભીંતો પણ તૂટી છે. તેની તડોમાં તો પીપળનાં પાન ડોકીયાં કરે છે. જ્યાં જ્યાં તડો નથી ત્યાં વર્ષો થયાં લીલ બાઝી રહી છે. મારામાં તેં શું જોયું કે તું અહીંઆં આકર્ષાયો ? તને આ શું સુઝયું કે મારી સમીપ તું આવ્યો ? વર્ષો થયાં અહીંઆં કોઈ શ્રદ્ધાળુ જન ફરકયું નથી; કોઈના પાદસ્પર્શથી પડેલી ધૂળ ઉડી નથી; કોઈના ભક્તિ-વચનથી નિઃશબ્દતા ભાંગી નથી. મારા અંતરમાં તો ઘોર સમી શાંતિ પ્રસરી રહી છે. હું-નિરાશી-વિનાશની વાટ જોતો ઉભો છું.

---

* આ વાર્તા મુનશીએ અને મેં સાથે રહી લખી છે. એમાં કયો ભાગ અમારા બેમાંથી કોણે લખ્યો એ નક્કી કરવાનો કોયડો હું વાચકને સોંપુ છું. —કર્તા.

ભાઈ! વર્ષો પહેલાં તું કેમ નહિ આવ્યો? તે વખતે મારે પગથીએ મોગરાનાં ફુલ સોહાતાં. મારી ભીંતે લીલી વેલ ઝુકતી. મારો ઘુમ્મટ સ્તોત્રધ્વનિએ સદાએ ગાજતો. મારા દેવ સદાએ પૂજાતા, ને શ્રદ્ધાવાનને વરદાન આપતા.

યાત્રાળુ! તને દયા નથી? અરે ભાઈ! જરા ધીમે ચઢ. મારું હૃદય તારો અપરિચિત ઉત્સાહ જોઇ કંપે છે. શા માટે મારું હૈયું ઉછાળે છે?

ભાઈ! ભાઈ! તારાથી પણ વધારે ઉત્સાહી પગો આ પગથીએ ચઢતા. તારાથી પણ વધારે શ્રદ્ધાશીલ અહીંઆં આકર્ષાતા. રૂપગર્વિતા યુવતિઓના રસિક હાસ્યના પડઘા મારા અંતરમાં પડતા. હાય! એ બધાંનું તો સ્મરણ કરવું જ રહ્યું છે—અરે! સ્મરણપટ પર પણ છારી વળી છે. અને હવે તું આવ્યો! જંપીને શા સારુ બેસવા દેતો નથી, ભાઈ? હવે તો અહીંઆં મધ્યરાત્રિનો પવન માત્ર ભયકર પ્રતિશબ્દ પાડે છે. નિષ્ઠુર ચંદ્રિકા વર્ષે છે. ત્યારે ઉડતાં ચામાચીડીઆં મારા બીચારા એકાંત મંડપમાં ભયંકર ને ચંચળ ઓળા પાડે છે. કદાચિત પારેવાં—પૂર્વાશ્રમનાં મારાં સ્વજન—પુરાણા શિખરમાં નફટાઇથી પાંખ ફફડાવે છે. ને કોઇક વખત તો અધીરાં શીઆળવાં જીવલેણ, નિરાશામય આક્રંદના પડઘા પાડે છે. વર્ષોના આ મારાં સહચારીઓ છે. તારા જેવાનો સહચાર હવે મને શોભતો નથી. યાત્રાળુ! તું શું કામ આવ્યો?

અરે ભાઈ! તું ચારે તરફ શું જોઈ રહ્યો છે? મને ક્ષોભ થાય છે. શું મારું ભગ્ન ગૌરવ જોઈ તું હસે છે? શું મારી અધોગતિ જોઈ તને તિરસ્કાર આવે છે? નિર્દય! એમ મા કર. મને હાસ્ય ને તિરસ્કાર બહુ સાલે છે. મને મારી દુઃસહ દશાનું ભાન થાય છે, ને મારો પ્રાણ અકળાઈ ઉઠે છે.

તું આ શું કરે છે? મૂર્ખ! મારા સ્થિર, સુના ઘંટ તરફ

શા સારુ વળે છે? અરે ના—એ ઘંટ તો મારા ગર્વનું આભૂષણ હતો. એની રૂપાળી દોર ઉપર મારું અંતર અવલંબતું. એના મધુરા રણકારમાં મારા આત્માનું ઉલ્લાસગાન સંભળાતું. એ વર્ષો થયાં સ્થિર પડ્યો છે. એની દોરી તૂટી ગઈ છે. એને પોતાને પોતાના રણકારનુ સ્મરણ નથી.

હાય! હાય! તું ઘંટનાદ કરવા માગે છે? ભાઈ—ઓ ભાઈ, નહિ! જરા તો દયા ખા! આ શું કરે છે? તને ઘંટનાદ કરવો રમતવાત લાગે છે—તારા ઉત્સાહનું એ સ્વાભાવિક પરિણામ છે, પણ મારું શું? મારી અપૂર્વતાના કાળમાં હૃદયે ઉતારેલો નાદ હું હવે કેમ સાંભળી શકીશ? એ નાદમાં મોહ છે, ઉત્સાહ છે, મદ છે, ઘેલછા છે. મારાથી એ હવે સંભળાશે નહિ. એ નાદ વીસરેલા પડઘા જગવશે. એનાથી મારા મનોરથોની ભસ્મમાં સ્ફુરણા આવશે. વિનાશની વાટ જોતો મારો આત્મા ફફડી ઉઠશે. મારું બળેલું હૈયું ફરીથી બળીને ખાખ થશે. ભાઈ! આવુ નિર્દય આચરણ શા માટે? તને કેટલું કહું?

અરરર! ઘણું થયું! ભાઈ, બસ કર! તેં કરેલા રણકારે તો હું ગાજી ઉઠ્યો છું. તેણે મારા નિરસ અંતરમાં અણચિંતવ્યું માધુર્ય રેલ્યું છે. એથી મારા મૃતપ્રાયઃ સ્મરણદેહમાં નવચેતન જાગ્યું છે. મારી સુકાએલી અશ્રુસરિતાઓના પટમાં નવાં ઝરણાં ઝરવા માંડ્યાં છે.

( ૨ )

### દેવમંદિરને—

મંદિરરાજ! આટલાં આક્રંદ શાને? રઝળતો યાત્રાળુ તારા વિશ્રામે નહિ આવે તો ક્યાં જશે?

નિર્જનતાથી તારી ભવ્યતા ઓછી નથી થતી. તારા તુટેલા ઘુમ્મટમાંથી વિરાટ આકાશનાં દર્શન થાય છે. તારા નમેલા સ્તંભો તારી પુરાણતાની પ્રતીતિ કરાવે છે. તારી તુટેલી ભીંતો ને પગથીઆં

જગદ્‌વિજયી કાળનોએ તિરસ્કાર કરતાં હોય એવાં લાગે છે. તારી અંતરતડોમાંથી ફુટતી પીપળની ડાળે, કેટલાએ બાલ વિહગોને આશ્રય આપ્યો છે. આટલો આત્મતિરસ્કાર તે શાને કાજે?

અને દુનીઆથી દૂર ઉભેલા ઓ દેવમંદિર ! તને ખબર છે કે હું અહીં કેમ આવ્યો છું? સનાતન સત્ય સમો તું તારા ગૌરવમાં અચલ ઉભો છે. ત્યાં તારા ગર્ભદ્વારમાં, ચિંતનમગ્ન પૂજારી સમો એકલો ઘંટ વગાડી એ સનાતન સત્યના પડઘા પાડવા અને પામવા. કેટલીએ વાટ જોતી યુવતિઓ પ્રેમીની આંખદ્વારા પ્રભુનાં દર્શન પામવા અહીં આવી હશે. કેટલાંએ ભક્તહૃદયો ભક્તિમાં ગળી જઈ અજરામર પદને તારા ઉંબર આગળ બેસીને જ પામ્યા હશે. કેટલીએ શ્રદ્ધાળુ માતાઓએ બાળકોનાં હૃદય સંસ્કારી કરવા એમની કાલી ભાષામાં સુંદર સત્યનાં લ્હાણાં અત્રે આવીને જ કર્યાં હશે. મુત્સદ્દીઓનાં માન, ડરેલા સેવક જેવાં, મંદિરના બારણા બહાર જ સંતાઇને ઉભાં રહેતાં હશે. તારામાંથી નીકળતા ધૂપની સુવાસને સેરે સાથે સાથે કેટલાએ આત્માઓને સુવાસિત કરી ઉંચે ચડાવ્યાં હશે. ભૂદેવોના પ્રતાપી વેદોચ્ચારે કેટલાંએ દુઃખીઆરાંને ઘડીભર પૃથ્વીથી પેલે પારનાં દર્શન કરાવ્યાં હશે. તું એ સર્વની કથા તારા ઘંટના રણકાર દ્વારા નહિ કહે ?

જગતને જોઈ જોઈને તો થાકી ગયો છું. એના આર્તનાદ સાંભળતાં મારા કાન બહેરા થઈ ગયા છે. સુખ અને શાંતિની શોધમાં હું પૃથ્વીને ચારે ખુણે ફરી વળ્યો, પણ મને એ ક્યાંએ ન જડયાં. બાળકના કિલકિલાટમાં વેદનાના ભાસ છે. કૌમારના કાનનમાં ભુલ-ભુલામણીના ભય છે. દંપતિના દિલમાં એકતાના સુર નથી. વૃદ્ધોના અતિ ડહાપણમાં સ્વાર્થની ગંધ આવે છે. મહાલયોની અટારીઓમાં મને દિલનો આરામ ન જડયો. દરિદ્રોનાં ઝુંપડાના પોકારે મને સોંસરો વીંધી નાંખ્યો. પ્રકૃતિની હિંસક વૃત્તિએ મારા અંતરમાં ઉત્પાત

મચાવ્યો. હતાશ થઈ તારી અખંડ શાંતિમાંથી પ્રેરણા પામવાનો છેલ્લો પ્રયત્ન કરવા હું આવ્યો છું. ઓ નિશ્ચલ ધ્યાનમાં ચિંતન કરતા યોગીરાજ! તું જાગ અને મારી બહેર મારતી જતી વૃત્તિઓને જગાડવાનું પુણ્ય તું લે. તારી સમાધિમાંથી તને આમ જગાડવાથી તું ગુસ્સે તો નહિ થાય ને?

બાપુ! તને ક્યાં ખબર છે કે તારો સહવાસ પામેલી સર્વ વસ્તુઓ મને કૈં અજબ આકર્ષણ કરે છે? તારા પ્રતિદિનના સંગી શીઆળવાનાં રુદન અને પારેવાંના ફફડાટમાંએ કૈં અનેરું સંગીત મને સંભળાય છે. તારા એકાંત પગથીઆં પર બેસી શીતળ ચંદ્રિકાનાં અમીસ્નાન કરવાં એ જીંદગીનો એક અનુપમ લહાવ લાગે છે.

વર્ષો થયાં નિઃશબ્દ રહેલા તારા અંતરમાં તારા ઘંટ દ્વારા, તારા ભવ્ય ભૂતકાલનાં સ્મરણ અને શ્રવણ નહિ કરવા દે? તારા તિરસ્કારથી મને નિરુત્સાહ ન કરીશ. તારી ભવ્યતાથી મને ગભરાવીશ નહિ.

તારી શાંતિને હું વણસાડવા નથી આવ્યો. તારી ગંભીરતામાં મારા ગુંજનથી ભંગ નહિ પડે. તારી શાંતિ ને સહવાસમા મારે તો અદ્વૈત સાધવાં છે.

મારા અધિકારની પૃચ્છા ન કરીશ. સૌ દુઃખીઆંને દેવમંદિરમાં આશ્રય પામવાનો અધિકાર છે. તારી કરમાએલી વેલો અને તુલસીના ક્યારામાં જલસિંચનનો ગુનોહ હું કરું ત્યારેએ તું અધિકાર પુછશે?

તારા ઘંટના રણકારના પડઘા મંદિરમાંજ નહિ, પણ મારા અંતરમાંએ પડે છે. વીલા પડેલા દેવોમાંએ તેથી ચેતન સ્ફુરતું દેખાય છે. તારા પથ્થરે પથ્થરમાં લખાએલી કૈં સર્જનજુની કથાઓમાં સજીવનતા આવે છે. તું હજુ ના પાડશે?

તને ભય લાગે છે? તારા ગૌરવની ક્ષતિ થશે એમ તો તને નથી લાગતું ને? તારી વિશાલતામાં મુજ સમો એક પ્રવાસી તું સમાવી નહિ શકે?

## ( ૩ )

### યાત્રાળુને-

યાત્રાળુ! તું શું બોલે છે તેનું તને ભાન છે? તું ખરૂં કહે છે કે ખોટું? મારી મશ્કરી કરે છે? કે બાલ્યાવસ્થાથી મંદરે મંદિરે ભટકી દરેક મંદિરમાં આવાં ભક્તિવચનો બોલવાની ટેવ પડયેથી બોલ્યો જાય છે? એમ હોય તો પણ ભલે. પળ વાર તો હું છેતરાવા માગું છું તારા શબ્દમાં સત્ય સમાયું છે એમ હું માની બેસું છું.

પણ ભાઈ! તું અહીંઆ વાસ કરે તે પહેલાં વિચાર કરજે. હું તો ખંડીએર છું, ને તું નવમંદિરોની મોહકતા પાછળ મરી ફીટનારો પ્રવાસી છે. નિશ્ચલતા ને સ્વાસ્થ્ય મેં સૈકાંઓની સહન-શીલતાથી મેળવ્યાં છે. તારે મન જીવન એટલે ચાંચલ્ય તો નથી? તું અહીંઆ વાસ કરી શું કરશે? તને અહીંઆ કેમ ફાવશે?

તુ માને છે કે તને ફાવશે? શાંતિ મળશે? વિચાર કર. અધીરા! જરા અંતરનાં ઉંડાણનુ નિરીક્ષણ કર. આ ક્ષણિક શોખ તો નથી? આ મોહ માત્ર વૈવિધ્યલાલસાથી તો ઉદ્‌ભવ્યો નથી? ઘણી વખત અંધકારમય એકાંતમાં હું મહાલું છું; ઘણી વખત કર્તવ્યપરાયણ સમા સખત તાપમાં હું તપું છું. ઘણી વખત ભાવના સમી શાંત અને ક્રૂર ચંદ્રિકામાં હું પડી રહું છું. ત્યારે તું કેવો અક-ળાશે તેની તને ખબર છે? તું બીજી પળે કંટાળો ખાઈ ઉચાળા ભરશે-ને મારી સ્વાભાવિક નિર્જનતા મને અસ્વાભાવિક લાગી, મારા હૈયાના ઘા ફરી વહેશે. એકદમ નિશ્ચય પર ન આવ.

ભાઈ! તું પુછે છે કે હું તને સમાવી શકીશ? ખરૂં તો પુછ-વાનું એ છે કે તુ સમાઈ શકશે? અગણિત શરદો આવી ને ગઈ તે પહેલાં-જ્યારે મારા શિખરના સોનેમઢયા કલશ ઉગતા રવિનાં કિરણોને પણ સોને મઢતા હોય એવું લાગતું હતું ત્યારે-કોઈ એક આવ્યો હતો. તે તારા જેવો પ્રવાસી ન હતો. પણ તેને તો અલકા-

પુરીનું જીવન જોઈતું હતું, અને મને જોઇ તેણે તારી માફક—અરે તારાથી પણ વધારે માલીકીના હક્કથી—અહીંઆં વાસ કરવાનું નક્કી કર્યું. તારાથી પણ વધારે તેના પગમાં કુદવાનું જોર હતું. તારાથી પણ વધારે અચળ તેને મારામાં શ્રદ્ધા હતી. તેણે વાસ કર્યો;—માત્ર થોડાજ દિન—ને કારાવાસનું તેને કહેણ આવ્યું. તેને ઉપાડી લઈ ગયા. યાત્રાળુ! તે વખતે મને શું થયું તે હું તને કેવી રીતે કહી શકું? મારે માટે તો સૃષ્ટિ હતી તેવી ફરી થઈ નહીં.

વર્ષો સુધી—કેટલાં તે વર્ષો પણ યાદ નથી—મેં. તેણે રચેલો લતા-મંડપ સાચવી રાખ્યો. દિને દિને તેનાં ઉલ્લાસભર્યાં પગલાંની વાટ જોઈ. વાટ જોતાં યુગો ગયા—આશામાં ને આશામાં—પણ તે આવ્યો નહીં. યાત્રાળુ! કોઈ દહાડો કોઈનાં પગલાંની વાટ જોતો તું બેઠો છે? હૃદયમાં પગરવ સંભળાય પણ બહાર ન સંભળાય એવી ચિત્ત-ભેદક સ્થિતિ અનુભવી છે? તારે નશીબે મારી માફક ગર્વ ને સ્વાસ્થ્યમાં ઉભા રહેવાનું સર્જાયું નથી.

તું આવ્યો ત્યારે મને ભ્રમ થયો; ને તારો દોર, તારો ઉછ-ળતો ઉત્સાહ જોઈ ભ્રમ વધ્યો. મારા જીર્ણ કલેવરમાં નવજીવનનો સંચાર થતો હોય તેમ ભાસ્યું. મેં પળવાર કલ્પનાવિલાસની પરાકાષ્ઠા અનુભવી. પછી તને જોયો. મેં ભ્રમમાંથી બચવા પ્રયત્ન કર્યો. તું શા સારુ એ પ્રયત્ન સફળ થવા નથી દેતો? ભાઈ, જ્યાંથી આવ્યો ત્યાં ચાલી જા. તું કહેતો હોય તો માર્ગ બતાવું.

જો! તું પૂજાઘેલો પ્રવાસી છે. તું અહીંઆં રહેશે ને ક્ષણિક ભક્તિની મસ્તીમાં મને ગજાવી મુકશે. જ્યાં શાંતિ છે ત્યાં તું તોફાન મચાવશે. જ્યાં સમાધિસ્થને યોગ્ય નિઃશબ્દતા છે ત્યાં તું નરસિંહ મહેતા સમો પદો લલકારશે. જ્યાંથી રજ પણ ખસી નથી ત્યાં તું પગ ઠોકી ધુળના ગોટા ઉરાડશે. મેં તારો સ્વભાવ પારખ્યો છે. તું વાસ કરશે—ધૃષ્ટતાથી, માલીકના હક્કથી. પણ તું અવડ પડેલા

મંદિરને પંથી જનના વીસામા સમી ધર્મશાળાની અધોગતિએ તો નહીં પહોંચાડે ?

યાત્રાળુ ! ગુસ્સે થતો નહીં. તારા ગુણનાં કીર્તન હું કરવા માગતો નથી. તું સદીઓ પહેલાં અહીં આવ્યો હોત–અહીંઆ વાસ કરી જીવન વીતાવવાનું તારે ને મારે ભાગ્યે લખાયું હોત–તો કાશી-વિશ્વેશ્વરના મહાલયનાં સૌંદર્ય ને ભવ્યતા મને મળત. પણ મહત્તા, અપૂર્વતા ને સૌંદર્યને અસાધ્ય રાખવાનાં વિધિએ વ્રત લીધાં છે, તે તને ખબર નથી ? હવે એ સાધવા જવાનાં સ્વપ્નાં પણ ઘેલછાનાં ચિહ્ન હોય એમ લાગે છે.

પથિક ! આ અસાધ્યતાનું ભાન થતાં મેં એ ઘેલછા છોડી દીધી હતી, એમ હું માની બેઠો હતો. મારી આ ભાંગી તુટી સ્થિતિમાં હું એકજ આશા રાખી બેઠો હતો, કે કાલપ્રવાહને ડારતો, ભગ્ન છતાં સ્વસ્થ, પુરાણતાની ભવ્યતા સાધવાના પ્રયત્નો કરતો, હું ઉભો રહીશ; અને જ્યારે પડીને ખંડીએર થઈશ, ત્યારે મારા તુટેલા સ્તંભોની કાલ્પનિક કારીગીરી જોવા કોઈ વીસરાએલી વસ્તુનો ભક્ત આવીને મારે આંગણે ઉભો રહેશે.

ભાઈ! તુ વાસ કરશે તો મારી આ આશા પણ નષ્ટ થશે કે શું એવી મને શંકા થાય છે. જો તારા સસ્કાર માત્ર શોભાનાજ હશે, જો તારી શ્રદ્ધા માત્ર ઉડતા પ્રવાસીની હશે તો તને મારૂં કહેવું નહીં સમજાય. જો મનસ્વી પૂજા અને વૈવિધ્યના મોહથી તું મંદિરે મંદિરે ઘંટનાદ કરવામાં મોજ માનતો હશે, તો–તો પળવારમાં તને મારા અવડ મંડપના વાતાવરણનો અણગમો થશે. યાત્રાળુ ! જો આમ જરા લાગે તો સ્પષ્ટ કહી દેજે. તને મંદિરો ડગલે ડગલે જડશે–ને મને નિર્જનતાની નવાઈ નથી.

પણ યાત્રાળુ ! તને પૂછું ? સંકલ્પ ને શ્રદ્ધા તને સદશે ? મારાં વ્હોમવિહારી શિખર, દારૂણ તપતો મંડપ ને શરદીભર્યાં ગર્ભદ્વારમાં

તને સંતોષ વળશે ? વેઠવું તો પડશે, હૈયું નિરુત્સાહ થશે, વરસ ત્રાસદાયક બની રહેશે, પણ તપ વિના ફલસિદ્ધિ સાંભળી છે ? વિવિધ-રંગી કાળની કોઈક ભાગ્યશાળી ઘડીએ, આપણે નિર્મળ એકતાનતા સાધી શકીશું. ત્યારે તું રઝળતો પ્રવાસી ઉચ્ચ અભિલાષી મુનિવરનું પદ પામશે. ને હું જીર્ણ મંદિર પૂજ્યતાના આવાસ સમો દિવ્ય મંદિર બની રહીશ. તું યાત્રાળુનો ક્ષણિક મોહ છોડશે ને વિનાશની વાટ જોવી હું છોડી દઈશ. અને—અને ભવિષ્યના શ્રદ્ધાળુઓ માન અને ગર્વ છોડી, પ્રેરણા શોધવા અહીંઆ આવશે, ને ઉત્સાહભર્યે હૈયે આપણી ભાવનાએ સાધેલી એકતાનતાથી પવિત્ર થએલી પુણ્યભૂમિનાં દર્શન કરી કૃતાર્થ થશે.

યાત્રાળુ—રઝળતા યાત્રાળુ ! હસવું આવે છે ? કે બીજા કોઈ મંદિરનાં વધારે આદર્શભર્યાં નિમંત્રણો યાદ આવે છે ? કે મૂઢ ને જર્જરિત મંદિરની ગાંડી વાતો પર તિરસ્કાર આવે છે ?—તો ખુશીથી મારા યાત્રાળુ ! સીધાવ ને સુખી થા. જેમ પેલા શ્રદ્ધાળુનાં સ્મરણો સંઘર્યાં, તેમ હું તારાં પણ સંઘરીશ—ને વિનાશની વાટ જોતો ઉભો હતો, તેમ ઉભો રહીશ.

( ૪ )

## દેવમંદિરને—

મંદિરરાજ ! તારે આશ્રયે આવી વસ્યાને ઘણો સમય વીત્યો. તારા ઘંટના રણકાર હૃદયમાં ઉતારતાં ઉતારતાં આજે તો વર્ષોનાં વહાણાં વાયાં. તારી એકલી ભવ્ય નિર્જનતામાં ભાગ પડાવતાં, કે તેના એક ભાગરૂપ થતાં, તારા અંતરમાં વસવાનો લહાવ દેનારાં વર્ષોની ગણતરી કરવાનું મને કદીએ સાંભર્યું નથી. એ વર્ષોનો આરંભ ક્યારે થયો તેની નોંધ કરવાનું મને સૂઝ્યું નથી. એનો અંત આવવાનો હોય તો તેનો વિચાર કરવાની મને પરવા નથી. સ્મૃતિની સીમાઓથી આપણો સહચાર સાંકડો નથી બનવાનો. વિસ્મૃતિના

મહાસાગરમાં એ ડુબીએ નથી જવાનો. આકાશ સમો એ તો સદા વ્યાપેલો જ રહેશે.

દેવમંદિર ! વર્ષો પર તારાં દર્શને હું ભિક્ષુક સમો આવીને ઉભો તે દિન તને સાંભરે છે ? તારા અડગ અને અડોલ શિખર પરના ફડફડતા ધ્વજથી તું મને નિમંત્રતો હતો કે પાછા વિદાય થવાનું સૂચવતો હતો ? યુગોના એકાંતથી તારા હૃદયમાં ધ્યાનવશ યોગી સમી નિર્વિકારતા આવી હોય એમ દેખાતું હતું. મારા પગલે તારામાં માનવતા આવતી જોઈ તું ગભરાઈ રહ્યો હતો તે યાદ છે ? ચિરકાલથી મનુષ્યના પદસંચાર વિનાનું તારૂં ગર્ભદ્વાર બેદરકારીથી મારો તિરસ્કાર કરતું હતું. મુજ સમા દીન યાચકને નિહાળતો, પ્રતાપી ભૂદેવો અને શ્રીદેવીના માનીતા પનોતા પ્રાહુણાઓથી પાવન થએલો તારો ભવ્ય ભૂતકાળ તને યાદ આવ્યો હતો. મદભર ડોલતી સુંદરીસંઘના કંઠના રણકાર ફરી તારા સ્મરણદેશે સતેજ થતા હતા. વેદોનાં ગાન અને ધૂપની મહેકની યાદી તારી ખિન્નતામાં વધારો કરતી હતી. આવા ભવ્ય ભૂતકાળના વારસને દીન યાચકના અર્ધ્ય સ્વીકારતાં ખેદ નહોતો થતો ? તારા ગૌરવની ક્ષતિ થશે એમ કૈં તને સાલતું ન હતું ?

બ્રાહ્મણની પવિત્રતા કે યોદ્ધાનો પ્રતાપ મારામાં ન હતાં. સુંદરીઓ સમાં સુકુમારતા અને લાલિત્ય પણ ન હતાં. વેદના ગાનથી અનુભવાતી શાંતિ અને સહૃદયતાએ ન હતાં. મગજને મત્ત કરે એવી સુવાસ પણ ન હતી. મારા દેહ પર તો નકામા પ્રવાસની રજ ચઢી હતી. મારાં વસ્ત્રોની મલિનતા મારાં દારિદ્રના દર્શન કરાવતી હતી. ભમી ભમીને મારો આત્મા થાક ચઢયો હોય તેમ સુસ્ત કે શૂન્ય સમો વીસામાની વાટ જોતો હતો. મારી મલિનતા અને દુર્બળતા દેખી તને દયા આવી હતી કે કંપ થયો હતો ?

તારા મહાનુભાવ હૃદયમાં મારી દીનતા દેખી ઉદારતાનાં ઝરણ ફુટયાં અને તેં મને આશ્રય આપ્યો. તારા અંતર્ભાગમાં વીસામો ાં ઘણે વર્ષે મને સ્વસ્થ નિદ્રા સાંપડી. વગર કહ્યે મારા હૃદયનો

ભાર સરી જતો હોય કે ઓસરતો હોય એમ મને લાગ્યું. દૂર બોલતાં શીઆળવાના સ્વર પણ મને સંગીત સમા મીઠા અને મારી નિદ્રાને મધુર કરતા લાગ્યા. વિભાવરીના શ્યામલ કે શ્વેત વસ્ત્રોના સણુસણાટમાં, મૃદંગ સમા તમરાંના સુર, અનિલથી ફરફરતી ઓઢણી ઓઢી વાજિંત્ર વગાડતી નદી સમા મનોરંજક બન્યા. ઉડુગણના તેજના સુરમાંથી મારાં નયનોની ચમક વધી. તારી અનેરી એકલતાને મારી વીણાના તારથી ભેદવા નહીં પણ એની અપૂર્ણતા ગાવાની હોંસ થઈ. તારે દ્વારે બેસી કોઈ ને સંભળાવવાની પરવા રાખ્યા વિના તારી ગુણગાથાનાં ગાન દિશાઓને સંભળાવતો બેઠો છું. ક્ષણોનો હિસાબ નથી રહ્યો. દિવાકર રોજ ડોકીઆં કરીને જતો. દર પૂર્ણિમાએ આશ્ચર્યમુગ્ધ થતો નિશાનાથ નિહાળવા આવતો. પૃથ્વી કેટલાંએ વર્ષના ફેરા ફરી ગઈ. યુગો કે કલ્પોનો હિસાબ નહીં રહે. તારાં કીર્તિ-સ્તોત્ર ગાતાં મારો કંઠ કે મારી વીણા કોઈ થાકવાનાં નથી

જીર્ણતાને તિરસ્કારતા મંદિર ! તારી પાસે વસી હું શું શું પામ્યો તે તને ખબર છે ? પૃથ્વીનું પરિભ્રમણ કરતાં અને વિવિધ ધામોની યાત્રા કરતા ધરણી પરની કલુષિતતા પેખી પેખી મારી દીનતા વધી ગઈ હતી. તારા શાંત અને સ્વસ્થ આવાસમાં આવતાં મારી એ દીનતા ક્યાંએ પીગળી ગઇ. રાત્રિવાસો કરવાની રોજની ચિંતાને સાટે નિર્ભયતાની સોડમાં આરામની હુંફ વળી. તારા ગર્ભદ્વારમાં સ્થાપેલા દેવોને જગાડવાના પ્રયત્નો કરવામાં મને જીંદગીનું સાર્થક લાગ્યું. નિદ્રા સમી તારી ચેતનવતી સ્થિરતામાં ઘંટના ઘેરા નાદ ગજવી એના પ્રતિશબ્દે તને ડોલતો જોવો એ મને જીવનનું પરમ કર્તવ્ય ભાસ્યું. અને એ ઘંટના રણકે મારા પ્રેત સમા તેજોહીન દેહ-માંએ નવા પ્રાણ પુરાયા તેની ખબર છે ? જીવન હેતુ વિનાનું હતું, તારી સાથે જીવતાં એનો પરમ મર્મ જડયો. પાપ પ્રજાળવા ને પુણ્યના પંથ દર્શાવવા તું અહીં ઉભો છે. મારા ચિત્તમાં વસતી મલિનતા તારા ગંભીર પ્રભાવના દર્શન કરતાં ક્યાંએ નાસી જાય છે.

તું તો મહાજનોથી પૂજાએલો છે. ગરીબ યાત્રાળુની પૂજાનો સ્વીકાર કરી તેને કૃતાર્થ થવાની તક આપે છે તે તારી મહાનુભાવતા. ભુલેલાને તેં વિશ્રામસ્થલ આપ્યું. નિરાશ્રિતનો તું આશ્રયદાતા બન્યો.

તારે પગથીએ બેસી મેં શું જોયું તેની કથા સાંભળવામાં તને રસ પડશે? યાત્રાળુઓને પાવન કરવા કાજે તારા તીર્થકુંડના પવિત્ર જલની તરંગાવલિઓમાં મેં અનેક પુણ્યાત્માઓના સંકલ્પ જોયા. તેમાં તરતી સારસની બેલડી જોઈ હું એકતાના પાઠ ભણ્યો. એમાં ઉગતા ઉત્પલદલની નિર્લેપતા જોઈ સંસારમાં સંન્યાસ સાધવાની મને કુંચી જડી. રાત્રિ સમયે દૂર છતાં પાસે હોય તેવા તારકગણને એ જળનાં ઉંડાણમાં લપાતા અને ક્રીડતા જોઈ દૂર છતાં પાસે વસતા સ્નેહીઓના અંતરના ભેદ ઉકલ્યા. ગાઢ તિમિરમાં વેરાતી ગહનતામાં મેં વિગટનાં પગલાં પાસેથી જ સરી જતાં હોય એમ સાંભળ્યાં. આરપાર ભેદતી ચંદ્રિકામાં મેં આત્માના પડે પડ ઉકલતાં જોયાં. મરુતથી હાલતી વૃક્ષાવલિઓમાં થઈને આવતા અનંતના સાદ પણ મેં તારે ઓટલે બેસીને જ સાંભળ્યા. રસીલી વર્ષામાં નીતરતાં હૈયા જોયાં. શીઆળાની લાંબી રાત્રીઓમાં પ્રેમીઓની સમાધિ પરખી. વસતના નવા ફાલમાં મેં સૃષ્ટિ ખીલેલી જોઈ. મેં શું શું નથી જોયું? એકને જાણવાથી સર્વને જાણી શકાય છે એ શાસ્ત્રવચન છે. તને એકને જાણી આ નિર્જનતા ને નિરવતામાંએ વિશ્વના ભેદ પ્રીછવા હું ભાગ્યશાળી થયો. મારા અજ્ઞાનતાના આવરણ માત્ર તારા સાંનિધ્યથીજ ઉતરી ગયાં. તારા દેવોને આરતિ ઉતારતાં મારામાં અજવાળાં પ્રગટયાં કેટલું કહુ? હુ શું નથી પામ્યો તે જ શોધવાનું રહે છે.

પણ મદિરરાજ! ખરું કહેજે. તારી ઉદારતાથી તને સંકોચ થાય, તોએ એક વાર તો એ સંકોચને દૂર કરી સત્ય ઉચ્ચારતાં અચકાતો નહીં. યાત્રાળુના દીવાનાપણા પર કોઈ વાર તને અણગમો નહોતો આવતો? એની દીનતા દેખી અનુકંપા વાધતી હશે. તોએ કોઈ વાર તારું અંતઃકરણ કાંપ્યુ ન હતું? એ ધુનીની વીણા કોઈ

વાર બસુરી બનતી પેખી તેં ઘૃણાથી શીશ નહોતું ધુણાવ્યું ? તારી એકલતા ને ગૌરવમાં યાત્રાળુના પગરવથી થતો ભગ્ન નને કદીએ અસહ્ય નહોતો બન્યો ? તારી સહિષ્ણુતાની કસોટી કરતા હોય એવા એના ગાંડા પ્રલાપથી તારી અભંગતામાં કોઈ વાર પણ ભાત નહોતી પડતી ? એના દુર્બલ દેહની વિરૂપતા જોઈ સૌન્દર્યદર્શનોથી ટેવાએલી તારી આંખ દયા દર્શાવતી હોય તેમ ક્યારેએ હસી ન હતી ?

જલધિ સમા તારા હૃદયની સર્વને સમાવતી વિશાલતાને હું અન્યાય કરતો હોઉં તો માફ કરજે. તારા ઉંડાણમાં ડુબકી મારતાં હું ગભરાઉં છું. તારું સાગર–અંતર તો અમૃત અને વિષ, જલ અને અનલ, રત્ન અને કંકર બધું જ સમાવે છે. મને એ જોતાં ન આવડે તેમાં તારો શો દોષ ? વિશાલ સમુદ્રમાંથીએ ઘટ તો એની યોગ્યતા જેટલું જ ગ્રહણ કરે છે. નિર્જીવ દેખાઈ તું સજીવન રહ્યો છે. દૃઢ અને અડગ જણાઈ તેં જીવંત દ્વંદ્વોને સમાવ્યા છે. એને પરખવાની મારી અશક્તિ તેં જાણી છે; તેં ઓછો પ્રસાદ દર્શાવ્યો નથી. હું શંકા શાને કરું ?

ચિરકાલના સાથી ! મારા આયુની અવધો હવે પુરી થવા આવી છે. તારે આંગણે ઉગેલી મોગરાની કલિઓના હાર ગુંથી અલકાની મદારમાલાઓ સમાં તેનાં તોરણ તારે દ્વારે બાંધતા અને શોભા નીરખી રહેતા જીવનની સુભગતા અહીંઆં જ પ્રત્યક્ષ કરી છે. વાયુઓએ આણેલી એકેએક કણમાં અનેક પ્રદેશોના ઇતિહાસની કથાપોથી સમી ધૂલિની આશ્ચર્ય–કથનીઓ સાંભળતા બપોરો અહીં-આંજ વીતાવી છે. તારા શિખરના કળશમાંથી પ્રતિવમન પામતી તેજની ધારાઓને ઝીલતાં અંજાઈ જતી આંખોએ અત્રે જ હર્ષાશ્રુઓ વહાવ્યાં છે. તારા ભૂતકાળના પડદા પાછળ જોવાની અને ભવિષ્યના ગર્ભને સ્ફુરવવાની શક્તિ મેં અવાક થઈને વિના બોલ્યે પ્રશંસી છે. તે સ્થળ પણ આ જ. તારી ગંભીરતાની પાછળથી અચિંત્યા કુદી પડતા માનવતાના ચમત્કાર વિસ્મિત લોચને જોવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરાવનારું તીર્થસ્થળ પણ બીજું એકે નથી.

અને હવે, તું મિત્ર હો, સખી હો, પ્રિયતમ બંધુ હો, જે હો તે હો. આજ તારી વિદાય માગું છું. મૃત્યુએ મને તેડાં મોકલ્યાં છે.